સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્‌લાદજી સેવકરામની પત્ની
સ્મારક ગ્રંથમાળા નં. : ૨ :

# જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

મી. એચ. જી. વેલ્સના અંગ્રેજી પુસ્તક પરથી

લેખક,
રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ, બી. એ.,
પેટલાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી–અમદાવાદ.

કિમ્મત બાર આના.

સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામનાં પત્ની

સ્મારક ગ્રંથમાળા ફંડનો

# ઉપોદ્‌ઘાત.



સ્વ. પ્રહ્‌લાદજી સેવકરામના પુત્ર ઈંદુપ્રસાદ વતી તેમનાં બ્હેન કમળાલક્ષ્મીએ રૂ. ૫૦૦૦)ની રકમ સોસાઇટીને એવી સરતે સોંપી છે કે તેના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી પુસ્તક દર વર્ષે અથવા તેથી વધતા ઓછા અંતરે સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને તે પુસ્તકમાં "સૌ. દીવાળીબાઇ તે સ્વ. પ્રહ્‌લાદજી સેવકરામનાં પત્ની સ્મારક ગ્રંથાવલી" એ નામ લખવું. તે પ્રમાણે સદરહુ ફંડમાંથી નીચેનાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

| નંબર. | નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | ગ્રીક સાહિત્યનાં કરુણરસ પ્રધાન નાટકોની કથાઓ | ૦–૧૦–૦ |
| ૨ | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦–૧૨–૦ |

# પ્રસ્તાવના.

ઇંગ્રેજી સાહિત્યના ક્ષેત્રમાં મી. એચ. જી. વેલ્સનું નામ પ્રખ્યાત છે. તેમનાં પુસ્તકો આખી પૃથ્વી ઉપર વંચાય છે. તે ઘણાં રસિક, માહિતીપૂર્ણ, અને બોધક છે. તેમણે ઇંગ્રેજીમાં " શૉર્ટ હિસ્ટ્રી ઑફ ધિ વર્લ્ડ " એ નામક પુસ્તક લખેલું છે. તેનો આ " જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ " અનુવાદ છે. પોતાનાં પુસ્તકમાં ગ્રંથકર્તાએ જગતની ઉત્પત્તિ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ સમજાવી છે. જગતનાં જુદાં જુદાં સમકાલીન રાજ્યો કેવી રીતે સ્થપાયાં અને તેમનો ઉદય અને અસ્ત કેવી રીતે થયો તે બરાબર વર્ણવીને કર્તાએ અમૂલ્ય માહિતી આપી છે. જગતના જુદા જુદા સમકાલીન ધર્મો, ધર્મપ્રવર્તકો, અને મહાપુરૂષોનાં ટુંકાં પણ સચોટ વર્ણનો આપી, દેશેદેશની સામાજીક, ધાર્મિક અને રાજકીય ઉથલપાથલોને બરાબર સમજાવી, તેમણે આપણી આગળ જગતના ભાવી ઉત્કર્ષની રૂપરેખા આંકી બતાવી છે. કર્તા ધારે છે કે જગત આગળ વધે છે, ને વધશે, જગતમાં ભ્રાતૃભાવ સર્વત્ર ફેલાશે, અને સર્વત્ર સલાહ, શાંતિ અને સુખ પ્રસરી રહેશે, એવી આશા રાખીને કર્તા વિરમે છે. કર્તાના પુસ્તકના વિચારોનેજ આ અનુવાદ ગુર્જર ભાષામાં કથે છે.

રા. કા. દેસાઇ,
અનુવાદકર્તા.

# અનુક્રમણિકા.

# સાલવારી.

ઇ. સ. પૂર્વે લગભગ ૧૦૦૦ ની સાલમાં આર્ય લોકો સ્પેન, ઈટાલી, બાલ્કન, અને ઉત્તર હિંદમાં વસતા હતા. નૉસૉસનો નાશ થયો હતો. મિસર, ત્રીજો થૉથ્મિસ, એમેનૉફિસ વગેરેનો યશસ્વી કાળ વીતી ગયાને ત્રણ ચાર સૈકાં થઈ ગયાં હતાં. નાઇલની ખીણમાં એકવીસમા વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇઝરાયલ એકત્ર થઇ રહ્યું હતું અને ત્યાં સામ, ડેવિડ, કે સોલોમન રાજ્ય કરતો હશે. સુમેરિયન રાજ્યના પહેલા સાર્ગનનું નામ કૉન્સ્ટનટાઇન ધિ ગ્રેટના નામ કરતાં પણ વધારે જુનું થઈ રહ્યું હતું. હેમુરાબીને મરી ગયાને લગભગ એક હજાર વર્ષ થયાં હતાં. ઇ. સ. પૂર્વે ૧૧૦૦ માં પહેલા ટીગલથ પિલેસરે બેબિલન જીતી લીધું હતું; તોપણ બેબિલોનિયા અને આસિરિયા જુદાંજ રાજ્યો હતાં. ચીનમાં ચાઉ વંશ રાજ્ય કરતો હતો. ઈંગ્લાંડમાં સ્ટોનહેન્જનું નામ હજારો વર્ષનું જુનું થઇ રહ્યું હતું.

બીજાં બે સૈકામાં મિસરનો પુનરૂદ્ધાર થયો; સોલોમનનું યાહુદી રાજ્ય નાશ પામ્યું; ગ્રીક લોકો બાલ્કન, દક્ષિણ ઇટાલી, અને એશિયા માઇનોરમાં ફેલાઈ ગયા; અને ઇટ્રસ્કન લોકો મધ્ય ઈટાલીમાં સત્તા ભોગવી રહ્યા.

ઉપરના બનાવોનો કાળ નક્કી કરી શકાય તેમ નથી. તે માત્ર આશરેથી જ આપી શકાય તેમ છે. જે બનાવોનો કાળ નક્કી કરવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે છે.

ઇ. સ. પૂર્વે.

૮૦૦ કાર્થેજ બંધાયું.

૭૯૦ ઇથિઓપિયનોએ મિસર દેશ જીતી લીધો.

૭૭૬ પહેલો ઓલિમ્પિયાડ.

૭૫૩ રોમ બંધાયું.

૭૪૫ ત્રીજા ટીગલથ પિલેસરે બેબિલોનિયા જીતી લીધું અને આસિરિયાનું નવું રાજ્ય સ્થાપ્યું.

૭૨૨ બીજા સાર્ગને આસિરિયનોને લોખંડનાં હથિયારથી

સજ્જ કર્યા.

૭૨૧ તેણે ઈઝરેલાઈટસને દેશપાર કર્યા.

૬૮૦ એઝરહાદને મિસર દેશમાં થીબ્ઝ લીધું.

૬૬૪ પહેલા સામેટિકસે મિસર-દેશને સ્વાતંત્ર્ય અપાવ્યું, અને છવ્વીસમો વંશ સ્થાપ્યો.

૬૦૮ મિસરદેશના નેકોએ જુડાના રાજા જોશિઆને હરાવ્યો. મેજીડોની લડાઈ થઇ.

૬૦૬ ખાલ્ડીયનો અને મીડ લોકો-એ નિનેવે લીધું. ખાલ્ડીયન રાજ્ય સ્થપાયું.

૬૦૪ નેકો યુફ્રેટિસ નદી સુધી ગયો અને ત્યાં બીજા નેબ્યુચૅડ-નીઝારે તેને હરાવ્યો. નેબ્યુ-ચૅડનીઝાર યાહુદી લોકોને બેબિલન લઈ ગયો.

૫૫૦ મીડ સાયેઝરીસ પછી પર-શિયન સાયરસ ગાદીએ બેઠો. સાયરસે ક્રૅએસીસને હરાવ્યો. બુદ્ધ, કૉન્ફ્યુશિયસ અને લાઓટસે લગભગ આ વખતેજ થયા.

૫૩૯ સાયરસે બેબિલન લીધું અને પરશિયન રાજ્ય સ્થાપ્યું.

૫૨૧ હેલીસ્પાંટથી સિંધુ નદી સુધી પહેલો ડેરિયસ અમલ ચલાવતો હતો.

૪૯૦ મેરૅથૉનની લડાઈ.

૪૮૦ થરમૉપિલી અને સૅલેમિસની લડાઇઓ.

૪૭૯ પ્લેટિઆ અને માઇકેલની લડાઇઓથી પરશિયાની પુરે પુરી હાર થઈ.

૪૭૪ સિસિલીના ગ્રીક લોકોએ ઈટ્રસ્કન કાફલાનો નાશ કર્યો.

૪૩૧ પિલોપોનિશિયન વિગ્રહ શરૂ થયો.

૪૦૧ દસ હજારનું પાછા હઠવું.

૩૫૯ ફિલિપ મૅસેડોનિયાનો રાજા થયો.

૩૩૮ ચિરોનિયાની લડાઇ.

૩૩૬ મૅસેડોનિયાનું લશ્કર એશિ-યામાં ગયું. ફિલિપ મરાયો.

૩૩૪ ગ્રૅનિકસની લડાઇ.

૩૩૩ આઈસસની લડાઇ.

૩૩૧ આરબેલાની લડાઇ.

૩૩૦ ત્રીજો ડેરિયસ મરાયો.

૩૨૩ અલેકઝાન્ડર ધિ ગ્રેટનું મૃત્યુ.

૩૨૧ પંજાબમાં ચંદ્રગુપ્તનો ઉદય.

૨૮૧ પીરસે ઇટાલી ઉપર હુમલો કર્યો.

૨૮૦ હેરેક્લિઆની લડાઇ.

૨૭૯ આસ્કયુલમની લડાઇ.

૨૭૮ ગૅાલ લોકો એશિયામાઇ-
નોરમાં ગયા અને ગૅલે-
શિયામાં વસ્યા.

૨૭૫ પીરસે ઇટાલી છોડયું.

૨૬૪ પહેલો પ્યુનિક વિગ્રહ. અશોકે
બિહારમાં રાજ્ય શરૂ કર્યું.

૨૬૦ માઇલીની લડાઇ.

૨૫૬ ઍક્નોમસની લડાઇ.

૨૪૬ શિવાંગ્ટી સીનનો રાજા થયો.

૨૨૦ શિવાંગ્ટી ચીનનો પાદશાહ
થયો.

૨૧૪ ચીનની મોટી દિવાલ શરૂ
થઇ.

૨૧૦ શિવાંગ્ટીનું મૃત્યુ.

૨૦૨ ઝામાની લડાઇ.

૧૪૬ કાર્થેજનો નાશ.

૧૩૩ ઍટૅલસે રોમને પરગેમમ
આપ્યું.

૧૦૨ મેરિયસે જર્મનોને પાછા
હઠાવ્યા.

૧૦૦ મેરિયસની જીત. ચીનાઓએ
ટારિમની ખાણ જીતી લીધી.

૮૯ બધા ઇટાલિયનો રોમના
શહેરીઓ થયા.

૭૩ સ્પાર્ટેકસના હાથ નીચે
ગુલામોનો બળવો.

૭૧ સ્પાર્ટેકસની હાર અને નાશ.

૬૬ પૉમ્પી રોમન લશ્કરને
કાસ્પિયન તથા યુફ્રેટીસ સુધી
લઇ ગયો.

૪૮ જુલિયસ સીઝરે ફારસેલૅાસ
આગળ પૉમ્પીને હરાવ્યો.

૪૪ જુલિયસ સીઝરની કતલ થઇ.

૨૭ ઑાગસ્ટસ સીઝરના હાથમાં
સત્તા આવી.

૪ નૅઝેરેથના જીસસના જન્મનો
ખરો કાળ.

ખ્રિસ્તી સન પ્રવર્ત્યો.

ઈ. સ.

૧૪ ઑાગસ્ટસ મરી ગયો. ટાઇ-
બેરિયસ પાદશાહ થયો.

૩૦ જીસસને ક્રૉસ ઉપર
લટકાવ્યો.

૪૧ કલૅાડિઅસ પાદશાહ થયો.

૬૮ નિરોએ આપઘાત કર્યો.

૧૦૨ પાન ચ્ચૅા કાસ્પિયન સમુદ્ર
ઉપર ગયો.

૧૧૭ ટ્રાજન પછી હાડ્રિયન
પાદશાહ થયો.

૧૩૮ હિંદમાં ઇંડો–સિથિયનો હેલે-
નિક સત્તાનો નાશ કરતા
હતા.

૧૬૧ એન્ટોનિનસ પીઅસ પછી
માર્કસ ઑારેલિયસ ગાદીએ
આવ્યો.

૧૬૪ મહા મરકી શરૂ થઇ.
માર્કસ ઑારેલિયસના મૃત્યુ

સુધી તે ચાલી. તેણે આખા એશિયામાં પણ ખુવારી કરી. એ વખતે રોમન રાજ્યમાં ગેરવ્યવસ્થા અને અશાંતિની શરૂઆત થઇ.

૨૨૦ હુન વંશનો અંત.

૨૪૭ ગૅાથ લોકો ડાન્યુબ ઓળંગીને ગયા.

૨૫૧ ગૅાથ લોકોની મોટી જીત. પાદશાહ ડેશિયસ મરાયો.

૩૧૨ કૅાન્સ્ટન્ટાઇન ધિ ગ્રેટ પાદશાહ થયો.

૩૯૨ થિયોડોશિયસ ધિ ગ્રેટ પશ્ચિમ અને પૂર્વનો પાદશાહ થયો.

૪૨૫ વાન્ડાલ લોકો દક્ષિણ સ્પેનમાં વસ્યા.

૪૩૯ વાન્ડાલ લોકોએ કાર્થેજ લીધું.

૪૫૧ ઍટિલાએ ગૅાલ ઉપર ચઢાઇ કરી અને હાર્યો.

૪૫૩ ઍટિલાનું મૃત્યુ.

૪૫૫ વાન્ડાલ લોકોએ રોમને લુંટયું.

૪૯૩ ઇટાલીમાં ગૅાથીક રાજાઓ થયા.

૫૨૭ જસ્ટિનિયન પાદશાહ થયો.

૫૩૧ પહેલો કોસ્રોઝ રાજા થયો.

૫૪૩ કૅાન્સ્ટેન્ટિનોપલમાં મોટી મરકી ચાલી.

૫૫૩ જસ્ટિનિયને ગૅાથ લોકોને ઇટાલિમાંથી હાંકી કહાડયા.

૫૬૫ જસ્ટિનિયન મરી ગયો.

૫૭૦ મહમ્મદનો જન્મ.

૫૭૯ પહેલો કોસ્રોઝ મરી ગયો.

૫૯૦ રોમમાં પ્લેગ ચાલ્યો. બીજો કોસ્રોઝ ગાદીએ આવ્યો.

૬૧૦ હેરેકિલયસ ગાદીએ આવ્યો.

૬૧૯ બીજા કોસ્રોઝે ઇજીપ્ત, જેરૂસાલમ તથા દમાસ્કસ લીધાં. ચીનમાં ટંગ વંશ શરૂ થયો.

૬૨૭ હેરેકિલયસે નિનેવે આગળ પરશિયનોને હરાવ્યા.

૬૨૮ કવાધ રાજા થયો. મહમ્મદે બધા રાજાઓને કાગળ લખ્યા.

૬૨૯ મહમ્મદ મક્કે પાછો ગયો.

૬૩૨ મહમ્મદ મરી ગયો.

૬૩૪ યાર્મુકની લડાઇ.

૬૩૮ જેરૂસાલમ ખલીફ ઓમારને તાબે થયું.

૬૪૨ હેરેકિલયસ મરી ગયો.

૬૫૫ મુસ્લીમોએ બાઇઝેન્ટિયમના દરિયાઇ કાફલાનો નાશ કર્યો.

૭૧૧ મુસ્લીમ લસ્કરે આફ્રિકા-

માંથી સ્પેન ઉપર હુમલો કર્યો.
૭૩૨ ચાર્લ્સ માર્ટેલે મુસ્લિમોને પૉઇટિયર્સ આગળ હરાવ્યા.
૭૫૧ પેપિન ફ્રેન્ચ લોકોનો રાજા થયો.
૭૬૮ પેપિન મરી ગયો.
૭૭૧ શાર્લિમેન રાજા થયો.
૭૭૪ શાર્લિમેને લોમ્બાર્ડી લીધું.
૭૮૬ હરૂન–અલ–રસ્ચીદ બગદાદમાં ખલિફ થયો.
૭૯૫ ત્રીજો લિઓ પોપ થયો.
૮૦૦ લિઓએ શાર્લિમેનને પશ્ચિમનો રાજા નીમ્યો.
૮૦૨ એગબર્ટ વેસેકસનો રાજા થયો.
૮૧૪ શાર્લિમેન મરણ પામ્યો.
૮૨૮ એગબર્ટ ઇગ્લાંડનો પહેલો રાજા થયો.
૮૪૨ લુઇ ધિ પાયસ મરી ગયો.
૯૧૨ રાલ્ફ ગેન્ગર નૉર્મન્ડીમાં વસ્યો.
૯૧૯ હેનરી ફાઉલર જર્મનીનો રાજા નીમાયો.
૯૩૬ પહેલો ઓટો જર્મનીનો રાજા થયો.
૯૮૭ હગ કેપેટ ફ્રાન્સનો રાજા થયો.
૧૦૧૬ કેન્યુટ ઇગ્લાંડ ડેન્માર્ક અને નોર્વેનો રાજા થયો.
૧૦૬૬ વિલિયમે ઇંગ્લાંડ જીત્યું.
૧૦૭૩ હિલ્ડરબ્રાન્ડ પોપ થયો,
૧૦૮૭ બીજો અર્બન પોપ થયો.
૧૦૯૫ બીજા અર્બને પહેલો ધાર્મિક વિગ્રહ કરાવ્યો.
૧૦૯૬ ધાર્મિક વિગ્રહમાં લોકોની કતલ.
૧૧૪૭ બીજો ધાર્મિક વિગ્રહ.
૧૧૬૯ સલાદીન ઇજીપ્તનો સુલતાન થયો.
૧૧૭૬ ફ્રેડરિક બારબેરોસોએ પોપ ત્રીજા એલેકઝાન્ડરનું ઉપરીપણું કબુલ કર્યું.
૧૧૮૭ સલાદીને જેરૂસાલમ લીધું.
૧૧૮૯ ત્રીજો ધાર્મિક વિગ્રહ.
૧૧૯૮ ત્રીજો ઇનોસંટ પોપ થયો.
૧૨૦૨ ચોથો ધાર્મિક વિગ્રહ.
૧૨૦૪ લૅટીન લોકોએ કૉન્સ્ટેન્ટિનોપલ લીધું.
૧૨૧૪ જંઘીસખાને પેકિન લીધું.
૧૨૨૬ સંત ફ્રાન્સિસ (આસિસિનો) મરી ગયો.
૧૨૨૭ જંઘીસખાન મરી ગયો. ઓગદાઇખાન ગાદીએ આવ્યો.
૧૨૨૮ બીજો ફ્રેડરિક છઠ્ઠા ધાર્મિક

વિગ્રહમાં ગયો અને જેરૂ-
સાલમ લીધું.

૧૨૪૦ માંગોલ લોકોએ કીફનો નાશ કર્યો. રૂશિયા તેમનું ખંડીયું બન્યું.

૧૨૪૧ લીજનીટઝ આગળ માંગોલ લોકોની જીત.

૮૨૫૦ બીજો ફ્રેડરિક મરી ગયો.

૧૨૫૧ મંગુખાન મોટો ખાન થયો. કુબલાઈખાન ચીનનો ગવર્નર થયો.

૧૨૬૦ કુબલાઈખાન મોટો ખાન થયો.

૧૩૬૧ ગ્રીક લોકોએ લેટીન લોકો પાસેથી કોન્સ્ટેન્ટિનોપલ ફરી જીતી લીધું.

૧૨૭૩ રૂડોલ્ફ બાદશાહ નીમાયો. સ્વીસ લોકોએ પોતાનો પ્રજાસંઘ સ્થાપ્યો.

૧૨૯૨ કુબલાઇખાનનું મૃત્યુ.

૧૨૯૩ વિજ્ઞાનના પ્રયોગોનો પેગંબર બેકન મરી ગયો.

૧૩૪૮ મહામારી. કાળુ મૃત્યુ. (બ્લેક ડૅથ.)

૧૩૬૦ માંગોલ વંશનો નાશ અને મીંગ વંશની શરૂઆત.

૧૩૯૮ હૅસે પ્રેગમાં વાઇકિલફના સિદ્ધાંતોનો બોધ કર્યો.

૧૪૧૪ હૅસને બાળી મુકવામાં આવ્યો.

૧૪૫૩ ઓટોમાન તુર્કોએ કૉન્સ્ટેન્ટિનોપલ લીધું.

૧૪૯૨ કોલમ્બસ અમેરિકા ગયો.

૧૪૯૩ મેક્સિમિલિયન પહેલો પાદશાહ થયો.

૧૪૯૮ વાસ્કો ડિ ગામા હિંદુસ્તાન ગયો.

૧૪૯૯ સ્વીટઝરલાંડ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય થયું.

૧૫૦૯ આઠમો હેનરી ઈંગ્લાંડમાં રાજા થયો.

૧૫૧૫ પહેલો ફ્રાન્સિસ ફ્રાન્સનો રાજા થયો.

૧૫૨૦ પાંચમો ચાર્લ્સ પાદશાહ થયો.

૧૫૨૫ બાબર પાણિપતની લડાઇ જીત્યો અને મુગલાઈ રાજ્ય સ્થાપ્યું.

૧૫૩૦ આઠમા હેનરીએ પોપ સાથે વિરોધ માંડયો.

૧૫૩૯ સોસાઇટી ઑફ જીસસની સ્થાપના.

૧૫૪૬ માર્ટિન લ્યુથર મરી ગયો.

૧૫૫૬ પાંચમા ચાર્લ્સનો રાજ્યત્યાગ. અકબર મહાન મુગલ બાદશાહ થયો.

૧૫૫૮ ચાર્લ્સ મરી ગયો.
૧૬૦૩ પહેલો જેમ્સ ઇંગ્લાંડ અને સ્કૉલાંડનો રાજા થયો.
૧૬૨૬ સર ફ્રાન્સિસ બેકન મરી ગયો.
૧૬૪૩ ચૌદમા લુઇના રાજ્યની શરૂઆત.
૧૬૪૪ મંચુ વંશે મીંગ વંશનો અંત આણ્યો.
૧૬૪૮ વેસ્ટફેલિઆની સંધિ.
૧૬૪૯ પહેલા ચાર્લ્સને ફાંસી.
૧૬૫૮ ઔરંગઝેબ મુગલ બાદશાહ. ક્રોમ્વેલ મરી ગયો.
૧૬૬૦ બીજો ચાર્લ્સ ગાદીએ આવ્યો.
૧૬૮૯ રૂશિયામાં પીટર ધિ ગ્રેટ થયો.
૧૭૦૧ પહેલો ફ્રેડરિક પ્રુશિયાનો પહેલો રાજા થયો.
૧૭૦૭ ઔરંગઝેબનું મૃત્યુ. મુગલાઇ રાજ્યની પડતી.
૧૭૧૩ ફ્રેડરિક ધિ ગ્રેટનો જન્મ.
૧૭૧૫ ફ્રાન્સમાં પંદરમો લુઇ થયો.
૧૭૫૫–૬૩ બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે અમેરિકા અને હિંદુસ્તાન માટે લડાઇ.
૧૭૫૯ બ્રિટિશ જનરલ વુલ્ફે ક્વીબેક લીધું.
૧૭૬૦ બ્રિટનમાં ત્રીજો જ્યૉર્જ થયો.
૧૭૬૩ પારિસની સંધિ.
૧૭૬૯ નેપોલિયન બોનાપાર્ટનો જન્મ.
૧૭૭૪ સોળમા લુઇનો રાજ્યારંભ.
૧૭૭૬ અમેરિકાએ સ્વાતંત્ર્ય જાહેર કર્યું.
૧૭૮૭ ફીલાડેલ્ફીયામાં સંયુક્ત સંસ્થાનોની સભા અને સંસ્થાનીક રાજ્યની સ્થાપના.
૧૭૮૮ ન્યુ યૉર્કમાં સંયુક્ત સંસ્થાનોની પહેલી મહાસભા.
૧૭૮૯ ફ્રાન્સમાં લોકસભા ભેગી થઇ. બેસ્ટાઇલ ઉપર તેનો હુમલો.
૧૭૯૨ ફ્રાન્સ પ્રજાસત્તાક થયું.
૧૭૯૩ સોળમા લુઇને ફાંસી.
૧૭૯૪ રૉબેસ્પીયરને ફાંસી.
૧૭૯૮ બોનાપાર્ટ ઇજીપ્ત ગયો. નાઇલની લડાઇ.
૧૭૯૯ બોનાપાર્ટ પાછો ફ્રાન્સ આવ્યો અને પહેલો કૉન્સલ થયો.
૧૮૦૪ બોનાપાર્ટ પાદશાહ થયો.
૧૮૦૬ ધાર્મિક રોમની રાજ્યનો અંત.

૧૮૦૮ નેપોલિયને તેના ભાઈ જોસફને સ્પેનનો રાજા બનાવ્યો.

૧૮૧૦ અમેરિકામાં સ્પેનીશ સંસ્થાનો પ્રજાસત્તાક થયાં.

૧૮૧૨ નેપોલિયન મોસ્કોથી પાછો હટ્યો.

૧૮૧૪ નેપોલિયનનો રાજ્યત્યાગ. અરાઢમો લુઈ.

૧૮૨૫ સ્ટૉકટનથી ડાર્લિંગ્ટન સુધી પહેલી રેલ્વે.

૧૮૨૭ નેવેરીનોની લડાઇ.

૧૮૨૯ ગ્રીસ સ્વતંત્ર થયું.

૧૮૩૫ "સમાજવાદ" એ શબ્દ પહેલો વપરાયો.

૧૮૩૭ રાણી વિકટોરીયા થઈ.

૧૮૫૨ ત્રીજો નેપોલિયન ફ્રાન્સનો પાદશાહ થયો.

૧૮૫૪–૫૬ ક્રિમિયન વિગ્રહ.

૧૮૬૧ અબ્રાહમ લીંકન અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ થયો.

૧૮૬૫ જગત સાથે જાપાનનો વ્યવહાર શરૂ થયો.

૧૮૭૧ પ્રુશિયાનો રાજા જર્મન પાદશાહ થયો. ફ્રેન્ક-ફોર્ટની સંધિ.

૧૮૭૮ બર્લિનની સંધિ.

૧૯૧૨ ચીન પ્રજાસત્તાક થયું.

૧૯૧૪ યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું.

૧૯૧૭ રૂશિયામાં બે મોટા બળવા. બોલ્શેવિક સત્તાની સ્થાપના.

૧૯૧૮ મહાયુદ્ધ પછી સંધિ.

૧૯૨૦ પ્રજાસંઘની પહેલી બેઠક. જર્મની, આસ્ટ્રિયા, રૂશિયા, અને ટર્કી તેમાંથી બાતલ રાખવામાં આવ્યાં. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ તેમાં પ્રતિનિધિ મોકલ્યો નહિં.

૧૯૨૧ પ્રજાસંઘની અવગણના કરી ને ગ્રીક લોકોએ તુર્કો સાથે લડાઈ કરી.

૧૯૨૨ તુર્કોએ એશિયા માઇનોરમાં ગ્રીક લોકોને ભારે હાર ખવરાવી

૧૫૪૫૯

# જગતનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### સૃષ્ટિનો વિસ્તાર.

જગતનો ઇતિહાસ હજી સંપૂર્ણ જણાયો નથી. બસેં વરસ ઉપર મનુષ્યોને માત્ર છેલ્લાં લગભગ ત્રણ હજાર વરસના ઇતિહાસની ખબર હતી. તે વરસોની પહેલાં શું બન્યું હશે એ વાતને તેઓ દંતકથા અને અનુમાનથી કહેતા. તે સમયની સુધરેલી પ્રજાઓમાં એમ મનાતું હતું કે આ સૃષ્ટિ ઇ. સ. પૂર્વે ૪૦૦૪ વરસ ઉપર એકાએક ઉત્પન્ન થયેલી છે. તે વસંત ઋતુમાં કે પાનખર ઋતુમાં ઉત્પન્ન થઈ તેના વિષે તેઓમાં પણ મતભેદ હતો. સૃષ્ટિ વિષેનો આવો એકાએક વિચિત્ર અને ખોટો ખ્યાલ હિબ્રુ બાઇબલના શબ્દાર્થ અને તે ઉપરથી ઉપજાવેલા એકતરફી સિદ્ધાંતોથી તેમના મગજમાં બંધાયો હતો. પણ આધુનિક સમયના ધર્મગુરૂઓને એ ખ્યાલ ઘણા વખતથી ગ્રાહ્ય નથી. સૃષ્ટિના બાહ્ય દેખાવ ઉપરથી હવે સર્વાનુમતે સિદ્ધ થયું છે કે આ સૃષ્ટિ ઘણા લાંબા વખતથી, બલ્કે અનંતકાળથી અસ્તિત્વ ધરાવે છે. વખતે સૃષ્ટિના બાહ્ય દેખાવથી મનુષ્યો છેતરાતા હશે એમ પણ બને, કારણ કે કોઈ ઓરડીમાં સામાસામી દર્પણ ગોઠવવામાં આવે તો તે અનંત દેખાય. પણ આ જગત ૭ કે સાત હજાર વર્ષથીજ અસ્તિત્વ ધરાવે છે એવો ખ્યાલ તો કોઈને પણ ગ્રાહ્ય નહિં જ હોય.

વર્તમાન સમયમાં સર્વે જાણે છે કે પૃથ્વી ગોળ છે. તે એક ગોળો છે. તે ગોળો નારંગીની માફક બંને બાજુએથી જરા સંકોચાયલો છે. તેનો વ્યાસ ૮૦૦૦ માઇલ છે. પૃથ્વી ગોળ છે એવું લગભગ ૨૫૦૦ વર્ષથી કેટલાક બુદ્ધિમાન પુરૂષોના જાણવામાં આવ્યું છે. તે પહેલાં મનુષ્યો એમ ધારતા હતા કે પૃથ્વી સપાટ છે, અને આકાશ, તારા, તથા ગ્રહો સાથેના તેના સંબંધ વિષે તેઓ જુદા જુદા વિચિત્ર ખ્યાલો ધરાવતા. પણ હાલમાં આપણે જાણીએ છીએ કે પૃથ્વી તેની ધરી ઉપર ફરે છે; ચોવીસ કલાકે તે એક આંટો ફરી રહે છે; અને તે ધરી વ્યાસ કરતાં ૨૪ માઈલ નાની છે; પૃથ્વીના ધરી ઉપર ફરવાથી રાત અને દિવસ થાય છે; વળી તે સૂર્યની આસપાસ ફરે છે; અને એ વાર ફરી રહેતાં તેને એક વરસ લાગે છે; તેનો ભ્રમણમાર્ગ એક બાજુએથી જરા નમેલી ઇંડાકૃતિ જેવો છે; અને સૂર્ય તથા પૃથ્વી વચ્ચે ઓછામાં ઓછું અંતર લગભગ એકાણું લક્ષથી તે ચોરાણું લક્ષ માઇલ છે.

પૃથ્વીની પાસે લગભગ ૨૩૯૦૦૦ માઈલને અંતરે ચંદ્ર ફરે છે. સૂર્યની આસપાસ એકલી પૃથ્વી અને ચંદ્રજ ફરે છે એમ નથી, બીજા ગ્રહો પણ તેની આસપાસ ફરે છે. ૩૬૦૦૦૦૦ માઇલને અંતરે બુધ ફરે છે. ૬૭૦૦૦૦૦૦ માઈલને અંતરે શુક્ર ફરે છે. ૧૪૧૦૦૦૦૦ માઇલને અંતરે મંગળ ફરે છે. ૪૮૩૦૦૦૦૦ માઇલને અંતરે બૃહસ્પતિ ફરે છે. ૮૮૬૦૦૦૦૦ માઈલને અંતરે શનિ ફરે છે. ૧૭૮૨૦૦૦૦૦ માઈલને અંતરે યુરેનસ ફરે છે. અને ૨૭૯૩૦૦૦૦૦ માઇલને અંતરે વરૂણ (નેપ્ચ્યુન) ફરે છે. સૂર્યની આસપાસ ફરનારા બીજા નાના નાના ગ્રહો વિષે તો આપણે કંઈ કહેતા જ નથી. સૂર્ય અને બીજા ગ્રહો વચ્ચે લાખો માઇલનું અંતર છે એમ જે કહ્યું તે વાચકની કલ્પનામાં આવી શકે તેવું નથી. એથી કરીને જો આપણે સૂર્ય અને બીજા ગ્રહોનું પ્રમાણ સમજી શકાય તેવું નાનું લેઇએ તો વાચકની કલ્પનામાં સઘળું આવી શકે.

ધારો કે પૃથ્વી એક નાનો દડો છે. તેનો વ્યાસ એક ઈંચ છે. તો પછી સૂર્ય એક મોટો ગોળો થશે. તેનો વ્યાસ નવ ફુટ થશે, અને તે ૩૨૩ વારને અંતરે આવી રહેશે. એટલે કે તે માત્ર ૧/૫ માઈલને અંતરે રહેશે. ચંદ્ર એક નાના વટાણા જેવડો થશે. પૃથ્વીથી તે ૨॥ ફુટને અંતરે આવશે. સૂર્ય અને પૃથ્વીની વચમાં બે ગ્રહો બુધ અને શુક્ર આવશે. પહેલો સૂર્યથી ૧૨૫ અને બીજો ૨૫૦ વારને અંતરે રહેશે. આ ગ્રહોની આસપાસ **પોલાણ** રહેલું હશે. આખરે પૃથ્વીથી ૧૭૫ ફુટને અંતરે રહેલો મંગળ નજરે આવશે. પછી ૧ માઇલને અંતરે રહેલો બૃહસ્પતિ, ૨ માઈલને અંતરે રહેલો શનિ, ૪ માઇલને અંતરે રહેલો યુરેનસ, અને ૬ માઇલને અંતરે વરૂણ (નેપ્ચ્યુન) દેખાશે. પછી હજારો માઇલ સુધી પથરાયેલું **શુન્ય જેવું પોલાણ** નજરે આવશે. માત્ર અહીંતહીં ઝીણાં રજકણો અને જરા જરા ઉડતી વરાળ દૃષ્ટિએ પડશે. ઉપર પ્રમાણે કલ્પના કરીએ તોપણ પાસેમાં પાસે રહેલો ગ્રહ પણ પૃથ્વીથી ૪૦૦૦૦ માઇલ દૂર રહેશે.

આ વિશ્વનો વ્યવહાર કેવા મોટા **પોલાણમાં** ચાલી રહેલો છે તે કદાચ ઉપરના આંકડાઓ ઉપરથી આપણને સમજાશે, કારણ કે આપણે જાણીએ છીએ કે આવા મોટા **પોલાણમાં** માત્ર એકલી પૃથ્વીની સપાટી ઉપર જ જીવન જોવામાં આવે છે. એ **જીવન** પૃથ્વીની સપાટીની નીચે ઉંડું લગભગ ત્રણ માઇલ સુધી અને સપાટી ઉપર ઉંચે લગભગ પાંચ માઇલ સુધી પહોંચેલું માલમ પડે છે. બાકીનો અનંત વિસ્તાર પોલાણ અને જડથી ભરેલો છે.

ઉંડામાં ઉંડા સમુદ્રની ઉંડાઇ પાંચ માઈલ છે. હવાઇ વિમાન વધારેમાં વધારે લગભગ ચાર માઈલ ઉંચે જાય છે. બલુનમાં બેશીને લોકો સાત માઇલ સુધી ઉંચે ગયા છે. પણ તે તેમના જીવના જોખમે. કોઈ પક્ષી પણ ઉંચે પાંચ માઇલ સુધી ઉડી શકતું નથી, અને હવાઇ વિમાનમાં જો નાનાં પક્ષીઓ અને જંતુઓને તેટલે ઉંચે લઇ જવામાં આવે છે તો તે બેશુદ્ધ થઇને નીચે પડે છે.



# પ્રકરણ ૨ જું.

## સૃષ્ટિકાળ.

છેલ્લાં પચાસ વરસમાં વિજ્ઞાનશાસ્ત્રીઓએ પૃથ્વીની ઉત્પત્તિ તથા કાળ વિષે ઘણા સારા તર્કો કરેલા છે. એ તર્કોનું ટુંકામાં પણ વર્ણન કરવું અશક્ય છે, કારણ કે તેમાં ગણિત અને પ્રાકૃતિક શાસ્ત્ર સંબંધીની ઝીણી બાબતો સમાયલી છે. સત્ય વાત તો એ છે કે પ્રાકૃતિક શાસ્ત્ર અને ખગોળવિદ્યા હજી **વિકાસને પામ્યાં** નથી. તેમના નિર્ણયો હજી દૃષ્ટાંત અને અનુમાનથી જ ભરેલા છે. આજ-કાલ ઘણાનું માનવું એવું થયું છે કે આ સૃષ્ટિની ઉત્પત્તિ ઘણા લાંબા વખતથી થયેલી છે. એ વાત હવે સંભવિત લાગે છે કે આ પૃથ્વી ઘણા લાંબા વખતથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. તે એક ગ્રહ છે અને ૨૦૦૦૦૦૦૦૦૦ કરતાં પણ વધારે વરસથી સૂર્યની આસપાસ ફર્યા કરે છે. એથી પણ ઘણા વધારે સમયથી તે ફર્યા કરતી હશે. એ સમય એટલો બધો લાંબો છે કે તેની કલ્પના કરવી અશક્ય છે.

સૂર્ય, પૃથ્વી અને બીજા ગ્રહો એક બીજાથી જુદાં થઇ ગયાં ત્યાર પહેલાં તે સર્વેનો એક **જડ સમૂહ** બનેલો હશે, અને તે આ-કાશમાં પથરાઇને ફરતો હશે. આકાશમાં બહોળા ફેલાઈ રહેલા **પ્રકાશિત જડ સમૂહો** અને તારાઓ દૂરબીન વડે દેખાઈ આવે છે. તેઓ એકાદ મધ્યબિંદુની આસપાસ ફરતા જણાય છે. ઘણા ખગોળવેત્તાઓ એવું ધારે છે કે સૂર્ય અને તેના ગ્રહો એક વખત એવા બહોળા ફેલાઈ રહેલા જડસમૂહ રૂપે હતા અને તેઓ ધીમે ધીમે સંકોચ પામીને હાલનું સ્વરૂપ ધારણ કરી રહેલા છે. એ સંકોચ પામવાનું કાર્ય કરોડો વરસથી ચાલ્યું આવતું હતું અને આખરે અગણિત વરસો ઉપર પૃથ્વી અને ચંદ્ર તેમના જુદા જુદા સ્વરૂપમાં સ્પષ્ટ

દેખાયાં હતાં. તે વખતે તેઓ હાલના કરતાં વધારે ઝડપથી પોતાની ધરી ઉપર ફરતાં હતાં. **તેમની અને સૂર્યની વચમાં અંતર ઓછું હતું.** તેઓ સૂર્યની આસપાસ ઘણી વધારે ઝડપથી ફરતાં હતાં, અને તેઓની સપાટીઓ પીગળેલી હતી તે વખતે સૂર્ય પણ ઘણા વધારે તાપથી આકાશમાં તપતો હતો.

એ અનંત કાળમાં જો આપણાથી પાછા જઈ શકાય અને પૃથ્વીને તેની મૂળ સ્થિતિમાં નિહાળી શકાય, તો આપણને માલમ પડે કે આ વખતે પૃથ્વી એક ભઠ્ઠી જેવી છે, અથવા તો તે જ્વાળામુખી પર્વતમાંથી નીકળતા તાજા સળગતા પ્રવાહી પદાર્થની સપાટી સમાન છે. તેની ઉપર પાણી બીલકુલ દેખાતું નથી, કારણ કે આ વખતે પાણી, ગંધક અને બીજી ધાતુઓની વરાળવાળી તોફાની હવાથી ઉકળીને વરાળ બની રહ્યું છે. એની નીચે પીગળેલા ખડકોનો સમુદ્ર ઉકળે છે અને ફરે છે. આકાશમાં તોફાની વાદળાં છે. સૂર્ય અને ચંદ્ર વેગથી ફરે છે, અને અગ્નિની ઝાળ જેવો તેમનો પ્રકાશ **આકાશમાં વાદળામાં** ઝડપથી પ્રસરી રહ્યા છે.

લગભગ દસ લાખ વરસને અંતે આ ભયંકર દેખાવ ધીમે ધીમે શાંત થાય છે અને ઉંનો પ્રવાહી પદાર્થ વહેતો બંધ પડે છે, આકાશમાંની વરાળ નીચે વરસી જાય છે અને તે આકાશમાં બહુ **બાઝી રહેતી** નથી. ઠરી જતા ખડકોનાં પડ પ્રવાહી સમુદ્રની સપાટી ઉપર માલમ પડે છે. તે તેમાં ડુબી જાય છે અને તેમનું સ્થાન બીજા તરતા પદાર્થો લે છે. આ વખતે સૂર્ય અને ચંદ્ર વધારે દૂર જાય છે અને વધારે નાના થઇ ઓછી ઝડપથી આકાશમાં ફરતા જણાય છે. પોતાના નાના કદને લીધે હવે ચંદ્ર જલદીથી ઠંડો પડી જાય છે અને ઓગળતો નથી. ઘડીકમાં તે સૂર્યના પ્રકાશને રોકે છે અને ઘડીકમાં તેને પાછું ફેંકે છે. એથી અનેક વાર ગ્રહણ અને પૂર્ણિમા થાય છે.

એવીજ રીતે પૃથ્વી પણ અનંતકાળથી ધીમે ધીમે, આપણે રહીએ છીએ તેવી પૃથ્વી બની રહે છે. આખરે એક એવો યુગ આવે છે કે જેમાં હવા ઠંડી થાય છે, વરાળ વાદળાં રૂપે ઠરી જાય છે, અને પહેલી વારની વૃષ્ટિ પ્રથમ ઉત્પન્ન થયેલા ખડકો ઉપર સુસવાટ કરતી પડે છે. હજી પણ લાખો વરસ સુધી પૃથ્વી ઉપરના પાણીનો મોટો ભાગ વરાળ થઇને ઉંચે હવામાં ઉડી જશે; પણ નીચે ગરમ પાણીના ઝરાઓ, વહેળાઓ અને સરોવરો ઉત્પન્ન થશે; ગરમ પાણીના ઝરાઓ ખડકો ઉપર વહેશે અને તેમનો નીચે ઠરી રહેલો કચરો વહેળાઓ અને સરોવરોમાં ઘસડાઈ જશે. આખરે અમુક પ્રકારની વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઇ રહી હશે. એ વસ્તુસ્થિતિમાં **એકાદ મનુષ્ય** ઉત્પન્ન થયો હશે. પૃથ્વીની સપાટી ઉપર ઉભો રહીને તે આસપાસ જોતો હશે, અને જીવન ગુજારતો હશે. તે સમયે પૃથ્વી ઉપર જો આપણે જન્મ્યા હોત તો આપણને પણ સળગતા પ્રવાહી પદાર્થોના ખડકો ઉપર ઉભા રહેવું પડયું હોત. ત્યાં જમીન કે ઝાડ પાનનું ચિહ્ન પણ દેખાતું નહિ અને આકાશ તોફાનથી ભરપૂર હતું. મોટામાં મોટા તોફાન કરતાં પણ વધારે ભયંકર અને ગરમ પવન તથા આપણી મૃદુ અને ધીમી પૃથ્વીએ કદિ જોઇ નહિ હોય એવી સખત વૃષ્ટિથી આપણે હેરાન હેરાન થઇ ગયા હોત. ખડકોની રજથી મેલું થયેલું, બહોળા જથામાં વહેતું, સમુદ્ર તરફ વહી જતી ઉંડી નદીઓની પણ આરપાર નીકળી જતું એ વૃષ્ટિનું પાણી આપણી આગળ થઇને સપાટાબંધ ચાલ્યું ગયું હોત. આકાશમાં ફરતો મોટો સૂર્ય વાદળાંથી ઘેરાઈ ગયો હોત, અને તેના તથા ચંદ્રના ઉગવાની સાથે અનેક ધરતીકંપ થયા હોત, અને ચંદ્રમા કે જે આપણને હંમેશ પોતાની એકજ બાજુ બતાવે છે, તે ફરતો જણાતો હોત, અને સંતાડી રાખેલી બીજી બાજુને પણ આપણી તરફ ધરતો હોત.

પૃથ્વી ઘણાં વરસની જુની થઈ. કરોડો વરસ વીતી ગયાં. દિવસ લાંબો થયો. સૂર્ય વધારે દૂર ગયો. તેની ઉગ્રતા ઓછી થઇ. આકાશમાં

ચંદ્રની ગતિ ઓછી થઇ. વરસાદ અને તોફાનનું જોર કમી થયું. સમુદ્રમાં પાણી વધ્યું, અને વહીને મહાસાગરમાં ગયું. તે દિવસથી આપણી પૃથ્વી એ મહાસાગરરૂપી વસ્ત્રને ધારણ કરી રહી છે.

પણ હજી સુધી પૃથ્વી ઉપર જીવન જેવું કંઇ જણાતું નહોતું. સમુદ્રમાં કોઈ પણ પ્રાણી નહોતું, અને ખડકો ઉજજડ દશા ભોગવતા હતા.



# પ્રકરણ ૩ જું.

## જીવનની શરૂઆત.

હાલમાં દરેક જણ જાણે છે કે માનવજીવનની શરૂઆતના પૂર્વકાળનું જ્ઞાન આપણને ખડકોમાંથી જડી આવતાં જીવ જંતુઓનાં હાડકાં વગેરે ઉપરથી મળી આવે છે. સ્લેટ, રેતી, અને ચુનાના પથ્થરોમાંથી હાડકાં, છીપોલીઓ, રેષાઓ, થડ, ફળ, પગલાં વગેરે તથા ભરતીનાં ચિહ્નો અને વરસાદથી નીપજેલા ખાડાઓ જડી આવે છે. આવી રીતે ખડકોના ઇતિહાસનું એકત્ર નિરીક્ષણ કરીને જીવનના ભૂતકાળનો ઇતિહાસ એકઠો કરવામાં આવ્યો છે. દરેક જણ આજે એટલું તો જાણે છે, કે મૂળ કચરાના બનેલા ખડકો એક ઉપર એક સ્પષ્ટ ગોઠવાયલાં પડના બનેલા હોતા નથી. તેઓ ખરી પડેલાં, વાંકાં વળેલાં, આસપાસ પેશી ગયેલાં, નમેલાં અને વારંવાર લુંટાયલાં અને બળાયલાં પુસ્તકાલયનાં પુસ્તકોનાં પાનાં જેવા એકઠા થઈ ગયેલા હોય છે. ઘણા મનુષ્યોએ આખી જીંદગી સુધી સખત મહેનત કરી છે, ત્યારે જ તેમનો ઇતિહાસ ક્રમવાર ગોઠવાયો છે. ખડકોનો ઇતિહાસ એકત્ર કરવામાં જે વખત લાગ્યો છે તેનું પ્રમાણ આશરે ૧૬૦૦૦૦૦૦૦ વરસ છે.

એ ઇતિહાસમાં ભૂસ્તરવેત્તાઓ મૂળ ખડકોને એઝોઇક કહે છે, કારણ કે તેમનામાં જીવનનું કંઈ પણ ચિહ્ન જણાતું નથી. ઉત્તર અમેરિકામાં આવા ખડકો મોટા વિસ્તારમાં ઉઘાડા પડેલા છે. તેમની જાડાઇ એટલી બધી છે કે ભૂસ્તરવેત્તાઓ તેમને ૮૦૦૦૦૦૦૦ વરસના જુના ગણે છે, આ બીના ઘણી અગત્યની છે. તેને ફરીથી કહેવાની

જરૂર છે. પૃથ્વી ઉપર જમીન અને સમુદ્ર સ્પષ્ટ જુદાં માલમ પડયાં ત્યારથી તે અત્યાર સુધીમાં ઘણો સમય વીતી ગયો છે. તેમાં અડધો અડધ વરસ સુધી જીવનનો પ્રારંભ થયો હોય એમ લાગતું નથી. કારણ કે તેનાં ચિહ્ન આપણને મળતાં નથી. આ ખડકોમાં હજી પણ કરચલીઓ અને વૃષ્ટિનાં ચિહ્ન જણાઇ આવે છે પણ કોઈપણ જીવતા પ્રાણીનું એકે ચિહ્ન જણાતું નથી.

જેમ જેમ આપણે ઇતિહાસને આગળ વાંચીએ છીએ તેમ તેમ ભૂતકાળના જીવનનાં ચિહ્નોનું વર્ણન આપણી દૃષ્ટિએ વધારે વધારે આવતું જાય છે. જે સમયમાં એ ચિહ્નો દેખાય છે તે સમયને ભૂસ્તરવેત્તાઓ લોઅર પેલીઓઝોઇક યુગ કહે છે. તે સમયમાં જીવન હતું તેનું સૂચન કેટલીક સાદી અને હલકી **ચીજોના** અવશિષ્ટ રહેલા ભાગો ઉપરથી થાય છે. તે નીચે પ્રમાણે છે. નાની માછલીઓની છીપોલીઓ, પરવાળા જેવા પદાર્થનાં થડ અને ફુલ જેવાં માથાં, દરિયાઇ રોપાઓ, અને દરિયાઈ કીડાઓના લીસોટા અને હાડપિંજર વગેરે, રોપામાં રહેતી જુ જેવાં પ્રાણીઓ અને પેટે છાલનારાં પ્રાણીઓ, જે દડા જેવાં ગોળ વળી જાય છે તે, ઘણાં વહેલાં નજરે પડે છે. પછીથી દસેક લાખ વરસમાં **દરિયાઇ વીંછી** ઉત્પન્ન થાય છે. જગતે કદિ જોયા નહિ હોય એવા તે જબરા હોય છે.

આ પ્રાણીઓમાંનું કોઇ ઘણા મોટા કદનું હોતું નથી. મોટામાં મોટા કેટલાક દરિયાઇ વીંછીઓ હોય છે. તેમની લંબાઇ નવ ફુટ હોય છે. હજી સુધી જમીન ઉપર કોઇ પણ પ્રકારના જીવનમાં ચિહ્ન જણાતાં નથી. કોઈ પણ પ્રાણી અથવા રોપો દેખાતો નથી. હજી સુધી ઇતિહાસ આપણને માછલાં કે આંચળવાળાં પ્રાણીઓ વિષે કંઇજ કહેતો નથી. આ સમયના જે રોપાઓ અને પ્રાણીઓનાં ચિહ્નો આપણને મળી આવે છે તે છીછરા પાણીમાં અને ભરતીમાં ઉત્પન્ન થયેલાં છે. તે સમયના અને હાલના રોપા અને પ્રાણીઓની સરખામણી જો આપણે કરવી હોય તો આપણે ખડક ઉપરના વહેળામાંથી

અથવા તો કોઇ ખાબોચીયામાંથી એક પાણીનું ટીપું લેવું અને તેને સુક્ષ્મદર્શક યંત્ર વડે તપાસવું. તેમાં જે રજકણો, જીવ જંતુઓ વગેરે જણાશે તે પૃથ્વીનાં આદ્યકળાનાં મોટાં અને બેડોળ રજકણો અને જીવ જંતુઓને મળતાં હશે.

તોપણ આપણે બરાબર યાદ રાખવું જોઇએ કે પૃથ્વી ઉપર પ્રથમ જીવનની શરૂઆત થઈ તેનાં ચિહ્ન લોઅર પેલીઓઝોઇક ખડકો-માંથી આપણને મળી શક્તાં નથી. જો પ્રાણીઓને હાડકાં, કઠણ અવયવો, કે છીપો હોય, અથવા જો તેઓ કાદવમાં પગલાં પાડી શકે એવાં મોટાં કે વજનદાર હોય, તોજ તેમની પાછળ તેમનાં પગલાં પડેલાં જણાય. હાલમાં કરોડો પ્રાણીઓ આપણી પૃથ્વી ઉપર વસે છે. તેમનાં શરીર એટલાં તો હલકાં અને પોચાં છે કે ભૂસ્તરવેત્તા-ઓને તેમનું એક પણ પગલું જડવું મુસ્કેલ છે. સૃષ્ટિના ભુતકાળમાં આવાં કરોડો પ્રાણીઓ ઉત્પન્ન થયાં હશે અને જીવન ગાળીને નાશ પણ પામ્યાં હશે. અત્યારે તેમનું કોઇ પણ ચિહ્ન રહ્યું નથી. એઝોઇક સમયનાં ગરમ અને છાછરાં સરોવરો અને સમુદ્રોના પાણીમાં છીપ કે હાડકાં વગરનાં હલકાં અને પોચાં અસંખ્ય પ્રાણીઓ વસેલાં હશે અને છારીવાળા લીલા છોડવાઓએ તેમના ખડકો અને કિના-રાઓને ઢાંકી નાંખ્યા હશે. ખડકોનો ઇતિહાસ પુરેપુરો ઇતિહાસ નથી. જેમ નાણાંની પેઢીના ચોપડા આડોશીપાડોશીના જીવનનું વર્ણન આપી શક્તા નથી તેમ તે પૃથ્વી ઉપરના જીવનનું વૃતાંત આપી શક્તા નથી. જ્યારે કોઇ પ્રાણી અથવા છોડવો પોતાની પાછળ ચીપ કે થડ મુકીને નાશ પામ્યો હોય, ત્યારે જ તેનું વર્ણન ઇતિહાસમાં આપી શકાય. પણ ખડકોમાં ખનિજ પદાર્થનાં ચિહ્ન જણાવા લાગ્યાં ત્યાર પહે-લાંના સમયના ખડકોમાં ગ્રેફાઇટ નામનો ભાગીને ભુકો થઇ ગયેલો પદાર્થ કોઇ વાર માલમ પડી આવે છે. કેટલાક શિષ્ટ પુરૂષો એમ માને છે કે પદાર્થ કોઇ અજ્ઞાત પ્રાણીઓના ચલનવલનથી ભાગીને ભુકો થઇ ગયો હશે.



૧૫૪૯૭

# પ્રકરણ ૪ થું.

## મત્સ્યકાળ.

સૃષ્ટિ ઉત્પન્ન થયાને બે ચાર હજાર વરસ થયાં તે વખતે સૌ એમ માનતા હતા કે રોપાઓ અને પ્રાણીઓની જુદી જુદી જાતો પહેલેથી આની આજ ચાલી આવે છે. મૂળથી જ તેમનું રૂપ આવું ને આવું જ છે. પણ જેમ જેમ મનુષ્યો ખડકોના જુના ઇતિહાસનો શોધ અને અભ્યાસ કરતા ગયા તેમ તેમ તેમના મનમાં શંકા ઉત્પન્ન થતી ગઇ કે એ મૂળ જાતોમાં ફેરફાર થયેલો છે, અને તેમાંની ઘણી ધીમે ધીમે વિકાસને પામેલી છે. એ શંકાથી સર્વે સજીવ વિકાસ-વાદમાં માનવા લાગ્યા. એ માન્યતા એવી છે કે આ પૃથ્વી ઉપરનાં સર્વે પ્રાણી તથા વનસ્પતિ એઓઇક યુગના વખતની કોઇ નિરાકાર સજીવ વસ્તુ અથવા કોઈ આદ્ય જીવન તત્વમાંથી ધીમે ધીમે વિકા-સને પામીને ઉત્પન્ન થયેલાં છે.

જુના વખતમાં સૃષ્ટિકાળના પ્રશ્નની માફક આ સજીવ વિકાસનો પ્રશ્ન પણ ઘણો વાદગ્રસ્ત હતો. એક વખત એવો હતો કે જ્યારે કેટલાંક અજ્ઞાત કારણોને લીધે સર્વે એમ માનતા હતા કે આ સજીવ વિકાસનો નિયમ ખ્રિસ્તી, યાહુદી, અને મુસલમાની સિદ્ધાંતોને અનુ-કૂળ નથી. તે સમય હવે ગયો છે, અને આજે ઘણા ધર્મચુસ્ત કેથો-લીકો, પ્રોટેસ્ટંટો, યાહુદીઓ, અને મુસલમાનો પણ માનવા લાગ્યા છે કે આ સઘળા સજીવ પદાર્થો કોઈ એક સર્વ સામાન્ય વસ્તુમાંથી ઉત્પન્ન થયેલા છે; જગત શૂન્યમાંથી પેદા થયું નથી; તે ઉત્પન્ન થયેલું હતું; અને હજી પેદા થતું જાય છે. આપણાથી કળી ન શકાય એટલા લાંબા વખતથી સૃષ્ટિ ચાલી આવે છે અને પ્રાણીઓનું જીવન

માત્ર ચલનવલનમાં જ સમાઇ ન રહેતાં સ્વતંત્રતા, સત્તા, અને સ્વભાનને પ્રાપ્ત કરતું જાય છે.

જગત વ્યક્તિઓનું બનેલું છે. આ વ્યક્તિઓ મર્યાદિત છે. તે માટીના ઢેપા કે ઢગલા જેવી નથી. નિર્જીવ જડના બનેલા સ્ફટિકની માફક તે અમર્યાદિત અને ગતિરહિત નથી. તેમનામાં બે ખાસ ગુણો રહેલા છે. તે બીજા જડ પદાર્થને પોતાની સાથે મેળવી શકે છે અને તેને પોતાનો જ ભાગ કરી મુકે છે. તે પોતાના જેવાં બીજાં પ્રાણીઓ ઉત્પન્ન કરે છે. તે આહાર કરે છે અને પ્રજા ઉત્પન્ન કરે છે. તે બીજી વ્યક્તિઓને જન્મ આપે છે. એ વ્યક્તિઓ ઘણે ભાગે તેમના જેવીજ હોય છે પણ તેમાં સહેજ સહેજ ભેદ માલમ પડે છે. વ્યક્તિ અને તેની પ્રજા વચ્ચે અસાધારણ કૌટુંબિક સાદૃશ્ય જણાઇ આવે છે. છતાં પણ બન્નેની વચમાં વ્યક્તિગત ભેદ રહેલો છે. આ પ્રમાણે દરેક જાતમાં અને અવસ્થામાં હોય છે.

આ વ્યક્તિઓ અને તેમની પ્રજા વચ્ચે શા માટે સરખાપણું અથવા ભેદ હોય છે તે વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને સમજાવી શક્તા નથી. પણ આ વાતને આપણે સાધારણ બુદ્ધિથી જ સમજી શકીશું. વ્યક્તિ અને પ્રજા વચ્ચેનું સરખાપણું તેમજ ભેદ જણાવે છે કે કોઈ પણ જાતિની પરિસ્થિતિમાં ફેરફાર થાય છે તો તે તેની પ્રજામાં ઉતરે છે; કારણ કે અમુક જાતિમાં અમુક વખતે કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે જે પોતાના અંગત ગુણોથી નવી સ્થિતિને અનુકૂળ થઇને જીવન સારી રીતે ગાળી શકે છે, અને કેટલીક એવી પણ હોય છે કે જેને જીવવું અસહ્ય થઈ પડે છે, પહેલા પ્રકારની વ્યક્તિઓ વધારે જીવે છે, વધારે પ્રજા ઉત્પન્ન કરે છે, અને તેથી કાળે કરીને જાતિમાં અનુકૂળ ફેરફારો થઇ રહે છે. આ નિયમને **સ્વાભાવિક પસંદગી** કહેવામાં આવે છે. એ વૈજ્ઞાનિક સિદ્ધાંત નથી, પણ પ્રજોત્પત્તિ અને વ્યક્તિગત ભેદ ઉપરથી ઉપજાવી કહાડેલો એક તર્ક છે: જાતિઓમાં ફેરફાર કરનારાં, તેમનો નાશ કરનારાં, અથવા તેમનું

રક્ષણ કરનારાં બીજાં પણ કારણો હશે; હાલનું વિજ્ઞાનશાસ્ત્ર તેને વખતે જાણતું નહીં હોય! પણ એટલું તો કહેવું પડશે કે આ સ્વાભાવિક પસંદગીના નિયમથી જીવન ઉપર જે અસર થયેલી છે તેને નહિં માનનાર મનુષ્યમાં સામાન્ય બુદ્ધિ નથી, અથવા તો તે જીવનમાં સામાન્ય તત્વોને પણ જાણતો નથી.

જીવનની શરૂઆત પ્રથમ કેવી રીતે થઇ તે વિષે વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઘણાં અનુમાન કરેલાં છે. તે રસમય છે. પણ જીવનના પ્રારંભકાળ વિષે હજી કંઇ નક્કી જણાયું નથી; પણ લગભગ બધા શિષ્ટ પુરૂષો એટલું તો કબુલ કરે છે કે જીવનનો પ્રારંભ પ્રથમ સૂર્યના પ્રકાશથી ગરમ થયેલા સમુદ્રના છાછરા ખારા પાણીમાં રેતી ઉપર થયેલો છે અને પછી તે કિનારાઓ અને ઉંડા પાણી ઉપર પ્રસરેલું છે.

તે પૂર્વકાળમાં પૃથ્વી ઉપર મોટી મોટી ભરતીઓ આવતી અને જળના પ્રવાહ વહેતા. તેથી ઘણા પ્રાણીઓનો નાશ થઈ જતો. તે કિનારા ઉપર ઘસડાઈને સુકાઇ જતાં અથવા તો તે ઉંડા પાણીમાં તણાઇ જઇને હવા અજવાળા વગર ડુબી જતાં. એ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી દરેક પ્રાણીને પોતાનું જીવન ટકાવવાની અને એકદમ થતા નાશમાંથી બચવાને શરીરનું ઢાંકણ બનાવવાની ઇચ્છા થઇ હતી. પ્રથમથી જ જો પ્રાણીને અન્નનો સ્વાદ લાગ્યો હોય તો તે અન્ન મેળવવાને પ્રયાસ કરે છે અને જો તેને અજવાળાની ઝાંખી થઇ હોય તો તે સમુદ્રના ઉંડા પાણી અને ગુફાઓમાંથી બહાર નીકળવાનો, અથવા તો છાછરા પાણી ઉપર પડતા પુષ્કળ તડકામાંથી ખસી જવાનો પ્રયાસ આદરે છે.

આ ઉપરથી એમ સમજાય છે કે માત્ર તડકામાંથી બચાવીને પ્રાણીઓએ પ્રથમ છીપો અને શરીરઢાંકણ ઉત્પન્ન કર્યાં હતાં. તેમને શત્રુ સામે રક્ષણ કરવાનું હતું નહિં, છતાં પણ જગતના ઇતિહાસમાં દાંત અને પંઝાની વાત ઘણી વહેલી આવે છે.

જળવાસી વીંછીઓના કદ વિષે આપણે ઉપર કહી ગયા છીએ. ઘણા જમાના સુધી એ પ્રાણીઓ જીવનમાં સર્વોપરિતા ભોગવતાં હતાં. પણ પછીથી ભૂસ્તરવેત્તાઓને પેલીઓઝોઇક યુગના ખડકોમાં એક નવી જાતનાં પ્રાણીઓ માલમ પડયાં. તે પ્રાણીઓને આંખો, દાંત અને, પાણીમાં તરવાની પ્રબળ શક્તિ હતી. તે **કરોડના હાડકાવાળી** માછલીઓ હતી,

ખડકોનું વર્ણન આગળ વાંચતાં આ માછલાંની સંખ્યા વધેલી માલમ પડે છે. તે એટલી બધી વધી ગયેલી હોય છે કે તે સમયને મત્સ્યકાળ કહેવામાં આવે છે તેમાંની કેટલીક માછલીઓ તો હાલમાં જોવામાં આવતી નથી, અને કેટલીક હાલના સમુદ્રમચ્છને મળતી આવતી હતી, તે સમુદ્રજળમાં દોડતી, ઉંચે હવામાં કુદતી, છોડવાઓમાં ભરાઇ જતી, એક બીજાનો શિકાર કરતી, અને સમુદ્રના પાણીને નવું ચેતન આપતી. એમાંની એકે હાલના જેવી ઘણી મોટી નહોતી, તેમાંની કેટલીક એ ત્રણ ફુટથી વધારે લાંબી હતી અને કેટલીક અપવાદ રૂપે વીસ ફુટ લાંબી હતી.

આ માછલાંના પૂર્વજો વિષે આપણને ભૂસ્તરવિદ્યામાંથી કંઇ મળી આવતું નથી, પૂર્વકાળનાં માછલાં સાથે એમને કંઇ સંબંધ હોય એમ જણાતું નથી. તેમના પૂર્વજો વિષે ભૂસ્તરવેત્તાઓ ઘણા રસમય વિચારો ધરાવે છે, પણ તે વિચારો માછલાંના સગાંસંબંધીઓનાં ઇંડાં અને બીજી કેટલીક બાબતો ઉપરથી જ બંધાયલા છે. પ્રથમ દૃષ્ટિએ માલમ પડે છે કે માછલાંના પૂર્વજો પોચા શરીરવાળાં જળમાં તરનારાં તદ્દન નાનાં પ્રાણીઓ હતાં અને તેઓ મુખમાં દાંત જેવા કઠણ ભાગને પ્રથમ વધારતા હતાં. જેમ જેમ દાંત મોટા થતા જતા તેમ તેમ માછલા અંધારામાંથી અજવાળામાં આવતાં જતાં, **કરોડના હાડકાવાળાં** પ્રાણીઓમાં તે પહેલાં જ હતાં.

---

## પ્રકરણ ૫ મું.

### કોયલાવાળી ભોંની જગ્યાઓનો સમય.

મત્સ્યકાળમાં જમીન ઉપર જીવન જેવું કંઇ નહોતું. સૂર્યનો તાપ અને વરસાદ ખરાબા અને ઉજ્જડ ખડકો ઉપર પડતો હતો. જેને આપણે ભોંય કહીએ તેવી ખરી ભોંય ત્યાં નહોતી, કારણ કે તેવી ભોંય ઉત્પન્ન કરનારા ઉધઇ જેવા જંતુઓ અને ખડકના રજકણોની માટી બનાવનારા છોડવાઓ ત્યાં હજી નહોતા. લીલનું કંઇ પણ ચિહ્ન ત્યાં દેખાતું નહિ. માત્ર સમુદ્રમાં જીવન હતું.

આવા ઉજ્જડ ખડકવાળી પૃથ્વી ઉપર હવા પાણીના મોટા મોટા ફેરફારો થઇ ગયા. તેનાં કારણો અનેક છે, અને હજી તેમનો બરાબર અંદાજ કહાડવાનો છે. પૃથ્વીની કક્ષાનો બદલાતો આકાર, ધ્રુવની ગતિમાં ધીમે ધીમે થતો ફેરફાર, મુલકોના આકારમાં પડતો ફેર, અને સૂર્યની ઉષ્ણતામાં થતી વધઘટ, એ સર્વને લીધે પૃથ્વીના મોટા ભાગ ઉપર કોઇવાર ઘણા વરસ સુધી ટાઢ અને બરફ પડતાં અને કોઇવાર ઘણાં વરસ સુધી સૂર્યની ગરમી રહેતી. પૃથ્વીની અંદરના ભાગમાં પણ ઘણી ઉથલપાથલો ચાલી રહી હતી. ઘણાં વરસ પછી કોઇ વાર પૃથ્વીમાં એકઠા થઈ રહેલા દાહક પદાર્થો જ્વાળામુખી પર્વતના સળગતા પ્રવાહ માફક ફાટી નીકળતા, ધરતીને હલાવતા, પર્વતોનાં સ્થાન અને મુલકોની હદને ફેરવી નાંખતા, સમુદ્રોની ઉંડાઈ અને પર્વતોની ઉંચાઈ વધારતા અને હવામાં પુષ્કળ શીતતા કે ઉષ્ણતા ઉત્પન્ન કરતા. પછી ઘણા જમાનાઓ સુધી સઘળું સ્થિર થઇ જતું. તે વખતે પર્વત ઉપર થઇને હિમ, વરસાદ, અને નદીનું પાણી નીચે ઉતરી આવતાં અને સમુદ્રમાં વહી, સાથે ઘસડી લાવેલા કચરાથી તેનાં તળીયાને પુરી નાંખતાં અને જમીન ઉપર તેનો વિસ્તાર વધારતાં. જગતના ઇતિ-

હાસ ઉપરથી માલમ પડે છે કે કોઇવાર પૃથ્વીનું તળ ઉંચુ કે ઉંડુ થતું અને કોઇ વાર તે નીચું કે સપાટ બની જતું. પૃથ્વીનું તળ નક્કર બન્યું ત્યારથી તે હંમેશાં ઠંડુ થતું જાય છે એવા વિચારને આપણે મનમાંથી કહાડી નાંખવો. નક્કર થવા જેટલી શીતતા પૃથ્વીના તળે પ્રાપ્ત કરી ત્યાર પછી તેની અંદરની ગરમી કે ઠંડી તેની સપાટી ઉપર અસર કરતી બંધ થઇ ગઇ. એઝોઇક યુગમાં પણ પુષ્કળ બરફ પડયાનાં ચિહ્નો આજે માલમ પડે છે.

માત્ર મત્સ્યકાળના છેવટના ભાગમાં અને છાછરા સમુદ્રોના સમયમાં જ જીવન સમુદ્રથી જમીન ઉપર પ્રસરવા લાગ્યું. હાલમાં જે અસંખ્ય આકૃતિઓ જોવામાં આવે છે તેનાં મૂળ સ્વરૂપો લાખો વરસ સુધી અજ્ઞાતપણે વિકાસને પામતાં હતાં. પણ હવે તેમને બહાર પડવાનો સમય આવ્યો હતો.

જમીન ઉપર આવેલી જીવનવાળી વસ્તુઓમાં છોડવાઓ પ્રથમ હતા. પ્રાણીઓ તેમની પાછળ તરતજ આવ્યાં હતાં. અહીં છોડવાઓને બે મુશ્કેલીઓ હતી. એક તો પાણી નહિ હોવાથી સુરજના તાપ સામે સ્થિર ઉભા રહેવાને કોઈ મજબુત ટેકાની તેમને જરૂર પડી, અને બીજી એ કે, નીચેની ભીંનાશવાળી જમીનથી તેમનાં ડાળાં પાંખડાંને પાણી પહોંચી શકતું નહિ. તેમનો બાંધો લાકડાનો થવાથી એ બંને મુશ્કેલીઓ નાશ પામી. તેથી તેઓ સ્થિર ઉભા રહેવા લાગ્યા અને તેમનાં ડાળાં પાંખડાંને પાણી પહોંચવા લાગ્યું. ખડકોના ઇતિહાસમાં આવા ભીનાશમાં ઉગેલા અસંખ્ય છોડવાઓનુ વર્ણન આવે છે. તેમાંના ઘણા તો મોટા કદના છે. કેટલાક જમાના પછી આ છોડવાઓની સાથે જુદા જુદા પ્રકારનાં પ્રાણીઓ આવવા લાગ્યાં. તેમાં અસલનાં જીવડાં હતાં. કરચલા અને સમુદ્રના વીંછીને મળતાં પ્રાણીઓ પણ તેમની જોડે આવ્યાં અને તે જમીન ઉપર કરોળિયા અને વીંછી થયાં.

## પ્રકરણ ૬ ઠું.

### પેટે ચાલનારાં પ્રાણીઓનો સમય.

પાણી અને જમીન ઉપર વસનારાં પ્રાણીઓના સમય પછી ઘણો શુષ્ક અને તિક્ષ્ણ સમય આવ્યો. એ સમયમાં રેતીના પથ્થરો ઘણા બાઝયા; હવામાનમાં ઘણો ફેરફાર થયો, અને સખત ટાઢ પડવા લાગી. ભીંની જગ્યામાંથી આવેલા છોડવાઓ ઘણે ઠેકાણે સુકાઈ ગયા, અને તેમાં ખનિજ બની જવાની ક્રિયા શરૂ થઈ. એ ક્રિયાને લીધેજ આજે આપણે કોયલાનો મોટો જથો જમીનમાંથી મેળવી શકીએ છીએ.

સમયના ફેરફારની સાથે પ્રાણીઓના જીવનમાં મોટો ફેરફાર શરૂ થાય છે અને વિપત્તિમાં તેમને ઘણું શિખવાનું મળે છે. જેમ જેમ પૃથ્વી ઉપરની પરિસ્થિતિ પાછી ઉષ્ણતા અને ભીંનાશને પ્રાપ્ત કરતી ગઈ તેમ તેમ નવી નવી જાતનાં પ્રાણીઓ અને છોડવાઓ ઉત્પન્ન થતાં ગયાં. એ સમયનો ઇતિહાસ કેટલાંક કરોડવાળાં પ્રાણીઓનું વર્ણન આપે છે. તે પ્રાણીઓ ઇંડાં મુકતાં હતાં પણ તેમને સેવીને તેમાંથી જળમાં રહેનારાં બચ્ચાં ઉત્પન્ન કરતાં નહોતાં પણ તે ઇંડાંને વધવા દેતાં અને આખરે તેમાંથી સ્વતંત્રપણે હવામાં રહેનારાં બચ્ચાંઓ પેદા થતાં. એ વખતે કલ્લાઓ બીલકુલ દેખાતા નહિં, અને તેમના ચીરા માત્ર જન્મતી વખતે જ જણાતા.

આ નવાં પ્રાણીઓ પેટે ચાલનારાં પ્રાણીઓ હતાં. સાથે સાથે બીયાંવાળાં વૃક્ષોનો પણ વિકાસ થતો હતો. તેમનાં બીયાં ભીંનાશ કે પાણી વગર પથરાતાં. ત્યાં હવે કેટલાંક તાડ જેવાં ઝાડ માલમ પડતાં. હજી ત્યાં કોઈ ફુલઝાડ કે ઘાસ જણાતી નહિં. ત્યાં ઝાડીઓ ઘણી હતી, અને જુદી જુદી જાતનાં જંતુઓ પણ ઘણાં નજરે આવતાં હતાં. વંદા ત્યાં માલમ પડતા. હજી માખીઓ કે પતંગીયાં દેખાતાં નહિં. પણ જમીન ઉપર દેખાતાં સઘળાં પ્રાણીઓ અને વનસ્પતિઓનાં મૂળ સ્વરૂપ આ જમાનામાં બંધાઈ ગયાં હતાં. આ

નવા જીવનને જમીન ઉપર વિકાસ પામવાને અને પ્રસરવાને હવે માત્ર અનુકૂળ સ્થિતિની જ જરૂર હતી.

જેમ જેમ જમાના જતા ગયા તેમ તેમ પૃથ્વી ઉપર ઘણા ફેરફારો થતા ગયા અને આખરે જોઇએ તેવી શાંતિ વ્યાપી રહી. પૃથ્વીનાં પડોમાં થઈ રહેલી હીલચાલ, તેના ભ્રમણમાર્ગમાં થતા ફેરફાર, ધ્રુવ અને કક્ષાના વલણમાં થતી વધઘટ, એ સર્વને લીધે સર્વત્ર ઉષ્ણતા ફેલાવા લાગી. એવો યુગ લગભગ વીસ કરોડ વરસ સુધી ચાલુ રહ્યો હતો. તેને **મેસોઝોઇક** યુગ કહેવામાં આવે છે. તે પહેલાંના અને પછીના યુગોથી જુદો છે. તેને પેટે ચાલનારાં પ્રાણીઓનો યુગ પણ કહેવામાં આવે છે, કારણ કે તે યુગમાં તેવાં પ્રાણીઓ પુષ્કળ હતાં. આજથી લગભગ આઠ કરોડ વરસ ઉપર તે યુગનો અંત આવ્યો હતો.

અત્યારે પૃથ્વી ઉપર પેટે ચાલનારાં પ્રાણીઓની જાતો થોડી છે, અને તે થોડા પ્રદેશોમાં જ માલમ પડે છે, પણ થોડું જમીન ઉપર અને થોડું પાણીમાં રહેનારાં પ્રાણીઓની જાતો કરતાં તે વધારે છે. હજી પણ આપણે સાપ, કાચબા, મગર, અને ગરોળીઓને જોઇએ છીએ. આખું વરસ તેમને ગરમીની જરૂર પડે છે. તેઓ ટાઢમાં રહી શકતાં નથી. એ કારણને લીધે જ **મેસોઝોઈક** યુગનાં પ્રાણીઓને ઘણું ખમવું પડયું હશે. તે ગરમીમાં ઉછરેલાં પ્રાણીઓ હતાં, અને ગરમીમાં ઉછરેલી વનસ્પતિની વચમાં રહેતાં હતાં. તે હિમને સહન કરી શકતાં નહોતાં. પણ હવે જગતમાં સુકી ભૂમિ ઉપર જ ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ અને વનસ્પતિઓ માલમ પડતાં હતાં; તે ભીંનાશમાં જન્મેલાં પ્રાણીઓ અને વનસ્પતિથી જુદાં જ હતાં.

હાલમાં પૃથ્વી ઉપર જે કાચબા, મગર, ગરોળીઓ અને સર્પો આપણી નજરે આવે છે, તેમની સંખ્યા તે વખતે ઘણી મોટી હતી. વળી તેમના સિવાય બીજાં **દીનોસૅાર્સ** નામનાં અસંખ્ય પ્રાણીઓ પૃથ્વી ઉપર વસતાં હતાં, પણ હાલમાં તેમનો નાશ થઇ ગયેલો છે. પૃથ્વીના નીચા પ્રદેશો ઉપર બરૂ વગેરે છોડવાઓ ઉગતા હતા, અને વનસ્પતિ ખાનારાં બીજાં પ્રાણીઓ ઉત્પન્ન થતાં હતાં. તે કદમાં

મોટાં હતાં. તેમાંનાં કેટલાંક સમુદ્રમચ્છ જેવડાં હતાં. તેમની જુદી જુદી જાતો હતી. તેમાંનાં કોઈ લંબાઈમાં ચોરાશી ફુટ થતાં અને કોઈ સો ફુટ પણ થતાં હતાં.

જે વખતે એ મોટાં પ્રાણીઓ જંગલની લીલોતરીમાં ચરતાં હતાં અને ફરતાં હતાં, તે વખતે વળી જુદા પ્રકારનાં પેટે ચાલનારાં પ્રાણીઓ ત્યાં નજરે આવતાં હતાં. તેમના આગલા અવયવો વાગોળની માફક વધેલા હતા. તે જંતુઓને પકડતાં. તે કુદતાં અને ઉડીને ઝાડની ડાળીઓમાં ભરાઈ જતાં. તેઓ **ટેરોડકટાઇલ્સ** કહેવાતાં. કરોડવાળાં પ્રાણીઓમાં ઉડનારાં આ પહેલાં જ હતાં. તે બતાવે છે કે કરોડવાળાં પ્રાણીઓનું બળ હવે વધતું જતું હતું.

વળી કેટલાંક પેટે ચાલનારાં પ્રાણીઓ હજી સમુદ્રમાં પાછાં જતાં હતાં. તેમની ત્રણ જાતો હતી. તેમાંનાં કેટલાંક સમુદ્રમચ્છ જેવડાં હતાં. પહેલી જાતનાં પ્રાણીઓ જળચર પ્રાણીઓ જેવાં હતાં. બીજી જાતનાં પ્રાણીઓ જેવું આજે કોઈ દેખાતું નથી. તેમનું શરીર મજબૂત હતું, અને તેમને હલેસાં જેવા બે અવયવો હતા, તે વડે તે પાણીમાં તરતાં હતાં. તેમની ગરદન પાતળી હતી, અને તેના ઉપર નાનું માથું આવેલું હતું. ત્રીજા પ્રકારનાં પ્રાણીઓ હંસની માફક પાણીમાં તરતાં અને ખોરાક શોધી કહાડીને ખાતાં, અથવા તો તે પાણીમાં છાનામાના ફરતાં અને માછલાં વગેરેને પકડતાં.

એ વખતે ઉપર દર્શાવ્યા પ્રમાણે જમીન ઉપર જીવન ચાલી રહ્યું હતું. પાછલા જમાના કરતાં તે કંઈક આગળ વધ્યું હતું. એ વખતે જમીન ઉપર પ્રાણીઓ પહેલાં કરતાં વધારે કદ, વિસ્તાર, બળ, અને પ્રવૃત્તિવાળાં નજરે આવતાં હતાં. સમુદ્રમાંનું જીવન એટલી પ્રવૃત્તિવાળું ન હતું. પણ ત્યાં પ્રાણીઓની જાતો વધી હતી. છીપોમાં ભરાઈ રહેલાં અને ગુંછળું વળેલાં પ્રાણીઓ ઘણાં નજરે આવતાં હતાં. આજે તેમના કોઈ વંશજ માલમ પડતા નથી. વળી એ વખતે સમુદ્રમાં એક પ્રકારની નવી માછલી ઉત્પન્ન થઈ હતી. તેને હલકાં અને પાતળાં ભીંગડાં હતાં. તે ઘણું બચ્ચાં જણતી હતી. તે આજે પણ સમુદ્રમાં ઘણી જોવામાં આવે છે.

# પ્રકરણ ૭ મું.

## આદ્ય પક્ષીઓ અને આંચળવાળાં પ્રાણીઓ.

પૃથ્વી ઉપરના પહેલા ઉનાળામાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ અને વનસ્પતિનું વર્ણન ઉપર આપવામાં આવેલું છે. જે વખતે **દીનોસૉર્સ** ભીની જગ્યાઓમાં રહેતાં અને **ટેરોડકટાઈલ્સ** જંગલોમાં જંતુઓનો શિકાર કરતાં અને ખુમરાણ કરી મુકતાં તે વખતે વળી એક જુદી જાતનાં પ્રાણીઓ ત્યાં માલમ પડતાં હતાં. તે પ્રાણીઓ જુદી જુદી શક્તિઓ પ્રાપ્ત કરતાં હતાં અને સંકટ સહેવાનો પ્રયાસ કરતાં હતાં.

એ **દીનોસૉર્સ** જાતનાં પેટે ચાલનારાં પ્રાણીઓમાં કેટલાંક કુદી શકે એવાં હતાં. શત્રુથી પોતાનું રક્ષણ કરવાને તેમને દરિયા કિનારે કે ઉંચા પર્વત ઉપર જવાની અને ટાઢ વેઠવાની જરૂર પડી હતી. એ વખતે તેમના શરીર ઉપર એક નવા પ્રકારનાં ભીંગડાં ઉત્પન્ન થયાં હતાં. પછીથી તે ભીંગડાં કલ્લા જેવાં થઈ ગયાં અને આખરે તેમાંથી જેવી તેવી પાંખોની શરૂઆત થઈ હતી. એ ભીંગડાં એક ઉપર એક બાઝી ગયાં હતાં અને તે સારા ઢાંકણ કરતાં પણ વધારે ગરમાવો શરીરમાં ટકાવી રાખતાં હતાં. એથી કરીને એ પ્રાણીઓ વધારે ઠંડા પ્રદેશોમાં જઈ શકતાં હતાં. એ વખતે તેમને પોતાનાં ઇંડાં માટે ઘણી કાળજી ઉત્પન્ન થતી હતી. ઘણે ભાગે પેટે ચાલનારાં પ્રાણીઓ પોતાનાં ઈંડાંની બીલકુલ દરકાર કરતાં નથી, પણ આ પ્રાણીઓ ઇંડાં સાચવવાની અને તેમને ગરમી પહોંચાડવાની ટેવ પાડતાં હતાં.

ઉપર પ્રમાણે તે ટાઢને અનુકૂળ થતાં હતાં; તેમનામાં બીજા પણ ફેરફારો થતા હતા. તેને લીધે તે ગરમ લોહીવાળાં અને સૂર્યના તાપ વગર રહી શકે તેવાં બન્યાં હતાં. પૃથ્વી ઉપર તે પહેલાં જ પક્ષીઓ હતાં. તે સમુદ્રમાં રહેતાં અને માછલાં ખાઇને જીવતાં.

તેમના આગલા અવયવો પાંખો જેવા નહિં પણ હલેસાં જેવા હતા. ન્યુઝીલાંડમાં કી-વી નામનું પક્ષી છે. તેને પાંખો બહુ સાદી છે. તે ઉડતું નથી. તે ઉડતાં પક્ષીઓના વંશનું હોય એમ લાગતું નથી. પક્ષીઓનો વિકાસ થયો ત્યારે પ્રથમ તેમને પીંછાં આવ્યાં હતાં. તે પથરાવા લાગ્યાં અને તેમાંથી પાંખો ઉત્પન્ન થઇ હતી. જમીનમાંથી ખોદી કહાડેલા એક પક્ષીના હાડપિંજર ઉપરથી જણાય છે કે તેને પેટે ચાલનારાં પ્રાણીઓ જેવા દાંત અને લાંબી પુછડી હતાં અને વળી ખરેખરા પક્ષી જેવી તેને પાંખ હતી.

પણ **મેસોઝોઇક** યુગમાં પક્ષીઓ બહુ નહોતાં. તે વખતના પ્રદેશમાં ફરનાર મનુષ્યને પક્ષીનો અવાજ ભાગ્યે જ સંભળાતો.

પક્ષીઓની માફક આંચળવાળાં પ્રાણીઓ પણ શત્રુથી ત્રાસીને જમીન ઉપર આવ્યાં હતાં અને ટાઢ તથા સંકટ વેઠતાં હતાં. તેમનાં સીંગડાં પણ પીછાં જેવાં થઈને શરીરનું ઢાંકણ બન્યાં હતાં. તેમનામાં પણ ઘણા ફેરફારો થયા. તેઓ પણ ગરમ લોહીવાળાં અને સૂર્યના તાપ વગર જીવે તેવાં થયાં. પીછાંને બદલે તેમને વાળ આવ્યા. ઇંડાંનું રક્ષણ કરી તેમને સેવવાને બદલે તે ઇંડાંને મોટાં થતા સુધી પોતાના શરીરમાં જ સંતાડી રાખતાં અને ગરમી પહોચાડતાં. કેટલાંક જીવતાં બચ્ચાંને જ જન્મ આપતાં. આ પ્રાણીઓમાંનાં કેટલાંકને આજે પણ સ્તન હોય છે.

પણ **મેસોઝોઇક** યુગમાં જેમ પક્ષીઓ દેખાતાં નહિં તેમ આંચળવાળાં પ્રાણીઓ પણ દેખાતાં નહિં.

અત્યારે એમ ધારવામાં આવે છે કે પેટે ચાલનારાં પ્રાણીઓનો યુગ લગભગ આઠ કરોડ વરસ સુધી પહોંચ્યો હતો. તે વખતે સૂર્યનો તાપ ઘણો પડતો અને ઘણાં જીવજંતુઓ પૃથ્વી ઉપર દેખાતાં. પછીથી પૃથ્વી ઉપર ઘણા ફેરફારો થયા. શાંતિનો ભંગ થવા લાગ્યો. પરિસ્થિતિ સંકટમય બની રહી. પૃથ્વીની સપાટી, સમુદ્ર, અને પર્વ-

તોમાં ઘણા ફેરફાર થયા. જુનાં પ્રાણીઓ મરણના ભયથી નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ ને રહેવા લાગ્યાં. તેમાંનાં કેટલાંક નાશ પામ્યાં. કેટલીક નવી જાતો ઉત્પન્ન થવા લાગી.

આટલે સુધી આવીને ખડકોનો ઇતિહાસ અટકે છે. પછીનાં લાખો વરસોનું વર્ણન તે આપતો નથી. ફરીથી જ્યારે તે શરૂ થાય છે ત્યારે પેટે ચાલનારાં પ્રાણીઓનો યુગ વીતી ગયેલો હોય છે. તેમાં **દીનોસોર્સ** અથવા **ટેરોડકટાઇલ્સ** વગેરે પ્રાણીઓ દેખાવ દેતા નથી. તે પ્રાણીઓ હવે નાશ પામેલાં જણાય છે, અને તેમનો કોઇ વંશજ રહ્યો હોતો નથી. ટાઢને લીધે તેમનો નાશ થયેલો છે. આ વખતે **મેસોઝોઇક** યુગનું એકકે પ્રાણી કે વનસ્પતિ પૃથ્વી ઉપર દેખાતી નથી, અને તેને બદલે નવાં અને મજબૂત પ્રાણીઓ અને વનસ્પતિ સર્વત્ર દૃષ્ટિએ આવે છે.



# પ્રકરણ ૮ મું.

## આંચળવાળાં પ્રાણીઓનો સમય.

પૃથ્વી ઉપરના જીવનમાં બીજો નવો યુગ પ્રવર્ત્યો. તે **કેઇનો-ઝોઇક** યુગ કહેવાયો. તેની શરૂઆતમાં પૃથ્વી ઉપર ઘણી ઉથલપાથલો થઈ અને બળતા પહાડ ફાટી નીકળ્યા. એ વખતે **આલ્પ્સ, હિમાલય, રૉકીઝ,** અને **ઍન્ડીઝ** પર્વતો બહાર નીકળી આવ્યા, અને હાલના દેશો તથા સમુદ્રોની જેવી તેવી હદ જણાઇ. તે વખતનો પૃથ્વીનો નકશો હાલના નકશાને કંઇક મળતો આવે છે. તે વખતથી તે આજ સુધીમાં લગભગ ચાર કે આઠ કરોડ વરસ વીતી ગયાં છે.

એ યુગની શરૂઆતમાં પૃથ્વી ઉપરની હવા આકરી હતી. તે પુષ્કળ ગરમ થતી ગઈ. પૃથ્વી ઉપર પ્રાણી અને વનસ્પતિ વધ્યાં. ત્યાર પછી પરિસ્થિતિ બદલાઈ અને પૃથ્વી ઉપર પુષ્કળ ટાઢ વ્યાપી રહી અને બરફ પડવા લાગ્યો. તે સ્થિતિ હવે પાછી ધીમે ધીમે બદલાતી જાય છે. પણ હવામાં થતા ફેરફારોનાં કારણો આપણે બરાબર જાણતા નથી, તેથી આપણે બરાબર કહી શકતા નથી કે પૃથ્વી ઉપર પાછી પુષ્કળ ગરમી કે પુષ્કળ ટાઢ વ્યાપી રહેશે.

આ યુગની શરૂઆતમાં ઘાસ નજરે પડે છે. પહેલીજ વાર પૃથ્વી ઉપર ઘાસનાં બીડ જોવામાં આવે છે, અને તેની સાથે ઘાસ ખાનારાં પ્રાણીઓ તથા તેમનો શિકાર કરનારાં માંસાહારી પ્રાણીઓ નજરે પડે છે. આ પ્રાણીઓ પેટે ચાલનારાં પ્રાણીઓથી જુદાં છે. તેમનામાં વધારે સમજણ છે, તે પોતાનાં બચ્ચાંને પાસે રાખીને ઉછેરે છે, તેમનાં બચ્ચાં તેમને ઓળખે છે, અને તેમનું અનુકરણ કરે છે. પેટે ચાલનારાં પ્રાણીઓમાં એમાંનું કશું જોવામાં આવતું નહિં.

પહેલાં એ આંચળવાળાં પ્રાણીઓ બચ્ચાંને ધાવણ મુકાવ્યા પછી વેગળાં કરી દેતાં. પણ એક વાર સંબંધ બંધાયો એટલે તેમાંથી ઘણાં સારાં પરિણામ નીપજતાં હતાં. અત્યારે એવાં ઘણાં પ્રાણીઓમાં સામાજીક જીવનનાં ચિહ્નો જોવામાં આવે છે. તે ટોળામાં એકઠાં રહે છે, એક બીજાની તપાસ રાખે છે, એક બીજાનું અનુકરણ કરે છે, અને એક બીજાનાં કૃત્યો તથા ખૂમોથી સાવચેત રહે છે. કરોડ-વાળાં પ્રાણીઓમાં એમાંનું કશું જોવામાં આવતું નહિં.

ખરૂં છે કે માછલાં વગેરે પ્રાણીઓ કોઈ કોઇ વાર એકઠાં રહેતાં પણ અંતરની પ્રેરણાથી તેમ કરતાં નહોતાં. તેમને કોઈ વાર તેમ કરવાની ફરજ પડતી. પણ આંચળવાળાં પ્રાણીઓ એક બીજાને ચ્હાતાં અને તેથી એકઠાં રહેતાં. એમને થોડે અંશે એક બીજાને માટે લાગણી હોય છે. મનુષ્યો તેમને પાળે છે અને તે તેમની સાથે હળી જાય છે.

જેમ જેમ આ નવો યુગ પ્રવર્તતો ગયો તેમ તેમ તે વખતનાં પ્રાણીઓ અને વનસ્પતિ બદલાઇને હાલનાં પ્રાણીઓ અને વનસ્પ-તિને મળતાં થતાં ગયાં. જુનાં, કદ્રૂપાં અને વિચિત્ર પ્રાણીઓ નાશ પામવા લાગ્યાં અને તેમને બદલે ધીમે ધીમે હાલના જેવાં જીરાફ, ઉંટ, ઘોડા, હાથી, હરણ, કુતરા, વાઘ અને સિંહ વગેરે પૃથ્વી ઉપર પેદા થવા લાગ્યાં.



# પ્રકરણ ૯ મું.

## વાંદરાં, માંકડાં, તથા અર્ધ મનુષ્યો.

કુદરતના અભ્યાસીઓ આ સ્તનવાળાં પ્રાણીઓના જુદા જુદા ભાગ પાડે છે. સૌથી પહેલા ભાગમાં વાંદરાં, માંકડાં અને મનુષ્ય આવે છે. એ ભાગ શરીરના મળતાપણા પ્રમાણે પડાયા હતા. તેમાં માનસિક શક્તિઓ જોવામાં આવી નહોતી.

પૃથ્વી ઉપર કેઇનોઝોઇકિ યુગના લાંબા ઉનાળાનો આખરે અંત આવ્યો. એકવાર ફરીથી પૃથ્વી ઉપર ટાઢ અને બરફની શરૂઆત થવા લાગી. પૃથ્વી ઘણી ઠંડી થતી ગઈ. શીતકાળ પ્રવર્તવા લાગ્યો. પ્રાણીઓની ઘણી જાતોનો નાશ થવા માંડયો. શીતકાળને અનુકૂળ થઇ રહેલા ગેંડા, રેનડીયર, અને બીજાં હાથીની જાતનાં પ્રાણીઓ માત્ર દેખાવા લાગ્યાં. પછીથી ધીમે ધીમે સેંકડો વરસ વીતતાં ગયાં તેમ તેમ એ **શીતકાળ** દક્ષિણ તરફ જવા લાગ્યો. ઈંગ્લાંડમાં તે લગભગ **ટેમ્સ** નદી સુધી પહોંચ્યો, અને અમેરિકામાં તે **ઓહીઓ** સુધી ગયો.

ભૂસ્તરવેત્તાઓએ એ શીતકાળને ચાર યુગમાં વહેંચી નાંખ્યો છે. પહેલા યુગને શરૂ થયાને આજે છ લાખ વરસ થયાં છે અને આજથી પચાસ હજાર વરસ ઉપર ચોથા યુગનો મધ્યકાળ હતો. એ સર્વત્ર વ્યાપી રહેલા શિયાળાના બરફમાં પૃથ્વી ઉપર મનુષ્ય જેવાં પ્રાણીઓ વસતાં હતાં. જેમ જેમ એ શીતકાળ પૃથ્વી ઉપર પ્રવર્તતો ગયો તેમ તેમ મનુષ્ય જેવાં પ્રાણીઓનાં ચિહ્નો પૃથ્વી ઉપર દેખાવા લાગ્યાં. એ ચિહ્નો તેમનાં હાડકાં ન હતાં પણ કામ કરવાનાં ઓજારો હતાં. યુરોપમાં એ સમયની લગભગ પાંચ કે દસ લાખ વરસની જુની વસ્તુઓમાં ચકમક અને સાદા પથરા મળી આવે છે. તેમને કોઈ હાથવાળા પ્રાણીએ ધાર કહાડવાને ઘસ્યા હોય અથવા છોલ્યા હોય એમ જણાય છે. તેમને ઘસનાર પ્રાણીનાં હાડકાં કે બીજું કંઈ ચિહ્ન

માલમ પડતું નથી. પણ એમ ધારવામાં આવે છે કે તે કોઇ બુદ્ધિ-શાળી વાનરનું કામ હશે. પણ જાવામાં તે સમયની માથાની ખોપરી, દાંત, અને કેટલાંક હાડકાં મળી આવ્યાં છે. તે માણસ જેવા વાનરનાં હોય એમ લાગે છે. એ ઉપરથી એમ સમજાય છે કે પથ્થર વગેરેને ઘડનાર એ મનુષ્ય જેવા વાનરો જ હશે.

અઢી લાખ વરસથી વધારે જુની ન હોય તેવી રેતીને આપણે તપાસીએ છીએ ત્યારેજ આપણને માણસ જેવાં પ્રાણીઓનાં ચિહ્નો માલમ પડે છે. પણ તે વગર ઘણાં જુનાં ઓજારો આપણી નજરે આવે છે. જેમ જેમ તે ઓછાં જુનાં હોય છે તેમ તેમ તે વધારે સારાં હોય એમ લાગે છે. માણસોએ પછીથી બનાવેલાં ઓજારો કરતાં તે મોટાં છે. વળી હીડલબર્ગમાં રેતીમાં એક જડબાનું હાડકું મળી આવ્યું છે. તે મનુષ્યના જડબાના હાડકાં કરતાં મોટું છે. વિજ્ઞાન-શાસ્ત્રીઓ એમ ધારે છે કે તે કોઈ રાક્ષસનું હાડકું હશે, અને તેને તે હીડલબર્ગનો મનુષ્ય કહે છે.

ઉપર પ્રમાણે અનેક પ્રકારનાં જુનાં ઓજારો અને હાડકાં મળી આવેલાં છે અને તે ઉપરથી વિજ્ઞાનશાસ્ત્રીઓએ મનુષ્યની ઉત્પત્તિ વિષે જુદા જુદા તર્ક કરેલા છે. આખરે તે એવા નિશ્ચય ઉપર આવેલા છે કે શરૂઆતમાં પૃથ્વી ઉપર ખરા મનુષ્યનું આગમન સૂચવનાર અર્ધ મનુષ્યો વસતાં હતાં. તે કંઈક વાનરને અને કંઇક મનુષ્યને મળતાં હતાં.



## પ્રકરણ ૧૦ મું.

### નીન્ડરથૅાલ અને રોડેશિયાનો મનુષ્ય.

પચાસ કે સાઠ હજાર વરસ પહેલાં પૃથ્વી ઉપર એક પ્રકારનું મનુષ્ય જેવું પ્રાણી વસતું હતું. તેનાં હાડકાં ઉપરથી એમ માલમ પડયું હતું કે તે મનુષ્ય હોવું જોઈએ. તેના માથાની ખોપરી, હાડકાં, અને તેણે બનાવેલાં હથિયારો અત્યારે મળેલાં છે, તે ઉપરથી સમજાય છે કે તે ગુફામાં રહેતું, દેવતા સળગાવતું, ચામડું પહેરતું, અને જમણે હાથે કામ કરતું.

પણ મનુષ્યોત્પત્તિશાસ્ત્ર જાણનારાઓ કહે છે કે તે પ્રાણીઓ ખરા મનુષ્યો ન હતાં. તે મનુષ્યોથી જુદાં હતાં. તેમને લાંબાં જડબાં અને ટુંકાં કપાળ હતાં. પોતાની ગરદન ફેરવીને તે ઉંચે આકાશ તરફ જોઈ શકતાં ન હતાં. તેમના દાંત, જડબાં, ગાલ, ભવાં, મગજ વગેરેમાં ઘણો ફેરફાર હતો. તેમનામાં મનુષ્ય જેવી માનસિક શક્તિ ન હતી. ટુંકામાં, તે મનુષ્યો જેવાં હતાં પણ હાલના મનુષ્યોના પૂર્વજ ન હતાં.

ઉપર દર્શાવેલાં મનુષ્ય જેવાં પ્રાણીઓની ખોપરીઓ તથા હાડકાં નીન્ડરથૅાલ વગેરે સ્થળમાંથી મળી આવે છે, અને તેથી તે નીન્ડરથૅાલના મનુષ્યો કહેવાય છે. તે યુરોપમાં હજારો વરસ સુધી રહેલાં હોવાં જોઇએ. તેમને **નીન્ડરથેલરો** પણ કહેવામાં આવે છે. એમના વખતમાં યુરોપનાં હવાપાણી જુદાં હતાં. તે વખતે લગભગ આખા યુરોપમાં બરફ પથરાઇ રહ્યો હતો. દક્ષિણમાં તે ટેમ્સ, મધ્ય જર્મની અને રૂશિયા સુધી પહોંચ્યો હતો. ઈંગ્લાંડ અને ફ્રાન્સની વચ્ચેની ખાડી પુરાઇ ગઇ હતી. ભૂમધ્ય અને રાતો સમુદ્ર ખીણો જેવા થઈ ગયા હતા. સ્પેનના પણ ઉંચા પ્રદેશો બરફથી છવાયલા હતા. આવા પ્રદેશોમાં નીન્ડરથેલર રખડતો હતો અને પ્રાણીનો શિકાર કરીને અથવા જે કંઈ કંદમૂળાદિ મળે તેના ઉપર ગુજરાન ચલાવતો હતો.

હજારો વરસ સુધી આ નીન્ડરથેલરો યુરોપમાં વસતા હતા. પછીથી જેમ જેમ હવા ગરમ થતી ગઇ તેમ તેમ જુદા પ્રકારનાં પ્રાણીઓ દક્ષિણમાંથી આવવા લાગ્યાં. તે વધારે બુદ્ધિવાળાં હતાં. તે પરસ્પર વાત કરતાં અને સહાય આપતાં. તેમણે નીન્ડરથેલરોને તેમની ગુફાઓમાંથી હાંકી કહાડયા, અને તેમની સાથે લડીને મારી નાંખ્યા. આ નવા આવનારા મનુષ્યો ખરા મનુષ્યો હતા અને તે હાલના મનુષ્યોને મળતા આવતા હતા. તેમની ખોપરીઓ, દાંત, ગરદન, વગેરે આપણા જેવાં જ હતાં.

ખડકોના ઇતિહાસમાં આ પ્રમાણે મનુષ્યોત્પત્તિનું વર્ણન આવે છે, અને અહીંથી માનવજાતિનો ઇતિહાસ શરૂ થાય છે.

તે વખતે પૃથ્વી ઉપરનાં હવાપાણી ધીમે ધીમે હાલના જેવાં થવા લાગ્યાં. બરફ ધીમે ધીમે અદૃશ્ય થવા માંડયો. જમીન ઉપર ઘાસ ઉગવા માંડયું અને તેથી ઘોડા વગેરે નજરે પડવા લાગ્યા, અને રેનડીયર જેવાં પ્રાણીઓ ઉત્તર તરફ ચાલ્યાં ગયાં.

ખરા મનુષ્યોની ઉત્પત્તિ પ્રથમ કયાં થઇ તે હજી આપણે જાણતા નથી. ઇ. સ. ૧૯૨૧ માં દક્ષિણ આફ્રિકામાં બ્રોકન હિલ આગળ એક પ્રાણીનું હાડપિંજર મળી આવ્યું હતું. તે વળી ખરો મનુષ્ય અને નીન્ડરથેલર બંનેના કરતાંયે જુદું જ હતું. તે ખરા મનુષ્યને મળતું આવતું પણ તેનું મુખ વાનર જેવું હતું. તે પ્રાણીને રોડેશીયન મનુ-ષ્ય કહેવામાં આવે છે. તે નીન્ડરથેલર કરતાં ખરા મનુષ્યને વધારે મળતું આવે છે.



# પ્રકરણ ૧૨ મું.

## આદ્ય પુરૂષો–પ્રાચીન અશ્મયુગ.

હાલના મનુષ્યોના પૂર્વજોનાં અસ્થિ, ઓજારો, અને કોતરકામ વગેરે પશ્ચિમ યુરોપ અને ખાસ કરીને ફ્રાન્સ અને સ્પેનમાંથી મળી આવ્યાં છે. તે ત્રીસ હજાર વરસનાં જુનાં હોય એમ ધારવામાં આવે છે. પણ એ પૂર્વજો પશ્ચિમ યુરોપમાં જ પ્રથમ ઉત્પન્ન થયા હશે એમ માનવાનું સબળ કારણ નથી, કારણ કે આફ્રિકા, એશિયા, વગેરે દેશોમાં હજી તે વિષે બરાબર શોધ થઈ નથી.

યુરોપમાં વસનારા મૂળપુરૂષોની બે જાતો હતી. તેમાંની એક ઘણા ઉંચા પ્રકારની હતી. તે જાતનાં મનુષ્યો કદમાં ઉંચાં અને મોટા મગજવાળાં હતાં. તે વખતની એક સ્ત્રીની ખોપરી અત્યારે મળી આવી છે. તે હાલમાં સાધારણ મનુષ્યના કરતાં મોટી છે. તે વખતના એક પુરૂષના હાડપિંજરની ઉંચાઇ ૭ ફુટ માલમ પડી છે. આ જાત ઉત્તર અમેરિકાના ઇંડિયનને મળતી આવે છે. એ જાતનાં મનુષ્યો જંગલી હતાં પણ તે ઉંચા પ્રકારના જંગલીઓ હતાં. બીજી જાતનાં માણસો સીધીઓ જેવાં હતાં. તે દક્ષિણ આફ્રિકાના ઝાડીમાં વસનારા લોકો અને હૉટેન્ટોટને મળતાં હતાં.

ચાળીસ હજાર વરસ ઉપરના આ જંગલીઓ મનુષ્યોની માફક છીપોને સ્હારીને હાર બનાવતા, શરીરને રંગતા, પથ્થર તથા હાડકાને કોતરીને મૂર્તિઓ બનાવતા, ખડકો ઉપર આકૃતિઓ કોતરતા, ગુફામાં પ્રાણીઓનાં ચિત્રો કહાડતા, અને ઓજારો બનાવતા. અત્યારે સંગ્રહ-સ્થાનોમાં તેમણે બનાવેલાં ઘણાં ઓજારો, મૂર્તિઓ, અને કોતરકામ આપણી નજરે આવે છે.

તે જંગલીઓ પહેલાં તો શિકાર કરતા. તે વખતનું નાનું ટટ્ટુ કે જંગલી ઘોડો તેમનો શિકાર હતો. તે તેની પાછળ પડતા. તે

બીઝન નામના પ્રાણીની પાછળ પણ પડતા. મેમથ નામના હાથી જેવા પ્રાણીને તે ઓળખતા; કારણકે તેનું ચિત્ર આજે આપણને જડી આવે છે.

તેઓ ભાલા અને ગોફણથી શિકાર કરતા. તેઓ પાસે કામઠું હોય એમ જણાતું નથી. કોઇપણ પ્રાણીને પાળવાનું તે હજી સમજતા ન હતા. તેમની પાસે કુતરા ન હતા. તેમના વખતનાં કેટલાંક ચિત્રો આજે મળી આવે છે. તેમાં એક ઘોડાના માથાનું છે અને એક બે લગામવાળા ઘોડાનાં છે. તેમના વખતમાં ઘોડા ઘણા નાના હતા, અને તે માણસને લઈ જવાને શક્તિવાન ન હતા. કોઇપણ પ્રાણીના દુધને ખોરાક તરીકે વાપરવાનું તે હજી જાણતા ન હતા.

તે જંગલી લોકો ચામડાના તંબુમાં રહેતા. તેમણે મકાનો બાંધ્યાં હોય એમ જણાતું નથી. તે માટીનાં રમકડાં બનાવતા પણ વાસણ બનાવવાનું તે કદિ શિખ્યા નથી. તેમની પાસે રાંધવાનાં વાસણ વગેરે કંઈ ન હતું. ખેતી, વણાટકામ, કે ટોપલીઓ વગેરે બનાવવાનું તે જાણતા ન હતા. તે માત્ર ચામડાના ઝભ્ભા પહેરતા અને શરીરને રંગતા.

આ મૂળપુરૂષો યુરોપનાં ખુલ્લાં મેદાનોમાં રહેતા. ઘણાં વરસ ત્યાં રહ્યા પછી તેમણે તેમનું સ્થાન બદલ્યું. એ વખતે યુરોપનાં હવા-પાણીમાં પણ ફેરફાર થતો હતો. ટાઢ ધીમે ધીમે કમી થવા માંડી હતી. તેને લીધે રેનડીયર ઉત્તર તરફ જતાં હતાં અને બીઝન તથા ઘોડા દક્ષિણ તરફ આવતાં હતાં. ખુલ્લાં મેદાનો હતાં ત્યાં જંગલો થયાં અને તેમાં રાતાં હરણ વસવા લાગ્યાં. નદી અને સરોવરમાં માછલાં પકડવાનું કામ ઘણું અગત્યનું થઇ પડયું અને હાડકાંનાં ઓજારો વધવા લાગ્યાં. એમ કહેવાય છે કે તે વખતમાં બનેલી હાડકાની સોયો મધ્યકાળની સોયો કરતાં પણ વધારે ચ્હડીયાતી છે. રોમન લોકો પણ એવી સોયો બનાવી શકતા ન હતા.

અહીં એક બાબત જાણવા જેવી છે. એકાદ સૈકા પહેલાં બહુ દૂર તાસમાનીયામાં એક જાતના લોકો વસતા હતા. તે શારીરિક અને

માનસિક શક્તિમાં યુરોપના જંગલીઓ કરતાં ઉતરતા હતા. પૃથ્વી ઉપર થયેલા કેટલાક ફેરફારોને લીધે આ તાસમાનીયાના લોકો બીજા લોકોથી જુદા પડી ગયા હતા. તે કોઇ જાતની પ્રગતિ કરી શક્યા ન હતા. સુધરવાને બદલે તે વધારે અધમ થતા જતા હતા. કેટલાક યુરોપિયનોએ શોધખોળ કરીને એમને શોધી કહાડયા તે વખતે તે માછલાં વગેરે ખાઇને અધમ જીવન ગાળતા હતા. તેમને રહેવાને મકાનો ન હતાં. તે ખરા મનુષ્યો જેવા હતા પણ તેમનામાં તેમની શારીરિક કે માનસિક શકિત ન હતી.



# પ્રકરણ ૧૨ મું.

## વિચારની ઉત્પત્તિ.

એ મૂળ પુરૂષોએ પોતાને મનુષ્યો શી રીતે ધાર્યા હશે? લાખો વરસ ઉપર જ્યારે આખું જગત શિકાર કરવામાં અને અહીં તહીં ભટકવામાં જ મગ્ન થઇ રહ્યું હતું ત્યારે એ મૂળ પુરૂષોના મગજમાં વાવણી અને કાપણીના સમયમાં કેવા કેવા વિચાર ઉત્પન્ન થયા હશે? તે માનવજાતિના ઇતિહાસની પહેલાંનો વખત હતો, અને તેથી માત્ર અનુમાનથી જ આપણે ઉપરના પ્રશ્નોનો જવાબ આપી શકીએ.

તે વખતની માનસિક સ્થિતિ જાણવાને વિજ્ઞાનશાસ્ત્રીઓએ અનેક ઉપાય યોજ્યા છે. માનસશાસ્ત્રે આ વિષય ઉપર ઘણું અજવાળું પાડયું છે. વળી સમકાલીન જંગલીઓના વંશજોના રીતરિવાજ અને વિચારો, સુધરેલા લોકોમાં ચાલતી દંતકથાઓ અને વ્હેમો, અને અત્યારે મળી આવતાં જુનાં ચિત્રો, મૂર્તિઓ, અને કોતરકામ વગેરેથી પણ આપણને તે સમયના લોકોની માનસિક સ્થિતિનું ભાન થાય છે.

મૂળ પુરૂષો બાળકની પેઠે વિચાર કરતા. તેમના મનમાં અનેક કલ્પનાઓ ઉત્પન્ન થતી. કલ્પનાઓ લાગણીઓને પેદા કરતી અને તેનાથી દોરવાઇને તે વર્તતા. તેમનું વર્તન અભણ જેવું હતું. બરાબર વિચાર કરવાની શક્તિ હજી તેમનામાં આવી ન હતી. મનુષ્યમાં એ શક્તિ ઘણી મોડી આવી હોય એમ જણાય છે અને તે આવ્યા છતાં પણ અત્યારે માનવજાતિનો ઘણો મોટો ભાગ એવો છે કે જે માત્ર કલ્પના અને લાગણીથી દોરવાઇને જ પોતાનું વર્તન ચલાવી રહેલો છે.

મૂળ પુરૂષોમાં હાલની સમાજો જેવું કંઇ ન હતું. તેમનાં નાનાં નાનાં કુટુંબ બંધાઈ રહ્યાં હતાં. વ્યકિતઓમાં અહંતા જણાતી અને માબાપ તરફ માનની લાગણી ઓછી હતી. વૃદ્ધો જુવાનો તરફ ઈર્ષ્યાથી

જોતા. ઘણે ભાગે માતા બાળકોને શિખામણ આપતી અને તેમનું રક્ષણ કરતી. જ્યારે પરણીને કુટુંબથી જુદા રહેવાનો વિચાર જુવાનોમાં ઉત્પન્ન થયો અને તેમ કરવાના ગેરફાયદા સૌના સમજવામાં આવ્યા ત્યારે સામાજીક જીવનની શરૂઆત થઇ.

મૂળ પુરૂષો બાળકો જેવા જ હતા. બાળકોની પેઠે તેમને સ્વપ્નાં આવતાં અને તે ભયભીત થતા. બીજાં પ્રાણીઓને તે પોતાના સહાયક, શત્રુ, કે દેવ તરીકે માનતા. વિચિત્ર આકારવાળા ખડકો, લાકડાનાં થડ, અને મોટાં વૃક્ષો જોઇને તેમના મનમાં કંઇ કંઇ કલ્પનાઓ ઉઠતી અને તે અનેક દંતકથાઓને જન્મ આપતી. તે દંતકથાઓ તે સૌને કહેતા અને તે મનાતી. પુષ્કળ શિકાર કરવો અને પુષ્કળ માછલાં પકડવાં એજ એમનો મુખ્ય હેતુ થઇ પડયો હતો અને તે માટે તે જાદુ, મંત્રજંત્ર, વગેરેમાં બહુ માનતા. તેમને માંદગી અને મરણનો બહુ ડર લાગતો અને એ બાબતમાં તે અનેક અનુમાનો કરતા અને બાળકની માફક ડરતા. પાછળથી એમનામાં કેટલાક વૃદ્ધ અને સ્થિર મનના પુરૂષો ઉત્પન્ન થયા અને તે તેમને એવી બાબતોમાં સલાહ આપવા લાગ્યા. તે પુરૂષો તેમના આચાર્યો બન્યા. તે તેમને બોધ આપતા, સ્વપ્ન, શુકન અપશુકન વગેરે સમજાવતા, અને મંત્ર જંત્ર કરીને સંકટને દૂર કરતા.



# પ્રકરણ ૧૩ મું

## ખેતીની શરૂઆત

પૃથ્વી ઉપર મનુષ્યો ક્યારે વસવા લાગ્યા અને તેમણે ખેતીની શરૂઆત ક્યારે કરી, એ વિષે આપણે હજી બરાબર જાણતા નથી. હાલમાં તો આપણે એટલુંજ કહી શકીએ છીએ કે ઈ. સ. પૂર્વે ૧૫૦૦૦ કે ૧૨૦૦૦ વરસ ઉપર યુરોપના અસલ શિકારી મનુષ્યોમાંના જે કોઈ રહ્યા હશે તે ઉત્તર તરફ કે પૂર્વ તરફ, ઉત્તર આફ્રિકામાં, પશ્ચિમ એશિયામાં, કે ભૂમધ્ય સમુદ્રે પુરી નાંખેલી ખીણમાં જતા રહેવા લાગ્યા; તે વખતે ત્યાં એક બીજી જુદી જાતના લોકો વસતા હતા. તે જમીનને ખેડવાની અને જનાવરોને પાળવાની શરૂઆત કરતા હતા. વળી શિકારનાં હથિયારો ઉપરાંત તે બીજાં પથ્થરનાં સુંદર ઓજારો બનાવતા હતા. ટોપીઓ ગુંથવાનું અને છોડના રેષાનું બીજું વણાટકામ તેમણે શોધી કહાડ્યું હતું. વળી માટીનાં વાસણો બનાવવાની તેમણે શરૂઆત કરી હતી.

માનવજાતિના ઈતિહાસના એક નવા યુગમાં તે પ્રવેશ કરતા હતા. તેમનો સમય નવ અશ્મયુગ કહેવાતો. એ નવા યુગના મનુષ્યો ધીમે ધીમે જગતના ગરમ પ્રદેશોમાં જવા લાગ્યા, અને તેમની સાથે તેમની કળાઓ, ખેતી, જાનવરો વગેરે પણ ગયાં. લગભગ ઇ. સ. પૂર્વે ૧૦૦૦૦ વરસ ઉપર બધાં મનુષ્યોમાં એ યુગની અસર વ્યાપી રહી હતી.

જમીન ખેડવાનું, બી વાવવાનું, કાપણી કરવાનું, વગેરે કામ મનુષ્યો પ્રથમ ક્યાંથી શિખ્યા હશે ? અલબત્ત એ મૂળ પુરૂષોમાં હાલના જેવી ઉંડી સમજણ ન હતી, પણ જીવન વ્યવહાર ચલાવવાને તે અનેક પ્રયાસ કરતા, અને સ્વાભાવિક રીતે દરેક યુક્તિ અજમાવી જોતા. એમ કરતે કરતે તે ખેતી વગેરે કરવા લાગ્યા હતા.

વાવણી અને કાપણી કરતી વખતે તે મનુષ્યયજ્ઞ કરતા. તેમને ઋતુઓનું બરાબર જ્ઞાન ન હતું. પહેલાં આકાશના તારા વિષે તે કંઈ જાણતા ન હતા, પણ જાણ્યા પછી તે તેમને ખેતીમાં બહુ કામનું થઇ પડયું હતું. તારાના સ્થાન ઉપરથી તે કાળ નક્કી કરતા. અસ્વચ્છતા અને અપવિત્રતાથી તે ડરતા, અને તે બાબતમાં તેમના પાદરીઓ તેમને બોધ આપતા. લગભગ બાર કે પંદર હજાર વરસ ઉપર તે ગરમ પ્રદેશોમાં ફેલાઈ ગયા. તેમની સાથે તેમના પાદરીઓ ગયા. તે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ગામડાં અને નાનાં દિવાલોવાળાં શહેરો વસાવવા લાગ્યા અને ખેતી કરવા લાગ્યા. તેમની જુદી જુદી જાતો હતી. તે જાતો પરસ્પર વિચારોની આપ લે કરતી હતી. તે ભૂમધ્ય સમુદ્ર અને પશ્ચિમ એશિયામાંથી પૂર્વ તરફ ગઇ અને ધીમે ધીમે પાસિફિક મહાસાગરના બેટોમાં વસવા લાગી. આખરે તે ઠેઠ અમેરિકામાં પણ જઇ પહોંચી હતી.



# પ્રકરણ ૧૪ મું

## નવી અશ્મયુગની સંસ્કૃતિ

ઇ. સ. પૂર્વે ૧૦૦૦૦ વરસ ઉપર પૃથ્વીનો નકશો લગભગ હાલના જેવો જ હતો. જીબ્રાલ્ટરની સામુદ્રધુનીને ભૂમધ્ય સમુદ્રથી જુદી પાડનાર ભૂમિ ધોવાઈ ગઇ હતી, અને ભૂમધ્ય સમુદ્રના કિનારા હાલ છે તેજ હતા. કાસ્પિયન સમુદ્ર હાલના કરતાં મોટો હતો અને તે કાળા સમુદ્રને મળીને કોકેસસ પર્વતની ઉત્તરે જતો હશે. તે વખતે એ સમુદ્રની આસપાસની જમીન ફળદ્રુપ અને વસવા લાયક હતી. યુરોપી રૂશિયા ભીંનાશવાળી જમીનવાળો અને સરોવરોથી ભરપુર હતો. બહેરીંગની સામુદ્રધુની આગળ એશિયા અને અમેરિકાના ખુણા એક બીજાને મળતા હોવા જોઇએ.

ઉપર જણાવેલા ગરમ પ્રદેશોમાં એક પ્રકારના ભુરા રંગના લોકો વસતા હતા. હાલમાં ઇજીપ્ત, દક્ષિણ અને પૂર્વ એશિયા, તથા ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર જે લોકો વસે છે તેમના તે પૂર્વજ હતા. તેમની પણ જુદી જુદી જાતો હતી. તે આઇબીરીયન, હેમીટીક, ઇજીપ્શિયન, દ્રાવીડિયન વગેરે નામોથી ઓળખાતી. તેમાંથી બે મુખ્ય જાતો જુદી પડી. એક પશ્ચિમમાં ગઈ અને બીજી પૂર્વમાં ગઇ. પશ્ચિમમાં વસનારી જાત વધારે ગૌર વર્ણની હતી. તે ઉત્તર અને મધ્ય યુરોપનાં અરણ્યોમાં વસતી હતી. તેની આંખો ભુરી હતી. બીજી જાત ઉત્તર અને પૂર્વ એશિયામાં જઇને વસી. તેની આંખો ત્રાંસી હતી, અને તે રંગે પીળી હતી. તે મોંગોલિયન લોકોને નામે ઓળખાતી હતી.

થોડા સમય પછી મોંગોલિયન લોકો અમેરિકામાં જઇને વસવા લાગ્યા. તે શિકાર કરીને પોતાનું ગુજરાન ચલાવતા. લોખંડનો ઉપયોગ કરવાનું તે હજી જાણતા ન હતા. પ્રાચીન સમયના લોકોની

માફક તેઓ પણ વાવણી અને કાપણી વખતે યજ્ઞ કરતા. તે પાદરીઓને માન આપતા. તેમના પાદરીઓને ખગોળશાસ્ત્રનું જ્ઞાન હતું. એ લોકો કેળવાયલા હતા એમ તેમના વખતનાં શિલ્પકામો જોવાથી જણાઇ આવે છે, પણ તેમની કળા ઘણા જુદા પ્રકારની હતી. તે કુંભારકામ, વણાટકામ, અને રંગવાનું કામ જાણતા અને પથ્થર ઉપર અક્ષરો કોતરતા અને ચામડાં ઉપર રંગથી લખતા. યુરોપ અને અમેરિકાનાં સંગ્રહસ્થાનોમાં તેમના હાથની લખેલી પ્રતો હજી પણ જોવામાં આવે છે. એ પ્રાચીન સંસ્કૃતિ અમેરિકાની અર્વાચીન સંસ્કૃતિના બીજ રૂપે હતી.



# પ્રકરણ ૧૫ મું.

## સુમેરિયા, ઈજીપ્ત વગેરે.

જગતનો ઇતિહાસ જોતાં જણાય છે કે શહેરો, મંદિરો, નહેર કામ, અને સામાજીક જીવનની શરૂઆત પ્રથમ મેસોપોટેમિયા અને ઈજીપ્તમાં થઈ હતી. તે દિવસોમાં યુફ્રેટીસ અને ટાઇગ્રીસ જુદી વહેતી અને ઇરાનના અખાતને મળતી હતી. તે બેની વચ્ચેના પ્રદેશમાં સુમેરિયન નામના લોકોએ પ્રથમ શહેરો સ્થાપ્યાં હતાં. લગભગ તે સમયમાં જ ઇજીપ્ત અથવા મિસર દેશનો ઇતિહાસ શરૂ થતો હતો.

એ સુમેરિયન લોકો રંગે ભુરા હતા. તેમનાં નાક લાંબાં હતાં. લખવાને તે અમુક લિપિનો ઉપયોગ કરતા. તેમની ભાષા અત્યારે જાણવામાં આવી છે. કાંસાનો ઉપયોગ તે જાણતા હતા. તેમણે મોટા મિનારા જેવાં દેવળ બાંધ્યાં હતાં. તે દેશની માટી ઘણી સારી હતી તેથી તેના ઉપર તે લખતા. તેમની પાસે ઘેટાં, બકરાં, ગધેડાં, ઘોડાં અને બીજાં ઢોર હતાં. તે જમીન ઉપર ઉભા રહીને ભાલા તથા ચામડાની ઢાલ વડે યુદ્ધ કરતા. ઉનનાં કપડાં તે પહેરતા અને માથું મુડાવી નાંખતા. તેમનું દરેક શહેર એક નાના સ્વતંત્ર રાજ્ય જેવું હતું. દરેક શહેરને જુદો દેવ અને જુદા પાદરીઓ હતા. કોઈ વાર એકાદ શહેર બીજા ઉપર સત્તા ચલાવતું અને તેની પાસે ખંડણી લેતું.

જુના વખતમાં લખવાને માટે અક્ષરલિપિ ન હતી. મનુષ્યો ચિત્રો કહાડીને અમુક બીનાઓ બીજાને જણાવતા. સુમેરિયામાં મનુષ્યો લાકડી વડે માટી ઉપર લખતા અને મિસર દેશમાં લોકો બનાવોને દિવાલો ઉપર ચિતરતા અને સાંકેતિક ચિહ્નોથી લખતા. પાછળથી એ સાંકેતિક ચિહ્નો અને ચિત્રલિપિ ઉપરથી હાલની અક્ષરલિપિ ઉત્પન્ન થયેલી છે. ચીનમાં હજીપણ એ ચિત્રલિપિ પ્રચલિત છે.

સામાજીક જીવનના વિકાસને માટે લેખનકળાની ઘણી જરૂર હતી. તેથી કરીને પ્રજાઓના કરાર, કાયદા, અને નિયમો કાયમ

રહેતા. એથી કરીને આપણે યાદ રાખવું જોઇએ કે મેસોપોટેમિયામાં કાગળો, ચોપડા, હિસાબ વગેરે મજબૂત નળીયાં ઉપર લખવામાં આવતા હતા. એ લખાણુમાંથી અત્યારે આપણુને ઘણું જાણુવાનું મળી આવે છે.

સુમેરિયા અને મિસર દેશના લોકો ઘણા વખતથી કાંસુ, તાંબુ, સોનું, રૂપુ, અને લોઢું વાપરતા હતા. લોકોનું વ્યવહારિક જીવન સુમેરિયા અને મિસર દેશમાં એક જ જાતનું હતું. લોકો જમીન ખેડતા અને નહેર કામ કરતા. ધાર્મિક ઉત્સવોને દિવસે તે નવરાશ ભોગવતા. તેમની પાસે દ્રવ્ય ન હતું, અને તેમને તેની જરૂર ન હતી. વસ્તુઓની આપ લે કરીને તે પોતાનો વેપાર ચલાવતા. રાજાઓ કે જેમની પાસે વધારે મુલક હતો તે સોના રૂપાના સળીયા અને કિંમતી પથ્થરો વાપરતા. દેવળ તેમના જીવનનું કેન્દ્રસ્થાન હતું. સુમેરિયામાં દેવળ એટલું ઉંચું હતું કે તે ઉપરથી તારાઓનું અવલોકન થતું. મિસર દેશમાં તે એક મોટી ઇમારત હતી. સુમેરિયામાં પાદરી સૌથી મોટો ગણાતો. મિસર દેશમાં પાદરીઓનો પણ એક ઉપરી રાખવામાં આવતો. તે તેમનો દેવતાઇ રાજા ફેરોનો પ્રતિનિધિ ગણાતો.

તે સમયમાં દુનિયામાં ફેરફારો ઘણા થોડા થતા હતા. મનુષ્યો મજુરી કરતા અને રૂઢિ પ્રમાણે જીવન ગાળતા. કોઇ પણ દેશમાં પરદેશીઓ ભાગ્યે જ આવતા, અને આવતા તો તેમને રહેવાનું ફાવતું નહિં. ઠરાવેલા નિયમો પ્રમાણે લોકો જીવન ગાળતા અને પાદરીના કહ્યામાં રહેતા. વાવણીનો વખત, યજ્ઞનું મુહૂર્ત, વગેરે પાદરીઓ જોઇ આપતા. મનુષ્યો કામ કરતા, એક બીજાને ચ્હાતા, અને ભૂત કે ભવિષ્ય કાળનો વિચાર કર્યા વગર તે સુખે રહેતા. રાજાઓ માયાળુ હતા. પ્રજામાંના જુવાનોને તે લશ્કરમાં રાખતા અને તેમને યુદ્ધ—કરવાને મોકલતા અથવા તેમને મોટાં મકાનો ચણવામાં કામે લગાડતા. હાલમાં મિસરદેશમાં જે પુરાતન પીરામીડ મિનારા આપણા જોવામાં આવે છે તે તે વખતના રાજાઓએ બંધાવ્યા હતા.

---

# પ્રકરણ ૧૬ મું.

---

## ભરવાડ લોકો.

ઈ. સ. પૂર્વે ૬૦૦૦ અને ૩૦૦૦ ના વચલા સમયમાં મનુષ્યો ગામોમાં વસતા અને ખેતી કરીને સ્થાયી જીવન ગાળતા. આવું જીવન માત્ર મેસોપોટેમિયા અને નાઈલ નદીની ખીણમાં જ લોકો ગાળતા એટલું જ નહિ પણ જ્યાં જ્યાં ખેતી માટે પાણી અને ખાવાને માટે આખું વરસ અનાજ મળી શકતું ત્યાં ત્યાં સઘળે મનુષ્યો ભટકવાનું અને શિકાર કરવાનું છોડી દેતા અને સ્થાયી જીવન ગાળતા. ટાઇગ્રીસ નદીના ઉપલા ભાગ ઉપર એસિરિયન નામના લોકો શહેરો વસાવતા હતા. એશિયા માઇનોરની ખીણોમાં, ભૂમધ્ય સમુદ્રના કિનારા અને બેટ ઉપર, અને ચીન તથા હિંદુસ્તાનના કેટલાક પ્રદેશોમાં નાનાં નાનાં ગામો સુધારો કરી રહ્યાં હતાં. યુરોપમાં જ્યાં માછલાં-વાળાં સરોવરો હતાં ત્યાં મનુષ્યો ઘર બાંધીને રહેતા અને ખેતી, શિકાર વગેરે કરીને ગુજરાન ચલાવતા.

પણ તે વખતે દુનિયાના મોટા ભાગ ઉપર વસાયત કરી શકાય તેમ ન હતું. કેટલીક જગ્યાએ જમીન ઘણી કઠણ હતી, કેટલીક જગ્યાએ જંગલો ઘણાં હતાં અને કેટલીક જગ્યામાં ઋતુઓ અનિશ્ચિત હતી. એથી કરીને કેટલાક મનુષ્યો મોટી નદીઓની ખીણોમાં વસીને ખેતી કરવા લાગ્યા અને કેટલાક અહીંતહીં ભટકીને જીવન ગાળવા લાગ્યા. પણ કેટલીક બાબતમાં એ ભટકનારા ભરવાડ લોકો કૃષિકારો કરતાં પણ વધારે સારૂ જીવન ગાળતા. તે શરીરે મજબૂત અને આત્મશ્રદ્ધાવાળા હતા. તેમનું જીવન સ્વતંત્ર હતું. તેમનો નેતા વધારે અગત્યનો પુરૂષ ગણાતો. એ લોકો કૃષિકારો કરતાં વધારે ધાતુઓનો ઉપયોગ જાણતા કારણ કે તેઓ પર્વતોની ખીણોમાં અને ખડકોવાળા પ્રદેશોમાં રખડતા. કાંસુ અને લોઢાને

ગાળવાનું તેમણે શોધી કહાડયું હતું. તેમના વખતનાં કેટલાંક લોઢાનાં ઓજારો અત્યારે મધ્ય યુરોપમાંથી મળી આવ્યાં છે.

પણ બીજી બાજુ તરફ જોતાં આપણને જણાય છે કે સ્થાયી જીવન ગાળનારા મનુષ્યો વણાટકામ અને કુંભારકામ સારૂં કરતા હતા. તે ઘણી સુંદર ચીજો બનાવતા. બંને જાતના લોકો પરસ્પર વેપાર ચલાવતા અને વખતે એક બીજાને લુંટતા. સુમેરિયામાં જંગલો ઘણાં હતાં, ત્યાં રખડતી જાતો ગામનાં ખેતરો પાસે આવીને મુકામ નાંખતી અને લોકો સાથે વેપાર કરતી અથવા તેમનો માલ ચોરી જતી. તે રખડતા લોકો કિંમતી પથ્થરો તથા ધાતુ અને ચામડાની ચીજો લાવતા, તેમને વેચતા, અને તેના બદલામાં માટીનાં વાસણો, ફીડીયાં, કાચ, અને કપડાં વગેરે લેતા.

સુમેરિયા અને મિસરદેશમાં જ્યારે લોકો સ્થાયી થઈને રહેતા હતા ત્યારે એ ભટકતા ભરવાડ લોકો ત્રણ જાતોમાં વહેંચાઈ ગયા હતા. મુખ્યત્વે કરીને ત્રણ દેશોમાં તે રખડતા હતા. યુરોપનાં જંગલોમાં ભરવાડ અને શિકારી લોકો ફરતા હતા. તે આર્યો કહેવાતા. પૂર્વ એશિયાના ઉચ્ચ પ્રદેશોમાં મોંગોલિયન લોકોની જાતો ફરતી હતી. તે ઘોડાઓને ઉછેરતી અને શિયાળા તથા ઉનાળામાં જુદી જુદી જગ્યાએ મુકામ કરતી. સીરીઆ અને અરબસ્તાનનાં જંગલોમાં ભુરા સેમિટિક લોકોની જાતો વસતી હતી. તે ઘેટાં, બકરાં, અને ગધેડાંને એક જગ્યાએથી બીજી જગ્યાએ ચરાવવાને લઇ જતી હતી.

એ સેમિટિક ભરવાડો પ્રાચીન સુધારાઓના સંબંધમાં પ્રથમ આવ્યા હતા. પહેલાં તો તેઓ વેપાર કરવાને અને લુંટવાને આવ્યા હતા. પછીથી તેમનામાંથી કેટલાક નેતાઓ બન્યા અને તે આસપાસનો મુલક જીતવા લાગ્યા. ઇ. સ. પૂર્વે લગભગ ૨૭૫૦ માં સારગન નામના એક મોટા સેમિટિક નેતાએ સુમેરિયાની બધી જમીન જીતી લીધી અને ઇરાનના અખાતથી તે ભૂમધ્ય સમુદ્ર સુધીના બધા મુલકનો તે માલીક થયો. તે જાતે જંગલી હતો. તેનાં

માણસો સુમેરિયાની લેખનલિપિ અને ભાષા શિખવા લાગ્યાં. તેણે રાજ્ય સ્થાપ્યું. તે બે સૈકા સુધી રહ્યું. તેના પછી એમોરાઈટસ નામના લોકો આવ્યા અને તેમણે ધીમે ધીમે સુમેરિયામાં પોતાની સત્તા જમાવી. તેમણે બેબિલનમાં રાજ્યધાની કરી અને તેમનું રાજ્ય પહેલા બેબિલોનિયન રાજ્યને નામે ઓળખાય છે. થોડા વખત પછી ત્યાં હેમુરાબી નામનો રાજા થયો. તેણે કાયદા ઘડયા. દુનિયામાં તે સૌથી પહેલા જ કાયદા હતા.

ઉપર કહેલા ભરવાડ લોકો નાઇલ નદીની ખીણમાં વધારે જતા ન હતા. પણ હેમુરાબીના વખતમાં સેમિટિક લોકોએ મિસર દેશ ઉપર હુમલો કર્યો, તેમાં તે ફતેહ પામ્યા. મિસરદેશમાં પરદેશી રાજાનો અમલ વ્યાપી રહ્યો. ફેરોના વંશના રાજાઓ ગાદીએ બેસવા લાગ્યા. તે હીકસૉસ અથવા ભરવાડ રાજાઓ કહેવાતા. તેમનો અમલ કેટલાક સૈકા સુધી ચાલ્યો. પણ સેમિટિક લોકો મિસરદેશના વતનીઓ જોડે ભળતા નહિં. તે પરદેશી અને જંગલી ગણાતા. આખરે એ સેમિટિક લોકોને મિસર દેશમાંથી હાંકી મુકવામાં આવ્યા.

પણ સુમેરિયામાં સેમિટિક લોકો સદાએ રહ્યા. તે ત્યાંના લોકો સાથે ભળી ગયા, અને આખું બેબિલોનિયન રાજ્ય ભાષા અને રીતભાતમાં સેમિટિક બની રહ્યું.



# પ્રકરણ ૧૭ મું.

## પહેલા વહાણવટીઓ.

પૃથ્વી ઉપર મનુષ્યોએ પ્રથમ હોડી અને વહાણનો ઉપયોગ કર્યો તે સમયને આજે લગભગ પચીસ કે ત્રીસ હજાર વરસ થયાં હશે. નવ અસ્મયુગની શરૂઆતમાં મનુષ્યો લાકડાનાં હોડકાં બનાવી અથવા ચામડાની કોથળીમાં હવા ભરીને તેની મદદથી પાણીની પેલી-પાર ઉતરતા. કેટલોક કાળ વીત્યા પછી સુમેરિયા અને મિસરદેશમાં ટોપલીના જેવી ગુંથેલી અને ચામડાથી મઢેલી હોડીઓ વપરાતી હતી. તેવી હોડીઓ ત્યાં અત્યારે પણ જોવામાં આવે છે. આયર્લાંડ અને વેલ્સમાં પણ તેવી હોડીઓ આજે વપરાય છે. અલાસ્કામાં લોકો મચ્છના ચામડાની હોડીઓ વડે બહેરીંગની સામુદ્રધુની ઉતરે છે. જેમ જેમ ઓજારોમાં સુધારો થતો ગયો તેમ તેમ પોલા લાક-ડાનાં હોડકાં બનવા લાગ્યાં. પછીથી મોટી હોડીઓ અને વહાણો બાંધવાનું કામ સ્વાભાવિક રીતે મનુષ્યોને સુઝી આવ્યું.

ઇ. સ. પૂર્વે ૭૦૦૦ ની સાલમાં લાલ સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, અને ઇરાનના અખાતમાં વહાણો ફરતાં હતાં. તે વખતે પીરામીડો બંધાયા પણ ન હતા. પણ તે વહાણોમાંનાં કેટલાંક મચ્છીમારોનાં હતાં અને કેટલાંક વેપારીઓ અને લુંટારાઓનાં હતાં. કારણકે વહાણ-વટાની શરૂઆતના વખતમાં ખલાસીઓ લાગ આવે તો લુંટવાનું અને ફાવે તો વેપાર કરવાનું કામ કરતા. તે વખતે સમુદ્ર પૃથ્વીના અંદરના ભાગમાં હતો. તેના ઉપર પવન કોઇ કોઇવાર વાતો અને ઘણો વખત સમુદ્ર શાંત થઇ રહેતો. તેથી કરીને વહાણ હંકારવાનું કામ ખપ જેટલું જ થતું. તેને લીધે વહાણો પણ સારાં બંધાતાં ન હતાં. માત્ર છેલ્લાં ચારસેં વરસથી જ સારાં વહાણ બંધાવા લાગ્યાં છે. જુના વખતનાં વહાણ માત્ર હલેસાં વડે જ ચલાવવામાં આવતાં. તે

કિનારા પાસે પાસે થઇને જતાં અને જરાક તોફાન જેવું લાગતું કે તરતજ બંદરમાં પેશી જતાં.

પશ્ચિમમાં સેમિટિક લોકો દરિયાની મુસાફરી કરતા. તેમણે ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારા ઉપર બંદરો સ્થાપ્યાં હતાં. તેમાં ટાયર અને સીડન મુખ્ય હતાં. બેબિલનમાં હેમુરાબી થયો તે વખતે તો તે લોકો આખા ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર પથરાઇ ગયા હતા. તે વેપાર કરતા અને સંસ્થાનો સ્થાપતા. દરિયા ઉપર વસેલા સેમિટિક લોકો હવે ફેનીશિયનોને નામે ઓળખાવા લાગ્યા. તે મોટા વહાણ-વટીઓ હતા. તે મોટે ભાગે સ્પેનમાં વસ્યા અને જીબ્રાલ્ટરની સામુદ્ર-ધુનીમાંથી જઇને હુમલા કરવા લાગ્યા. તેમણે આફ્રિકાના ઉત્તર કિનારા ઉપર સંસ્થાનો સ્થાપ્યાં. તેમાં કાર્થેજ ઘણું પ્રખ્યાત હતું.

પણ ભૂમધ્ય સમુદ્રમાં ફરનારા ફેનીશિયનો એકલા જ ન હતા. તે સમુદ્રના બેટ અને કિનારા ઉપર બીજા લોકો પણ વસતા હતા. તે ઇજીયન લોકો કહેવાતા. તે ગ્રીક ન હતા. પણ તેમણે ગ્રીસ અને એશિયા માઇનોરમાં કેટલાંક શહેર સ્થાપ્યાં હતાં, અને ક્રીટમાં નોસોસ નામનું ઘણું મોટું અને પ્રસિદ્ધ તેમનું મથક હતું. નોસોસના ઇતિ-હાસ ઉપરથી આપણને તે વખતની પ્રાચીન સંસ્કૃતિનો ખ્યાલ આવે છે. ઇજીયનોનો રાજા નોસોસમાં રહેતો, તે મીનોસ કહેવાતો. તે ધાર્મિક ઉત્સવો કરતો. કસરતના ખેલો અને બીજી રમતો તેના વખતમાં થતી. આખલાઓની લડાઇ તે કરાવતો. એ લડાઈ હજી પણ સ્પેનમાં જોવામાં આવે છે. તેના વખતમાં સ્ત્રીઓનો પોશાક લગભગ હાલના જેવો હતો. તેના વખતમાં ક્રીટનો સારાં માટીનાં વાસણ બનાવતા, તથા વણવાનું, કોતરવાનું અને રંગવાનું સુંદર કામ કરતા. તેમનું જીવન સુધરેલું અને સુખી હતું. લગભગ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ ની સાલમાં નોસોસ અને બેબિલનમાં સુખી અને સુધરેલા લોકો વસતા હતા. તોપણ અહીં એટલું તો કહેવું જરૂરનું છે કે તેમનો સુધારો હાલના સુધારાથી જુદો હતો. ખાણમાંથી લોઢું કહા-

ડીને તેને ગાળવાનું તે સમજતા ન હતા. ઘોડાને તે ઉત્તરમાં રહેનારૂં જંગલી પ્રાણી ગણતા. ગ્રીસ અને એશિયા માઇનોર શિવાયના મુલકો તેમણે જોયા ન હતા. સ્પેન અને આફ્રિકાને તે ઘણા દૂરના પ્રદેશો માનતા. આર્યોને તે ઓળખતા ન હતા. છતાં પણ નોસોસ તે વખતે સુધારાની ટોચ ઉપર હતું. પણ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ની સાલમાં તેનો પણ અંત આવ્યો હતો. એમ માનવામાં આવે છે કે ધરતીકંપથી તેનો નાશ થયો હતો.



# પ્રકરણ ૧૮ મું.

## મિસર, બેબિલન, અને એસિરિયા.

મિસર દેશના લોકો પોતાની રાજીખુશીથી સેમિટિક ભરવાડ રાજાઓને તાબે થયા ન હતા. તેથી કરીને ઇ. સ. પૂર્વે ૧૬૦૦ માં એક જબરી હીલચાલ મિસરમાં ઉભી થઇ, એ પરદેશીઓને હાંકી મુકવામાં આવ્યા, અને મિસરમાં નવા રાજ્યની શરૂઆત થઇ. અત્યાર સુધી મિસરદેશ એકત્ર ન હતો. હવે તે એકત્ર થયો, અને લોકોમાં લડાયક જુસ્સો આવ્યો. ફેરો રાજાઓ મોટી મોટી જીત મેળવવા લાગ્યા. હવે તેમણે યુદ્ધ કરવાને ઘોડા તથા રથ મેળવ્યા હતા. થૉથ્મીસ અને એમેનોફીસ રાજાઓના અમલમાં મિસરદેશની સત્તા એશિયામાં યુફ્રેટીસ નદી સુધી પહોંચી હતી.

ત્યાર પછી એક હજાર વર્ષ સુધી મેસોપોટેમિયા અને મિસરદેશના લોકો વચ્ચે મોટું યુદ્ધ ચાલ્યું. મિસરદેશની ચઢતી હતી. થૉથ્મીસ, એમેનોફીસ, વગેરે રાજાઓના વખતમાં મિસરદેશ ઘણી ઉંચી સ્થિતિ ભોગવતો હતો. કોઈ કોઇ વાર વચમાં તેની પડતી પણ થતી. મેસોપોટેમિયામાં બેબિલોનીયનો પ્રથમ રાજ્ય કરતા હતા. પછી વળી થોડોક વખત હીરાઇટસ અને સીરીયનોએ રાજ્ય કર્યું. એક વાર સીરીયનોએ મિસર દેશ જીતી લીધો. નીનેવેના એસીરીયન લોકો તે વખતે ચઢતી પડતી ભોગવતા હતા. કોઇ વાર એસીરીયનો બેબિલનમાં રાજ્ય કરતા અને મિસર ઉપર હુમલા લઈ જતા. મિસર, એશિયા માઈનોર, સીરીઆ, અને મેસોપોટેમિયાના આ બધા લોકોની ચઢતી પડતી, પરસ્પર યુદ્ધ, અને હુમલાઓનું વર્ણન અહીં આપવું અશક્ય છે. તે હવે લડાયક લોકો બની રહ્યા હતા, અને તેમની પાસે યુદ્ધ કરવાને રથ તથા ઘોડા તૈયાર હતા.

એ અજ્ઞાત પ્રાચીન સમયમાં પણ એસીરીઆના ટીગલથ પીલે-

સર જેવા મોટા જેતાઓ થયા હતા. ટીગલથે બેબિલન જીતી લીધું હતું. છેવટે એસીરીઅનોએ વધારેમાં વધારે લશ્કરી બળ પ્રાપ્ત કર્યું હતું. ત્રીજા ટીગલથે ફરીથી ઇ. સ. પૂર્વે ૭૪૫ માં બેબિલન જીતી લીધું અને એસીરીઅન રાજ્યની સ્થાપના કરી. હવે એસીરીઅનો લોઢાનો ઉપયોગ ઉત્તરમાંથી શિખી લાવ્યા હતા અને તેથી તેમણે લશ્કરને લોઢાનાં ઓજારોથી સજ્જ કર્યું. સારગનનો છોકરો સેના-ચેરીબ મિસરદેશના સિમાડા ઉપર લશ્કર લઇ ગયો પણ તે હાર્યો. પછી સેનાચેરીબના પૌત્ર સાર્ડેનેપેલસે બરાબર મિસરદેશને જીતી લીધો (ઇ. સ. પૂર્વે ૬૭૦ માં), પણ તેના વંશજોના હાથમાં પણ તે ઝાઝી વાર રહ્યો નહીં.

ઇ. સ. પૂર્વે ૧૬૦૦ થી ૬૦૦ સુધીનાં દસ સૈકામાં મિસર દેશમાં ઘણા ફેરફારો થયા. મિસરદેશનો વિસ્તાર ઘડીકમાં વધતો અને ઘડીકમાં કમી થતો. બેબિલોનીઅનો, એસીરીઅનો, હિટાઇટસ, અને સીરીઅનો તેના ઉપર વારે ઘડીએ ચ્હડી આવતા અને પાછા જતા. તે વખતે એશિયા માઇનોરની પશ્ચિમે લીડીઆ જેવાં રાજ્યો સ્થપાતાં હતાં. પણ ઇ. સ. પૂર્વે ૧૨૦૦ ની સાલ પછી એક જુદી જાતના લોકો ઇશાન અને વાયવ્ય ખુણામાંથી આવવા લાગ્યા. તેઓ પાસે લોઢાનાં હથિયાર હતાં અને તે રથ અને ઘોડાનો ઉપયોગ કરતા. એ લોકો આર્ય ભાષાની જુદી જુદી બોલી બોલતા. તેમનાથી ઇજી-યન અને સેમિટિક લોકોને ઘણો ત્રાસ થયો.

વળી કાળા સમુદ્ર અને કાસ્પિયન સમુદ્રના ઇશાનખુણામાં મીડઝ અને ઇરાની લોકો આવતા હતા. આર્મેનિયનો પણ તે વખતે આવવા લાગ્યા. બાલ્કન દ્વિપકલ્પમાં થઇને સીમેરીઅનો, ફ્રીજીઅનો, અને હીલેનીક જાતો આવવા લાગી. તે આર્યો કહેવાતા. તે ધાડ પાડતા અને શહેરોને લુંટતા. તેમણે ઇજીયન લોકોને પશ્ચિમમાંથી હાંકી મુકવા માંડયા. ઇજીયન લોકો ત્રાસીને ઘણે દૂર જઇને વસ્યા. વળી ઇટ્રસ્કન નામના લોકો એશિયા માઇનોરમાંથી આવ્યા. તેમને

મધ્ય ઇટાલીમાં રાજ્ય સ્થાપવાનો વિચાર હતો. કેટલાકે આવીને ભૂમધ્ય સમુદ્રના અગ્નિકોણમાં શહેરો વસાવ્યાં અને પછી તે પ્રીલીસ્ટાઇન્સને નામે ઓળખાવા લાગ્યા. છેવટે યાહુદીઓ આવ્યા. તે એ વખતના છેલ્લા ભાગમાં પ્રસિદ્ધ થયા. તેમણે ઘણું અગત્યનું સાહિત્ય ઉત્પન્ન કર્યું. ઇતિહાસ, કવિતા, અને તત્ત્વજ્ઞાનના ગ્રંથો તેમણે પ્રસિદ્ધ કર્યા. તેમનું સાહિત્ય આજે હિબ્રુ બાઇબલને નામે ઓળખાય છે.

આર્યોના આવવાથી મેસોપોટેમિયા અને મિસર દેશમાં ઘણા ફેરફારો થયા ન હતા. ત્યાં તેમના ઘણા વંશો થયા અને નાશ પામ્યા પણ પ્રજાજીવન તેનું તેજ રહ્યું. તેમાં ધીમે ધીમે સુધારો થતો ગયો. મિસર દેશમાં જુના મિનારા તોડી પાડવામાં આવ્યા અને તેમની જગ્યાએ નવાં સુંદર મકાનો બંધાયાં. પણ ત્રણ હજાર વરસના જુના પીરામીડો તેવાને તેવા જ કાયમ રાખવામાં આવ્યા. પરદેશીઓને જોવા લાયક તે હતા. અત્યારે પણ તે જોવા લાયક છે. કર્નાક અને લક્ષરનાં મોટાં દેવળો પણ તે સમયમાં જ બંધાયાં હતાં. મેસોપોટેમિયામાં નીનેવેના મુખ્ય મિનારા, મોટાં દેવળો, મનુષ્યના માથાવાળા આખલા, રાજાઓની શિકાર સ્વારીઓનાં ચિત્રો વગેરે તે સમયમાં જ ઉત્પન્ન થયાં હતાં. વળી તે સમયમાં જ બેબિલનની શોભામાં ઘણો વધારો થયો હતો.

મેસોપોટેમિયા અને મિસર દેશમાંથી જાહેર કામોની તવારીખો, વેપારીઓના ચોપડા, વાર્તાઓ, કવિતાઓ અને ખાનગી કાગળો આજે પુષ્કળ મળી આવ્યાં છે. તે ઉપરથી આપણને માલમ પડે છે કે બેબિલન અને થીબ્ઝના ધનવાન લોકોનું જીવન આજના ધનવાનો જેવું જ સુધરેલું અને શોખીન હતું. ત્યાંના લોકો સુંદર મકાનોમાં રહેતા. તેમનાં મકાનો સારાં શણગારેલાં અને રાચરચીલાવાળાં હતાં. તે કિંમતી લુગડાં તથા દાગીના પહેરતા. તે મિજબાનીઓ અને ઉત્સવો કરતા અને ગાયન કે નાચ કરાવીને બીજાનો સત્કાર

કરતા. તેમના નોકરો કેળવાયલા હતા. તેમની તંદુરસ્તી જાળવવાને દાક્તરો હતા. તે બહુ મુસાફરી કરતા નહિં પણ ઉનાળામાં મછવામાં બેસીને સહેલ કરતા. બોજો ઉંચકી જવાને તે ગધેડાં રાખતા. ઘોડાનો ઉપયોગ તે યુદ્ધ વખતે જ કરતા. કેટલાંક લોઢાનાં વાસણો તે વાપરતા. ત્રાંબા અને કાંસાનો ઉપયોગ તે વધારે કરતા. શણુ, સુતર, અને ઉનનાં વણેલાં કપડાં તે પહેરતા પણ હજી સુધી રેશમને તે ઓળખતા નહિં. કાચનાં નાનાં પણ રંગિન વાસણો તે બનાવતા. તે દાંત ઉપર સોનાની રેખાઓ જડાવતા પણ હજી સુધી ચસ્માં તે વાપરતા ન હતા. તેમની પાસે શિક્કાવાળું નાણું ન હતું, માત્ર વસ્તુઓની આપ લે કરીને અથવા સોના રૂપાના ગઠ્ઠા આપીને તે વેપાર કરતા. તેમના ધર્મમાં પણ હવે સુધારો થયો હતો. તેમણે મનુષ્યયજ્ઞ બંધ કર્યો હતો.

ઉત્તર તરફનાં જંગલોમાંથી આર્યો આવ્યા તે વખતે પ્રાચીન લોકોની સ્થિતિ ઉપર પ્રમાણે હતી. તે વખતે હિંદુસ્તાન અને ચીનની ખીણોમાં પણ બીજા લોકોની વસાયત થઇ રહી હતી, પણ તે મેસોપોટેમિયા અને મિસરના લોકોની માફક બહુ આગળ વધતા ન હતા.



# પ્રકરણ ૧૯ મું.

## મૂળ આર્યો.

ચાર હજાર વરસ ઉપર, એટલે કે ઇ. સ. પૂર્વે ૨૦૦૦ ની સાલમાં, દક્ષિણ અને મધ્ય યુરોપ તથા મધ્ય એશિયામાં વધારે ગરમી અને ભીંનાશ હતાં. તે વખતે ત્યાં જંગલો પણ વધારે હતાં. ત્યાંના પ્રદેશોમાં એક જાતના સુંદર અને ભુરી આંખોવાળા લોકો રખડતા હતા. તે એક બીજાના સહવાસમાં આવતા અને એક ભાષાની જુદી જુદી બોલી બોલતા. તે સંખ્યામાં વધારે ન હતા અને બેબિલોન અને મિસર દેશના લોકોને તેમની ખબર ન હતી.

એ આર્ય લોકો જગતના ઇતિહાસમાં ઘણો અગત્યનો ભાગ ભજવવાના હતા. તે જંગલવાસીઓ હતા. તેમની પાસે એકલાં ઢોર હતાં. મુસાફરી કરતી વખતે તે પોતાના તંબુ વગેરેને બળદ ગાડીઓમાં લઇ જતા. જ્યારે કોઇ પણ જગ્યાએ તે થોડોક વખત વસતા ત્યારે ત્યાં માટીનાં ઝુંપડાં બનાવતા. પોતાના મોટા નેતાઓની ખાખને તે વાસણમાં ભરી રાખતા અને તેની આસપાસ મોટી માટીની પાળ ચણતા. તેમની પહેલાંના લોકો શબને બાળતા નહિં પણ તેને બેસાડીને દાટી દેતા.

એ આર્યો બળદ વડે જમીન ખેડતા અને તેમાં ઘઉં વાવતા, પણ તે એકજ સ્થાનમાં પડી રહેતા નહિં. પાકની કાપણી કરીને તે ચાલ્યા જતા. તે કાંસુ અને લોઢું બે ધાતુઓ વાપરતા. તેમણે લોઢું ગાળવાની કળા શોધી કહાડી હશે. કોઇ કોઇ વાર તે ઘોડાનો ઉપયોગ કરતા. તેમનું સામાજીક જીવન ધાર્મિક ક્રિયાઓ કરવામાં જ આવી રહ્યું ન હતું. તે તેમના નેતાઓને પાદરીઓ કરતાં પણ વધારે મોટા ગણતા. કેટલાંક કુટુંબોને તે ઘણા જુના વખતથી ખાનદાન ગણતા અને તેમનાં મનુષ્યોને નેતા તરીકે સ્વીકારતા.

તે આર્યો ઘણા વાચાળ હતા. મુસાફરીમાં તે મિજબાનીઓ કરતા; તેમાં તે દારૂ પીતા અને ભાટ ચારણો તેમની આગળ ગાતા. તેમની પાસે લખવાની લિપિ ન હતી. ભાટ ચારણોનું કવિત તેઓનું સાહિત્ય લેખાતું. દરેક આર્ય પ્રજા પાસે પોતાનાં ઇતિહાસ, પુરાણ, કાવ્ય, વેદ વગેરે હતાં. નેતાઓનાં કુટુંબ આર્યોના સામાજીક જીવનનું કેન્દ્રસ્થાન બની રહ્યાં હતાં. નેતાનું મકાન લાકડાનું બનાવેલું અને વિશાળ હતું. મકાન પાસે ઢોરને બાંધવાનાં ઝુંપડાં અને ખેતીકામ માટે વપરાતાં બીજાં ઘર હતાં. નેતાનું મકાન ઘણા આર્યોનું વિશ્રામ-સ્થાન હતું. દરેક આર્ય ત્યાં મિજબાની કરવાને જતો, ભાટ ચારણો-નું કવિત સાંભળતો અને રમતગમત તથા વાદવિવાદમાં ભાગ લેતો. નેતાના મકાનની આસપાસ ગાયો બાંધવાને ઝુંપડાં તથા ઘોડા બાંધવાને તબેલા હતા. નેતા અને તેની સ્ત્રી મેડીએ સુતાં અને બીજા લોકો ગમે ત્યાં પડી રહેતા. દરેક આર્ય પાસે હથિયાર, દાગીના, ઓજાર વગેરે પોતાની મિલ્કત હતી પણ સાર્વજનિક ઢોર અને ઘાસનાં બીડ નેતાના કબજામાં રહેતાં.

આ પ્રમાણે તે વખતના આર્યોની રીતભાત હતી. તેમની સંખ્યા હવે વધતી હતી અને તે મધ્ય યુરોપમાં અને મધ્ય એશિયાના પશ્ચિમ ભાગમાં વસતા હતા. એ વખતે મેસોપોટેમિયા અને નાઇલની પ્રાચીન સંસ્કૃતિ ઉદય પામતી હતી. હવે એ આર્યો બીજાં સ્થાનોમાં જવા લાગ્યા. તે હવે ફ્રાન્સ, બ્રિટન, અને સ્પેનમાં આવવા લાગ્યા. એ ભાગમાં વહેંચાઇને તે પશ્ચિમ તરફ ગયા. આર્યોનો એક ભાગ બ્રિટનમાં અને પછી આયર્લાંડમાં ગયો. ત્યાંના લોકોને તેમણે તાબે કર્યા. તે ગોઇ-ડેલીક સેલ્ટસ કહેવાવા લાગ્યા. બીજો ભાગ ગ્રેટબ્રિટનમાં ગયો અને તે બ્રીથોનિક સેલ્ટસ અથવા બ્રિટનોને નામે ઓળખાવા લાગ્યો. વેલ્સના લોકોની ભાષા તેમનામાંથી નીકળી આવેલી છે. બીજા સેલ્ટીક લોકો દક્ષિણ તરફ સ્પેનમાં જવા લાગ્યા, અને તે સ્પેનના બાસ્ક લોકો તથા ફેનિશિયન સંસ્થાનવાસીઓના સમાગમમાં આવ્યા. વળી

આર્યોની જાતોનું એક ટોળું ઇટાલીના જંગલી પ્રદેશમાં ગયું. તે આર્યો ત્યાં વસ્યા. ઇ. સ. પૂર્વે ૮૦૦ ની સાલમાં રોમ નગર ઇતિહાસમાં પ્રસિદ્ધ થયું, તે વખતે આર્યો–લેટીન લોકો તેમાં વસતા હતા.

બીજી બાજુએથી સંસ્કૃત બોલનારા આર્ય લોકો ઇ. સ. પૂર્વે ૧૦૦૦ ની સાલ પહેલાં ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યા હતા. ત્યાં તે દ્રાવિડ લોકોની સંસ્કૃતિના સમાગમમાં આવ્યા. બીજા કેટલાક આર્યો તુર્કસ્તાનમાં ગયા. કાળો સમુદ્ર અને કાસ્પિયન સમુદ્રની વચ્ચેના પ્રદેશમાં હીટાઇટસ વસતા હતા. તેમની જગ્યાએ હવે આર્મેનિયાના આર્યો વસ્યા. વળી સિથિયન, મીડ, અને ઇરાની લોકો સરહદ ઉપરના પ્રદેશોમાં વસવા લાગ્યા હતા. એસિરિયા અને બેબિલનના લોકોને તેની ખબર પડી હતી.

પણ બાલ્કન દ્વિપકલ્પમાંથી જે આર્યો ગયા તેમણે પ્રાચીન જીવનમાં ઘણો મોટો ફેરફાર કરી નાંખ્યો. તે ફ્રિજીયન અને ગ્રીક લોકોને નામે ઓળખાતા. ઇ. સ. પૂર્વે લગભગ ૧૦૦૦ પહેલાં તો તેમણે ગ્રીસ અને તેની આસપાસના બેટમાંથી ઇજીયન સંસ્કૃતિને હાંકી કહાડી. તેમના વખતમાં મિસિની અને ટીરન્સ શહેરોનો નાશ થયો અને નોસોસ લગભગ ભુલાઈ ગયું. ગ્રીક લોકો ક્રીટ અને રોડઝમાં જઈને વસ્યા, અને સિસિલીમાં તેમણે સંસ્થાનો સ્થાપવા માંડયાં. આ ઉપરથી જણાય છે કે જે વખતે ત્રીજો ટીગલથ, બીજો સારગન, અને સારડેનેપલસ એસિરિયામાં રાજ્ય કરતા હતા અને બેબિલન, સિરિયા અને મિસર સાથે યુદ્ધ કરતા હતા, તે વખતે આર્યો સુધારાનાં તત્ત્વો શિખતા હતા, અને ઇટાલી, ગ્રીસ, અને ઉત્તર ઇરાનમાં સંસ્કૃતિ ફેલાવતા હતા. ઇ. સ. પૂર્વે ૯૦૦ ની સાલથી લગભગ છ સૈકા સુધીનો ઇતિહાસ આર્યોનાં પરાક્રમોથી ભરપૂર છે. આર્યોએ સત્તા કેવી રીતે મેળવી, શાં શાં સાહસ તેમણે કર્યાં અને તેમણે સઘળી પ્રાચીન ભૂમિને કેવી રીતે જીતી લીધી એ સર્વ બીના તે આપણને પુરી પાડે છે. તેમણે સેમિટિક, ઇજીયન, અને મિસર

દેશનો બધો મુલક જીતી લીધો હતો પણ તેમના વિચારો અને રીત રિવાજ જીતાયલા લોકોમાં પ્રસરતાં ઘણી વાર થઇ. બંનેના વિચારો વચ્ચે યુદ્ધ ચાલ્યું, તે ઘણા વખત સુધી પહોંચ્યું, અને અત્યારે પણ તે ચાલ્યા જ કરે છે.



# પ્રકરણ ૨૦ મું.

## છેલ્લું બેબિલનનું રાજ્ય અને પહેલા ડેરિયસનો અમલ.

ઉપર આપણે જોયું છે કે ત્રીજા ટીગલથના વખતમાં એસિરિયાનું રાજ્ય ઘણું બળવાન થઈ રહ્યું હતું. પણ ધીમે ધીમે એસિરિયાની સત્તા નાશ પામવા લાગી. બેલ્ડિયન નામના લોકોએ નિનેવા ઉપર હુમલો કર્યો અને તેને જીતી લીધું. એસિરિયાનો મુલક વહેંચાઇ ગયો. તેમાંથી બીજાં રાજ્યો ઉત્પન્ન થયાં. ઉત્તરમાં મીડ લોકોનું રાજ્ય થયું. દક્ષિણમાં બીજું બેબિલોનિયન રાજ્ય સ્થપાયું. તે રાજા નેબ્યુચેડનિઝારના વખતમાં ઘણું ધનવાન અને સત્તાવાન થયું. એ રાજા બાઇબિલમાં નેબ્યુચેડનિઝાર ધ ગ્રેટને નામે પ્રખ્યાત છે. હવે બેબિલનના છેલ્લા સુખ શાંતિના દિવસ શરૂ થયા. ઇ. સ. પૂર્વે ૬૦૬ થી ૫૩૯ સુધી બેબિલનની ચઢતી થઇ. એ ૬૭ વરસમાં બેબિલનના પ્રજાજીવનમાં અને વિદ્યામાં ઘણો વધારો થયો. ત્યાં હવે છેલ્લો રાજા નેબોનિડસ થયો. તેને પણ વિદ્યાનો શોખ હતો. તેણે ઘણી શોધખોળો કરાવી હતી, પણ કેટલાંક કારણોને લીધે પ્રજા તેનાથી અસંતુષ્ટ બની. તેણે બીજા રાજાને બોલાવવાનો પ્રયાસ કર્યો. તેના કહેવાથી પાસેનો રાજા સીરસ ચ્હડી આવ્યો.

સીરસ મીડ—પરશિયન લોકોનો રાજા કહેવાતો. તેણે એશિયા માઇનોરમાં આવેલા લિડિયાના રાજા ક્રોસસને જીતીને કીર્તિ મેળવી હતી. તેણે બેબિલન ઉપર હુમલો કર્યો. શહેરની બહાર લડાઇ થઇ. શહેરના દરવાજા તેની આગળ ખુલ્લા મુકવામાં આવ્યા. તેના સિપાઇઓએ ગામમાં પ્રવેશ કર્યો- નેબોનિડસનો છોકરો બેલશેઝર તે વખતે મિજબાની ઉડાવતો હતો. તે વખતે દિવાલ ઉપર અદૃશ્ય રીતે નીચેના અક્ષરો લખાયાઃ—"ઇશ્વરે તારૂં રાજ્ય હવે સમાપ્ત કર્યું છે, તારાં કૃત્યોને જમે ઉધાર કરવામાં આવ્યાં છે, અને તારી ઉધાર બાજુ

વધે છે. તારૂં રાજ્ય હવે મીડ અને પરશિયન લોકોને આપવામાં આવ્યું છે." એ રાતે બેલશેઝરનું ખુન કરવામાં આવ્યું, નેબોનિડસને કેદમાં પુરવામાં આવ્યો, અને મીડ તથા પરશિયન લોકો શાંતિથી નગરમાં ગયા. આ બીના બાઇબલમાં લખેલી છે.

આ પ્રમાણે બેબિલોનિયન અને પરશિયન રાજ્યો એકઠાં થઈ ગયાં. સીરસના દિકરા કેમ્બિસિસે મિસર દેશ જીતી લીધો. તેની પછી ડેરિયસ ગાદીએ બેઠો. તેનું રાજ્ય જગતમાં મોટામાં મોટું થઇ રહ્યું. તેના તાબામાં બધું એશિયા માઇનોર, સિરિયા, બધાં એસિરિયન અને બેબિલોનિયન રાજ્યો, મિસર, કોકેસસ અને કાસ્પિયનના મુલકો, મિડિયા, ઇરાન વગેરે હતાં અને તેની સત્તા હિંદુસ્તાનમાં સિંધુ નદી સુધી પહોંચી હતી.

આટલા બધા મુલકો ઉપર રાજ્ય કરવાનું હવે શક્ય થઈ પડયું હતું. સ્થળે સ્થળે સડકો બનાવવામાં આવી હતી અને ઘોડા, રથ વગેરેનો ઉપયોગ થતો હતો. ગધેડાં, બળદ, અને ઉંટનો ઉપયોગ રણમાં કરાતો અને તેથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જલદી જવાતું. પરશિયન રાજાઓએ પોતાનું રાજ્ય ટકાવવાને મોટા રસ્તા બનાવ્યા હતા અને રાજાના દૂતોને જવાને સ્થળે સ્થળે ઘોડા રાખવામાં આવ્યા હતા. હવે પાડેલા શિક્કા નાણું તરીકે વપરાતા હતા, તેથી વેપાર અને પરસ્પર વ્યવહાર ઘણો વધ્યો હતો. પણ આ રાજ્યની રાજધાની હવે બેબિલન ન હતું. તે પડતી દશામાં આવ્યું હતું. રાજ્યનાં મુખ્ય નગરો પરસિપોલિસ, એકબેટેના, અને રાજધાની સુસા ગણાતાં. નિનેવા ઘણી પડતી દશા ભોગવતું હતું.



# પ્રકરણ ૨૧ મું.

## યાહુદી લોકોનો પૂર્વ ઇતિહાસ.

હવે આપણે યાહુદી લોકોની વાત કરીશું. તેમના સમયમાં તે લોકો ઘણી મહત્તા ધરાવતા ન હતા પણ પાછળથી તેમણે જગતના ઇતિહાસ ઉપર મોટી અસર ઉત્પન્ન કરી હતી. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ પહેલાંથી તે જુડિયામાં વસતા હતા અને તેમનું મુખ્ય નગર જેરૂસાલમ હતું. તેમનો ઇતિહાસ તેમની આસપાસ આવેલાં મિસર, સિરિયા, એસિરિયા, અને બેબિલનનાં રાજ્યોના ઇતિહાસ સાથે ભળેલો છે. તેમનો દેશ એ રાજ્યોની વચમાં એક મોટા રાજમાર્ગ જેવો હતો.

પાછળથી જગતમાં યાહુદી લોકોની મહત્તા વધી તેનું કારણ એ છે કે તેમણે સાહિત્ય, ઇતિહાસ, કાયદા, આખ્યાયિકાઓ, ગીતો, તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો, કવિતા અને દંતકથાઓ ખ્રિસ્તીઓને પુરાં પાડયાં છે. તે આજે હિબ્રુ બાઇબલને નામે ઓળખાય છે. એ સઘળું સાહિત્ય તેમણે ઇ. સ. પૂર્વે ચોથા કે પાંચમા સૈકામાં લખ્યું હતું. તે પહેલાં તે લોકો બહુ સુધરેલા ન હતા. તેમનામાંના થોડાજ લખતાં વાંચતાં શિખ્યા હતા. બેબિલનની સત્તા નીચે તેઓ આવ્યા ત્યાર પછી તે સુધરવા લાગ્યા હતા.

યાહુદી લોકોનો વડો અબ્રાહમ હેમુરાબીના વખતમાં બેબિલનમાં રહેતો હતો. એને ઘણી જગ્યાએ રખડવું પડયું હતું. એ એના પુત્રો અને પૌત્રો મિસરમાં કેદ પકડાયા હતા. અબ્રાહમે કનાનમાં મુસાફરી કરી અને તેના દેવે તે સંપત્તિવાળો દેશ તેને અને તેનાં છોકરાંને આપવાનું વચન આપ્યું. આ બધી બીના બાઇબલમાં મળી આવે છે.

મિસરમાં લાંબો વખત રહ્યા પછી અબ્રાહમનાં છોકરાં પચાસ વરસ સુધી મોઝીઝની સંભાળ નીચે જંગલમાં રખડયાં. તેમની હવે બાર જાતો થઈ હતી. અરબસ્તાનનાં જંગલોમાંથી તેમણે હવે કનાન

ઉપર હુમલો કર્યો, પણ તે દેશના માત્ર કેટલાક ટેકરીઓવાળા ભાગ શિવાય તેમનાથી બીજું કંઇ જીતાયું નહિં. એ વખતે સમુદ્ર કિનારો ફિલિસ્ટાઇનોના હાથમાં હતો. ઘણા જમાના સુધી અબ્રાહમનાં છોકરાં એ ટેકરીયોવાળા પ્રદેશમાં અજ્ઞાતપણે પડી રહ્યાં. ત્યાં તેમને ફિલિસ્ટાઇનો અને બીજી જાતો જોડે વારંવાર તકરારો થતી, અને તેમાં તેમને ઘણું કષ્ટ વેઠવું પડતું. એ વખતનો તેમનો ઇતિહાસ કષ્ટો અને નિરાશાઓથી ભરેલો છે.

અત્યાર સુધી યાહુદીઓ પાદરીઓમાંથી કેટલાકને ન્યાયાધીશો નીમતા અને તેમના કહ્યા પ્રમાણે ચાલતા, પણ આખરે તેમણે સૅાલને રાજા તરીકે નીમ્યો. પણ તે એક લડાઈમાં મરણ પામ્યો. તેના પછી ડેવીડ રાજા થયો. રાજદ્વારી બાબતોમાં તે વધારે હોંશિયાર હતો. તેના વખતથી યાહુદીઓની સુખસંપત્તિની શરૂઆત થઇ. ડેવીડ અને તેના દિકરા સોલોમને ટાયરના રાજા જોડે ગાઢ સંબંધ બાંધ્યો. ટાયરના રાજાની દેખરેખ નીચે જેરૂસાલમમાં દિવાલો, મહેલ, અને દેવળ બંધાયાં અને જેરૂસાલમની મારફત ઘણો વેપાર ચાલવા લાગ્યો. તેને લીધે સોલોમન અપૂર્વ સુખસંપત્તિ ભોગવવા લાગ્યો, પણ બાઇબલ ઉપરથી માલમ પડે છે કે તે મોજશોખ મારતો અને પ્રજા ઉપર ઘણા કર નાંખતો. તેથી તેની સત્તા વધારે વાર ટકી નહિં. તેના મરણ વખતે જેરૂસાલમની ઉત્તરના મુલકોએ બંડ કર્યું અને ઇઝરાયલ નામનું નવું રાજ્ય સ્થાપ્યું. જેરૂસાલમ માત્ર જુડાની રાજધાની બની રહ્યું.

યાહુદી લોકોની સંપતિ પણ થોડીજ વાર ટકી. ટાયરનો રાજા મરી ગયો અને તેથી જેરૂસાલમને તેની મદદ જતી રહી. મિસર હવે ફરીથી બળવાન થયું. જુડા અને ઇઝરાયલનાં રાજ્યો હવે બે નાનાં રાજ્યો બની રહ્યાં. હવે પછીનો તેમનો ઇતિહાસ અનેક કષ્ટોથી ભરેલો છે. આખરે એસિરિયનોએ તે બંનેને જીતી લીધાં અને લોકોને કેદ કર્યા. બેબિલનમાં રહ્યે રહ્યે યાહુદીઓએ પોતાનો ઇતિહાસ અને દંતકથાઓ એકઠાં કર્યાં. કેટલાક સમય પછી રાજા સીરસે તેમને પાછા

જેરૂસાલમ જવાનો હુકમ કર્યો. એ વખતે એમનામાંના જે લોકો પાછા જેરૂસાલમમાં આવ્યા તે જ્ઞાન અને બળમાં ઘણા ચ્હડીયાતા હતા. તે સુધરેલા હતા. તેમણે પોતાનું ચારિત્ર્ય ઘડવા માંડયું, અને તેમ કરવામાં તેમના પેગંબરોએ ઘણો અગત્યનો ભાગ લીધો. એ પેગંબરો-ના પ્રગટ થવાથી માનવજીવનના વિકાસમાં નવાં અને ઉપયોગી તત્ત્વોનો ઉમેરો થવા લાગ્યો. એ પેગંબરોનો ઇતિહાસ જાણવાની જરૂર છે.



# પ્રકરણ ૨૨ મું.

## જુડિયાના પાદરીઓ અને પેગંબરો.

ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં સૌને એમ લાગતું હતું કે બધા સુધરેલા દેશો ઉપર સેમિટિક લોકોજ રાજ્ય કરશે. એસિરિયામાં તેમનું રાજ્ય હતું. મિસર દેશ તેમણે જીતી લીધો હતો. બેબિલન અને સિરિયામાં સેમિટિક લોકો વસતા. બધો વેપાર તેમના હાથમાં હતો.

એ વખતે આર્ય લોકો જંગલી અવસ્થામાં હતા; માત્ર ગ્રીક લોકો નવી સંસ્કૃતિ ઉત્પન્ન કરતા હતા અને મીડ લોકો બળવાન થવા લાગ્યા હતા. ઇ. સ. પૂર્વે આઠમા સૈકામાં કોઇએ એમ જાણ્યું નહિં હોય કે એ આર્ય લોકો સેમિટિક લોકો ઉપર ચઢાઇ કરશે અને તેમને તાબે કરશે અથવા વિખેરી નાંખશે અને ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં તો સેમિટિક સત્તાનું એક ચિહ્ન પણ રહેશે નહિં. ઇ. સ. પૂર્વે ૮૦૦ થી ૩૦૦ સુધીનાં પાંચ સૈકાંમાં આર્યોએ સેમિટિક લોકોને તાબે કર્યાં અને તેમાંના કેટલાકને વિખેરી નાંખ્યા. એ તાબે થયેલા લોકોમાં યાહુદીઓ હતા. તેમણે પોતાની દંતકથાઓ સંઘરી રાખી, અને તેમને તે વળગી રહ્યા. સીરસ નામના રાજાએ તેમને જેરૂસાલમ પાછા મોકલ્યા. તે પોતાની સાથે બાઇબલને લઇ ગયા. બાઇબલના સિદ્ધાંતોથી તેમનું ચારિત્ર્ય ઘડાયું અને એ સિદ્ધાંતોથી તે લગભગ પચીસ સૈકાં સુધી કષ્ટ, સાહસ, અને જુલમના દિવસો ગુજારી શક્યા.

યાહુદીઓને પ્રભુમાં શ્રદ્ધા હતી, અને તે માનતા કે જેરૂસાલમનો ફરીથી ઉદય કરવાને અને સત્યના રાજ્યની રાજધાની બનાવવાને પ્રભુએ તેમને સરજ્યા છે. એ માન્યતાથી તેમનું જીવન ઉંચા પ્રકારનું બન્યું. આવા લોકોની મૈત્રી કરવાને સૌ આવે એ સ્વાભાવિક હતું. બેબિલોનિયનો અને સિરિયનો તેમનાથી આકર્ષાયા અને તેમની સાથે મિત્રાચારી બાંધવા લાગ્યા. ટાયર, સીડન, અને કાર્થેજની પડતી પછી

ફેનિશિયનો ત્યાંથી જતા રહેવા લાગ્યા અને સ્પેન, આફ્રિકા, મિસર, અરબસ્તાન વગેરે મુલકોમાં યાહુદીઓ વસવા લાગ્યા. તે જુદી જુદી જગ્યાઓમાં વસતા પણ પરસ્પર પ્રીતિ રાખતા અને સર્વે બાઇબલને આધારે ચાલતા.

યાહુદીઓનું આવું માનસિક ઐક્ય પાદરીઓએ કે રાજદ્વારી પુરૂષોએ ઉત્પન્ન કર્યું ન હતું. યાહુદીઓનો ઉદય થતો ગયો તેમ તેમ તેમનામાં એક નવી જાતના પુરૂષો પેદા થતા ગયા. તે પાછળથી પેગંબરોને નામે ઓળખાયા. યાહુદીઓને માથે જેમ જેમ કષ્ટો પડતાં ગયાં તેમ તેમ એ પેગંબરોની મહત્તા વધતી ગઇ. એ પેગંબરો કોણ હતા ? તે જુદા જુદા વંશમાંથી ઉત્પન્ન થયેલા મનુષ્યો હતા, પણ સર્વે એક સરખી રીતે પરમેશ્વરને માનતા અને તેને એકલાનેજ પોતાનો ઉપરી ગણતા. તે લોકોને બોધ આપતા. ઇશ્વર તરફથી તેમને પ્રેરણા થઇ હોય એમ તે બોલતા. રાજદ્વારી બાબતોમાં તે હોંશિયાર હતા. તે પાદરીઓની ભૂલો કહાડતા અને રાજાનાં પાપ જાહેર કરતા. તેમાંના કેટલાકનું વલણ સામાજીક સુધારો કરવા તરફ હતું.

યાહુદીઓ એ પેગંબરોનાં કથનો લખી લેતા, અને તેમને સંભાળી રાખતા. જ્યાં જ્યાં તે જતા ત્યાં ત્યાં એ કથનોને તે સાથે લઇ જતા. તેમના પાદરીઓ, અધિકારીઓ, રાજા વગેરે સૌ એ કથનો પ્રમાણે ચાલતા. આ પ્રમાણે તેમની મહત્તા વધી અને પેગંબરોની સત્તા વધારે જામી. પેગંબરોના અસ્તિત્વથી જગતમાં એક નવી સત્તા ઉત્પન્ન થઇ. અંધ શ્રદ્ધાનો હવે નાશ થયો અને મનુષ્યને સ્વતંત્રપણે સત્યને માર્ગે ચાલવાનો અધિકાર મળ્યો. યાહુદીઓએ આ નવા ધર્મનો પ્રચાર કર્યો અને તેમણે સૌને સત્યને માર્ગે ચાલવાનું અને ઇશ્વરથી ડરવા-નું શિખવ્યું.

---

## પ્રકરણ ૨૩ મું.

### ગ્રીક લોકો.

એક બાજુએ જ્યારે સોલોમનના અમલ પછી ઇઝરાયલ અને જુડાનાં રાજ્યોનો નાશ થતો હતો અને યાહુદી લોકો બેબિલનમાં કેદ ભોગવતા હતા ત્યારે બીજી બાજુએ ગ્રીક લોકો પોતાનું સાહિત્ય કેળવતા હતા. જ્યારે યાહુદી પેગંબરો મનુષ્યને ઇશ્વરથી ડરવાનું અને સત્યને માર્ગે ચાલવાનું કહેતા હતા ત્યારે ગ્રીક વિચારકો મનુષ્યની બુદ્ધિને એક જુદા નવીન માર્ગેજ વાળી રહ્યા હતા.

આ ગ્રીક લોકો આર્યોજ હતા. બીજા આર્યોની માફક તેમનામાં પણ કેટલાક ગાનારા હતા. એ ગાનારાઓએ તેમનાં જુના વખતનાં બે મોટાં કાવ્યો ઇલિયડ અને ઓડિસિ મોંઢે કરી રાખ્યાં હતાં. એ કાવ્યો પછી ઈ. સ. પૂર્વે સાતમા કે આઠમા સૈકામાં લખી લેવામાં આવ્યાં હતાં. એ કાવ્યોનો બનાવનાર હોમર હતો.

એ કાવ્યો જણાવે છે કે ગ્રીક લોકો પ્રથમ જંગલી હતા. તે લોઢાને ઓળખતા ન હતા. તેમને લખવાની લિપિ ન હતી અને તે શહેરોમાં વસતા ન હતા. જે શહેરોનો તેમણે નાશ કર્યો હતો તેનાં ખંડેરોની બહાર ખુલ્લાં ગામડાંમાં ઝુંપડાં બાંધીને તે રહેતા. પછીથી તેમણે ગામની આસપાસ દિવાલો બાંધવા માંડી અને જીતાયલા લોકો પાસેથી દેવળ વગેરે સ્થાપવાનું શિખ્યા. તે હવે વેપાર કરવા લાગ્યા અને સંસ્થાનો સ્થાપવા લાગ્યા. લગભગ ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં ગ્રીસની ખીણોમાં અને બેટોમાં નવાં શહેરો બંધાયાં હતાં. એથન્સ, સ્પાર્ટા, કોરીન્થ, થીબ્ઝ, સેમોસ, મીલેટસ, વગેરે તેમાં મુખ્ય હતાં. કાળા સમુદ્ર ઉપર, ઇટાલીમાં, અને સિસિલીમાં ગ્રીક લોકોનાં સંસ્થાનો હતાં. ઇટાલીનો દક્ષિણ ભાગ મોટું ગ્રીસ કહેવાતો.

હજી ગ્રીક લોકો બેટો અને પર્વતોની ખીણોમાં જુદા જુદા વસતા. તેમનો મુલક નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયો હતો. તેમની

જાતો પણ જુદી જુદી હતી. તેમનામાં કેટલાક આયોનિક, ઇયોલિયન કે ડોરિક વંશના હતા. કેટલાક શુદ્ધ ગ્રીક હતા. કોઇ રાજ્યમાં આર્ય લોકો ઉપરીપણું ભોગવતા. કોઇમાં આર્યોનું પ્રજાસત્તાક રાજ્ય ચાલતું, અને કેટલાંકમાં રાજાઓ રાજ્ય કરતા.

જે કારણને લીધે ગ્રીક રાજ્યો જુદાં પડી ગયાં હતાં, તે કારણને લીધે જ તે નાનાં નાનાં થઈ રહ્યાં હતાં. તેમનાં મોટામાં મોટાં રાજ્યો પણ ઇંગ્લાંડના પરગણા કરતાં પણ નાનાં હતાં. તેમના મોટામાં મોટા શહેરની વસ્તી ત્રણ લાખથી વધારે ન હતી. થોડાં જ નગરોમાં પચાસ હજારની વસ્તી હતી. જેમ જેમ વેપાર વધતો ગયો તેમ તેમ પ્રજાસંઘ અને પરસ્પર કોલકરાર થવા લાગ્યા અને નાનાં નગરો મોટાંનું રક્ષણ લેવા લાગ્યાં. બે કારણોને લીધે આખા ગ્રીસમાં એકતાની ભાવના વ્યાપી રહી હતી. એક તો તેમનાં બે મોટાં કાવ્યોને લીધે, અને બીજું, ઓલિમ્પિયામાં થતી શારીરિક બળની રમતોમાં ભાગ લેવાને લીધે. એથી કરીને તેમનામાં કજીયા અને લડાઇઓ કંઇ ઓછાં થતાં ન હતાં પણ લડાઈમાં વપરાતું જંગલીપણું કમી થતું અને રમતોમાં ભાગ લેનારાઓનું રક્ષણ કરવામાં આવતું.

ગ્રીક નગરો હવે વેપારમાં આગળ વધવા લાગ્યાં, અને તેમની મહત્તા વધી. તેમની સંસ્કૃતિનો પણ વિકાસ થવા લાગ્યો. તેમનું સામાજીક જીવન ઈજીપ્શન લોકોનાથી જુદું હતું. તે સુંદર દેવળો બાંધતા પણ તેમના પાદરીઓ વિદ્વાન અને જ્ઞાની ન હતા. તેમના રાજા દેવાંશી ન હતા અને તેમનો રાજ્યકારભાર બરાબર ચાલતો ન હતો. ઘણે ભાગે ઉમરાવોની જ સત્તા ચાલતી. પ્રજાસત્તાક રાજ્યમાં દરેક શહેરીને જાહેર કામોમાં ભાગ લેવાનો અને પોતાનો મત આપવાનો અધિકાર હતો, પણ દરેક જણને શહેરી ગણવામાં આવતો ન હતો. એથી ત્યાં પણ ઉમરાવો જ કર્તાહર્તા થઈ રહ્યા હતા. તેમનાં પ્રજાસત્તાક રાજ્યો હાલના જેવાં ન હતાં. પણ એટલું તો કહેવું જોઇએ કે ગ્રીક લોકોએ વ્યક્તિવાદની મહત્તા સ્વીકારી હતી અને

તેને ગ્રીસમાં દાખલ કર્યો હતો. જગતમાં પ્રજાસત્તાક રાજ્યની શરૂઆત કરનારા ગ્રીક લોકો જ હતા.

ગ્રીક લોકોમાંથી તેમનું જંગલીપણું નાશ પામ્યું ત્યારપછી તેમનામાં એક નવા પ્રકારનું માનસિક જીવન ઉત્પન્ન થયું. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં તો ગ્રીસમાં થેલ્સ, એનાકઝિમાન્ડર અને હિરેકલિટસ જેવા સ્વતંત્ર વિચારના ગૃહસ્થો ઉત્પન્ન થયા હતા. આ જગતની ઉત્પત્તિ, સ્વરૂપ, અને ભાવી વિષેના ગંભીર પ્રશ્નોનું નિરાકરણ કરવામાં તે ગુંથાયા હતા. આ ગ્રીક શોધકો જગતમાં પહેલા તત્ત્વજ્ઞાનીઓ હતા.

અહીં આપણે લક્ષમાં રાખવું જોઇએ કે ઇ. સ. પૂર્વે છઠ્ઠું સૈકું માનવજાતિના ઇતિહાસમાં ઘણું અગત્યનું હતું. કારણકે એ સકામાં ગ્રીક તત્ત્વવેત્તાઓ વિશ્વ વિષેના પ્રશ્નોનું નિરાકરણ કરતા હતા અને ઇસાયા યાહુદી વિચારોને ઉંચામાં ઉંચે સ્થાને લઈ જતો હતો એટલું જ નહિં પણ તે વખતે ગૌતમ બુદ્ધ હિંદુસ્તાનમાં બોધ કરતો હતો અને કૅાન્ફ્યુશિયસ ચીનમાં ઉપદેશ આપતો હતો. આ પ્રમાણે એથન્સથી તે ઠેઠ પાસિફિક મહાસાગર સુધી માનવબુદ્ધિ પ્રવૃત્તિમય બની રહી હતી.



# પ્રકરણ ૨૪ મું.

## ગ્રીકો અને પરશિયનો વચ્ચે યુદ્ધ.

જે વખતે ગ્રીસ, દક્ષિણ ઇટાલી અને એશિયા માઇનોરમાં વસતા ગ્રીક લોકો સ્વતંત્ર વિચારને અનુસરીને શોધો કરતા હતા અને બેબિલન તથા જેરૂસાલમમાં હિબ્રુ પેગંબરો માનસિક સ્વાતંત્ર્યને ઉત્પન્ન કરતા હતા તે વખતે બે આર્ય લોકો મીડ અને પરશિયનો પ્રાચીન દુનિયા ઉપર સત્તા મેળવીને એક મોટું પરશિયન રાજ્ય સ્થાપતા હતા. તે રાજ્ય વિસ્તારમાં ઘણું મોટું હતું. સીરસના વખતમાં લિડિયા અને બેબિલન પરશિયન સત્તા નીચે આવ્યાં હતાં, અને લેવન્ટ અને એશિયા માઇનોરનાં શહેરો ખંડીયાં થઈ રહ્યાં હતાં; કેમ્બિસસે મિસર જીતી લીધો હતો; અને પહેલા ડેરિયસના વખતમાં આખી દુનિયા તેને તાબે હોય તેમ જણાતું હતું. તેના જાસુસો તેના હુકમને લઇને ડાર્ડનલ્સથી તે સિંધુ નદી સુધી અને મિસરથી તે મધ્ય એશિયા સુધી જતા હતા.

પણ ઇટાલી, કાર્થેજ, સિસિલી, અને સ્પેનમાં આવેલાં ફોનિશિયન સંસ્થાનો હજી પરશિયન રાજ્યને તાબે ન હતાં, પણ તે તેને માન આપતાં. માત્ર દક્ષિણ રૂશિયા અને મધ્ય એશિયામાં વસતા સિથિયનો તેને ત્રાસ આપતા.

પરશિયન રાજ્યમાં પરશિયનોની બહુ વસ્તી ન હતી. માત્ર રાજ્ય કરનારી જાતિ તરીકે તેમાંના થોડા મનુષ્યો અહીં વસતા. રાજ્યભાષા તરીકે પરશિયન ભાષા વપરાતી; પણ વેપાર અને દ્રવ્ય હજી સેમિટિક લોકોના હાથમાં હતાં. પ્રાચીન સમયમાં હતું તેમ હજી ટાયર અને સીડન મોટાં બંદરો હતાં; પણ રાજ્યમાં હવે ગ્રીક લોકો આગળ પડતા હતા અને સેમિટિક લોકો જોડે હરિફાઈ કરતા હતા. તે બુદ્ધિશાળી હતા અને તેથી તે રાજ્યમાં અમલદારો તરીકે ઘણા ઉપયોગી થઈ પડયા હતા.

એ વખતે સિથિયનોને લીધે પહેલા ડેરિયસે યુરોપ ઉપર ચઢાઈ કરી, પણ તેમાં તે ફાવ્યો નહિં. પોતાનું લશ્કર મેસિડોનિયામાં મુકીને તે પાછો ફર્યો. મેસિડોનિયા તેને તાબે થયું. એ વખતે એશિયાનાં ગ્રીક શહેરોએ બળવો કર્યો, અને યુરોપના ગ્રીક લોકોને લડાઈમાં ઉતરવું પડયું. યુરોપના ગ્રીકોને જીતવાનો ડેરિયસે નિશ્ચય કર્યો. ફેનિશિયનોના દરિયાઈ કાફલાની મદદથી તેણે એક પછી એક બેટ જીતી લીધા અને છેવટે તેણે એથન્સ ઉપર હુમલો કર્યો. પૂર્વ ભૂમધ્ય અને એશિયા માઇનોરનાં બંદરોમાંથી મોટું લશ્કર આવ્યું. મૅરેથોન આગળ લડાઈ થઈ. તેમાં ડેરિયસના લશ્કરને એથિનિયનોએ હરાવ્યું.

એ વખતે એક વિચિત્ર બનાવ બન્યો. સ્પાર્ટા એથન્સનો કટ્ટો દુશ્મન હતું. પણ આ વખતે એથન્સે સ્પાર્ટાને અરજ કરી. તેણે એક દૂતને મોકલ્યો, અને કહાવ્યું કે ગ્રીક લોકોને જંગલીઓના ગુલામ થતા બચાવો. એ દૂત બે દિવસમાં સો માઇલ ચાલીને ગયો. સ્પાર્ટન લોકોએ એકદમ ઉદારતા બતાવી અને મદદ કરવાની હા પાડી. પણ સ્પાર્ટનોનું લશ્કર જ્યારે એથન્સ પહોંચ્યું ત્યારે તેણે લડાઈના મેદાન ઉપર જીતાયલા પરશિયનોને પડેલા જોયા. તેને હવે કંઈ કરવાનું હતું નહીં. પરશિયનોનો દરિયાઇ કાફલો પાછો એશિયામાં જતો રહ્યો હતો. આ પ્રમાણે પરશિયનોના પહેલા હુમલાનો અંત આવ્યો.

પણ બીજા હુમલાની અસર ઘણી ભારે થઇ. મૅરેથોન આગળની હારની ખબર પડયા પછી ડેરિયસ મરી ગયો. તેની પછી તેના દીકરા ઝર્ક્ઝીઝે હુમલાની મોટી તૈયારી કરી. તેણે ઘણું મોટું લશ્કર એકઠું કર્યું. હોડીઓનો પુલ બનાવીને તે લશ્કર ડાર્ડનલ્સ ઓળંગીને આગળ ચાલ્યું. તેની સાથે સાથે એક દરિયાઇ કાફલો અનાજ લઇને કિનારે કિનારે ચાલતો હતો. થરમૉપિલિની ખીણમાં લિઓનિડાસની સરદારી નીચે માત્ર ચૌદસેં સ્પાર્ટનો એ મોટા લશ્કરની સામે થયા. તે ઘણી બહાદુરીથી લડયા પણ હાર્યા. દરેક સ્પા-

ટર્ન મારી ગયો. પણ પરશિયન લોકોને ઘણું નુકશાન થયું. પછી ઝર્કઝીઝનું લશ્કર થીબ્ઝ અને એથન્સ લેવાને ચાલ્યું. થીબ્ઝ તાબે થયું. એથિનિયનો પોતાનું શહેર છોડીને ચાલ્યા ગયા અને તેને બાળી મુકવામાં આવ્યું.

ગ્રીસને પરદેશીઓએ જીતી લીધું હતું પણ અચાનક તેને જીત મળવાનો સમય આવ્યો. ગ્રીસનો દરિયાઈ કાફલો પરશિયન કાફલાથી લગભગ ત્રીજા ભાગનો હતો છતાં પણ તેણે તેને સેલેમિસના અખાતમાં હરાવ્યો અને તેનો નાશ કર્યો. ઝર્કઝીઝ અને તેના લશ્કરને એથી અનાજ મળતું બંધ થઈ ગયું. તે નિરાશ થયો. પોતાનું અરધું લશ્કર લઇને તે પાછો એશિયામાં ગયો. જે અરધું લશ્કર રહ્યું હતું તે હાર પામ્યું. બાકી રહેલા દરિયાઈ કાફલાની પાછળ ગ્રીક લોકો પડયા અને તેનો પણ એશિયા માઇનોરમાં અંત આણ્યો.

પરશિયનોનો ત્રાસ હવે મટી ગયો. એશિયામાં આવેલાં ગ્રીક નગરો ફરીથી સ્વતંત્ર થઈ ગયાં. આ બધાનો વિગતવાર હેવાલ હિરોડોટસે તેના ઇતિહાસમાં આપ્યો છે. તે બાબતનો શોધ કરવાને તે બેબિલન અને મિસરમાં ગયો હતો. હવે મિસર, સિરિયા, અને મિડિયામાં બંડ થયાં. ઝર્કઝીઝનું ખુન થયું, અને મોટું પરશિયન રાજ્ય અસ્તવ્યસ્ત થઈ ગયું. હિરોડોટસ પોતાના ઇતિહાસમાં લખે છે કે પરશિયનોની નબળાઈને લીધે તેમ થયું હતું. તેનો ઇતિહાસ ગ્રીસને એકત્ર કરવાના અને પરશિયનોને જીતવાના બોધરૂપે છે. તે એક સ્થળે સ્પાર્ટનોને કહે છે કે આ જંગલી લોકો લડવામાં બહાદુર નથી; તમે યુદ્ધકળાને બરાબર સંપાદન કરી છે; એ જંગલીઓ પાસે સોનું, રૂપું, વગેરે સૌ છે; તમે જો ધારો તો તે સૌ લઈ શકો.

---

# પ્રકરણ ૨૫ મું.

## ગ્રીસની ભવ્યતા.

પરશિયનોની હાર થયા પછી લગભગ દોઢ સૈકા સુધી ગ્રીક સંસ્કૃતિનો વિકાસ થયો. ખરૂં છે કે તે વખતે એથન્સ, સ્પાર્ટા, અને બીજાં રાજ્યોના પરસ્પર યુદ્ધથી ગ્રીસ દેશ અસ્તવ્યસ્ત થઈ રહ્યો હતો અને મેસિડોનિયનો ગ્રીસ ઉપર ઉપરીપણું ભોગવતા હતા; છતાં પણ તે સમયમાં ગ્રીક લોકો વિદ્યા અને કળામાં એટલા બધા આગળ વધ્યા કે જગતના ઇતિહાસમાં તેમનાં કાર્યો ઘણાં યશસ્વી ગણાયાં.

તે વખતે એથન્સ ગ્રીક લોકોનું મોટામાં મોટું અને મુખ્ય મથક ગણાતું. લગભગ ત્રીસ વરસ સુધી તેનો વહીવટ પેરિકલિસ નામના એક જુસ્સાદાર રાજદ્વારી પુરૂષના હાથમાં આવ્યો હતો. પરશિયન લોકોએ તે નગરનો લગભગ નાશ કર્યો હતો. પેરિકલિસે તેને ફરીથી બંધાવવા માંડયું. તે વખતનાં ભવ્ય મકાનોનાં સુંદર ખંડેરો અત્યારે પણ એથન્સમાં જોવામાં આવે છે. પણ પેરિકલિસે માત્ર શિલ્પવિદ્યા અને કોતરકામનો જ પુનરૂદ્ધાર કર્યો એટલું જ નહિં પણ તેણે કવિઓ, નાટકકારો, તત્ત્વવેત્તાઓ અને શિક્ષકોને પણ પોતાની પાસે બોલાવ્યા અને તેમની વિદ્યાને ઉત્તેજન આપ્યું. એના વખતમાં હિરોડોટસ પોતે લખેલો ઇતિહાસ વાંચવાને એથન્સમાં આવ્યો, સૂર્ય અને તારાઓનું તર્કસિદ્ધવર્ણન આપવાની શરૂઆત એનેકઝેગોરાસે કરી, અને એસચિલસ, સોફોકલિસ, અને યુરિપાઇડિસે ગ્રીક નાટકોને ઉંચામાં ઉંચી પાયરીએ લાવીને મુકી દીધાં.

એથન્સના માનસિક જીવનમાં પેરિકલિસે જે ઉત્સાહ રેડયો તે તેના મરણ પછી પણ કાયમ રહ્યો અને તેથી જોકે ગ્રીસમાં પરસ્પર વિરોધ ચાલતો હતો તોપણ ગ્રીક લોકોની બુદ્ધિનો વિકાસ અટકયો નહિં, પણ ઉલટું તેથી તેને બળ મળ્યું. પેરિકલિસના સમય પહેલાં પણ ગ્રીક સંસ્થાઓએ સ્વતંત્રપણે વાદવિવાદ કરવાની છુટ સર્વેને

આપી હતી. રાજા અથવા આચાર્ય કહે તે ખરૂં મનાતું નહિં, પણ લોકોની સભાનો ચુકાદો ખરો લેખાતો. વક્તૃત્વ અને વિવાદશક્તિ મોટી લાયકાતો ગણાતાં. તેથી કરીને "સોફીસ્ટ્સ" નામનો એક શિક્ષકવર્ગ ઉભો થયો. તેણે જુવાનોને તે કળાઓ શિખવવા માંડી. પણ તેમાંથી એક અનર્થ ઉત્પન્ન થયો. જુવાનો ખોટો તર્ક પણ કરવા લાગ્યા. પેરિકલિસના મરણ પછી સોક્રેટિસ નામનો તત્ત્વવેત્તા ઉત્પન્ન થયો. તે ખોટા તર્કની સામે થયો. કેટલાક જુવાનો તેના અનુયાયીઓ થયા. પણ આવી રીતે લોકોનાં મનને ફેરવવાને લીધે આખરે સોક્રેટિસને મારી નાંખવામાં આવ્યો. પણ તે મરી ગયો તોપણ લોકોના મનનો ફેરફાર તો કાયમજ રહ્યો. તેના અનુયાયીઓ તેના સિદ્ધાંતોનો બોધ કરવા લાગ્યા.

એ અનુયાયીઓમાં પ્લેટો મુખ્ય હતો. તેણે એકેડેમિની ગુફામાં તત્ત્વજ્ઞાન શિખવવા માંડયું. માનવવિચારનાં મૂળતત્ત્વો અને રાજકીય સંસ્થાઓ, એ બે તેના બોધના વિષયો હતા. તે આદર્શ સમાજ વિષે પહેલો જ લખનાર હતો. તેણે એક સ્થળે માનવજાતિને ચોખ્ખું કહ્યું છેઃ–"સામાજીક અને રાજકીય દુઃખો દૂર કરવાનું તમારા જ હાથમાં છે. તમારી મરજી હોય અને તમારામાં હિંમત હોય તો તમે તે કરી શકો. બીજી સારી રીતે રહેવાનું તમે જો પસંદ કરો અને ધારણા પ્રમાણે કાર્ય કરો તો તમે વધારે સારી જીંદગી ગાળી શકો. તમને તમારી શક્તિનું ભાન નથી." પ્લેટોનો બોધ હિંમતથી ભરેલો અને ભવ્ય હતો. સામાન્ય બુદ્ધિના મનુષ્યો તેને હજી પણ ગ્રહણ કરી શકયા નથી.

પ્લેટોના મરણ પછી તેના શિષ્ય એરિસ્ટોટલે તેના સિદ્ધાંતોને ફેલાવ્યા. એરિસ્ટોટલ મેસિડોનિયામાંથી આવ્યો હતો. કેટલોક વખત તે અલેકઝાન્ડરનો શિક્ષક હતો. માનવવિચાર ઉપર તેણે વાદવિવાદ કર્યો. તેથી તર્કશાસ્ત્ર ઉંચી દશાએ પહોંચ્યું. તે સ્થિતિમાં તે લગભગ પંદરસેં વરસ સુધી રહ્યું. પછી મધ્યકાળના તર્કશાસ્ત્રીઓએ ફરીથી

પાછા જુના પ્રશ્નોને ઉપાડયા. એરિસ્ટોટલે વિચાર કર્યો કે પોતાના ભાગ્યના સૃષ્ટા થવાને મનુષ્યે પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અને તે જ્ઞાન યથાર્થ હોવું જોઇએ. તેથી તેણે યથાર્થ જ્ઞાન એકઠું કરવા માંડયું. એ જ્ઞાન અત્યારે વિજ્ઞાનશાસ્ત્રને નામે ઓળખાય છે. સત્ય બીનાઓને એકઠી કરવાને તેણે શોધકો મોકલ્યા. પ્રાકૃતિક ઇતિહાસનો તે પિતા હતો. રાજ્યનીતિશાસ્ત્રનો તે શોધક હતો. તેના શિષ્યોએ જુદાં જુદાં એકસો ને અઠ્ઠાવન રાજ્યબંધારણોને તપાસીને તેમની સરખામણી કરી.

આ ઉપરથી આપણને માલમ પડે છે કે ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં લગભગ હાલના જેવા જ વિચારકો ઉત્પન્ન થયેલા હતા. તે વખતે બાળક જેવી વિચાર પદ્ધતિને તિલાંજલી આપવામાં આવી હતી અને માનવજીવનના પ્રશ્નો યથાર્થ તર્કથી ઉકેલાતા હતા; માનવવિચાર ઉપર લાદવામાં આવેલું દંતકથા અને અંધશ્રદ્ધારૂપી ભારણ ખસેડી નાંખવામાં આવતું હતું, અને મનુષ્યને સ્વતંત્રપણે યથાર્થ રીતે વિચાર કરવાની છુટ અપાતી હતી.



# પ્રકરણ ૨૬ મું.

## અલેકઝાન્ડરનું રાજ્ય.

પિલોપોનિશિયન વિગ્રહથી ગ્રીસની માઠી દશા થઈ હતી. તે વખતે ગ્રીસની ઉત્તરે આવેલું મેસિડોનિયાનું રાજ્ય સુધરીને બળવાન બનતું હતું. ફિલિપ તેનો રાજા હતો. તે ઘણી શક્તિવાળો અને ઉત્સાહી હતો. યુદ્ધમાં જામીન તરીકે તેને ગ્રીસમાં રહેવાનો પ્રસંગ આવ્યો હતો અને તેથી તે ગ્રીક કેળવણી પામ્યો હતો. તેણે હવે પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાનો અને લશ્કરની બરાબર વ્યવસ્થા કરવાનો વિચાર કર્યો. ઘોડેસ્વારોની ટુકડીઓ ઉભી કરીને તેને કેળવવાની શોધ પ્રથમ તેણે જ કરી, અને એ ઘોડેસ્વારોની મદદથી તે અનેક યુધ્ધોમાં ફાવી શકયો. તેણે પોતાના રાજ્યની હદ થેસેલીમાં થઇને ગ્રીસ સુધી વધારી, અને આખરે લગભગ આખા ગ્રીસને વશ કર્યું. ગ્રીક રાજ્યોએ તેને સેનાપતિ નીમ્યો અને તેમની મદદથી ફિલિપ ઇરાનને જીતવાને ચાલ્યો. પણ રસ્તામાં તેનું ખુન થયું.

ફિલિપને અલેકઝાન્ડર નામનો દિકરો હતો. તેને ભણાવવાને તેણે એરિસ્ટોટલને રાખ્યો હતો. તેણે તેના મનમાં પોતાના વિચારો ઠસાવ્યા હતા, અને તેને લશ્કરી તાલીમ આપી હતી. અલેકઝાન્ડર હવે ઇરાન ઉપર હુમલો કરવાને ગયો. ગ્રેનિકસની લડાઈમાં તેણે પરશિયન લશ્કરને હરાવ્યું, અને એશિયા માઇનોરનાં કેટલાંક શહેરો જીતી લીધાં. તે દરિયાને કિનારે કિનારે ચાલ્યો. દરિયાના કિનારા ઉપરનાં શહેરોને જીતીને તેમાં લશ્કર રાખવાની તેને જરૂર પડી હતી, કારણકે પરશિયનો પાસે ટાયર અને સીડનનાં વહાણો હતાં અને તેથી આખો દરિયો તેમના તાબામાં હતો. ઇસસ આગળ લડાઇ થઈ તેમાં ત્રીજા ડેરિયસની સરદારી નીચે આવેલું પરશિયન લશ્કર હાર્યું. સીડન તાબે થયું. ટાયર સામું થયું તેથી તેને જીતીને લુંટી લેવામાં આવ્યું, અને તેનો નાશ થયો. ગાઝા ઉપર મારો ચલાવવામાં આવ્યો.

અને આખરે અલેકઝાન્ડર મિસર દેશમાં ગયો, અને પરશિયનોના હાથમાંથી તેણે સત્તા છીનવી લીધી.

અલેકઝાન્ડ્રિયામાં તેણે મોટાં નગરો બંધાવ્યાં અને ફેનિશિયનોનો વેપાર તે તરફ વાળ્યો. હવે પછી પશ્ચિમ ભૂમધ્ય તરફના ફેનિશિયનો બહુ નજરે આવતા બંધ થયા અને અલેકઝાન્ડ્રિયાના યાહુદીઓ અને બીજાં નવાં વેપારી નગરો જગતની દષ્ટિએ બહુ આવવા લાગ્યાં.

ઇ. સ. પૂર્વે ૩૩૧ માં અલેકઝાન્ડર બેબિલન ઉપર ચઢાઇ કરવાને નીકળ્યો. તે ટાયરને રસ્તે થઇને ગયો. નિનેવેનાં ખંડેરો આગળ તે ડેરિયસને મળ્યો અને તેની સાથે છેલ્લી લડાઇ કરી. તેમાં ડેરિયસ હાર્યો અને ન્હાસી ગયો. અલેકઝાન્ડરે બેબિલન, સુસા, અને પરસિપોલિસને વશ કર્યાં અને ડેરિયસના મહેલને બાળી મુકયો. ત્યાંથી અલેકઝાન્ડર મધ્ય એશિયામાં ગયો અને લગભગ પરશિયન રાજ્યના છેડા સુધી આવી પહોંચ્યો. પહેલો તે ઉત્તર તરફ ગયો અને ડેરિયસની પાછળ પડયો. ડેરિયસ પોતાના રથમાં મરવાની તૈયારીમાં હતો. આગળ ગયેલા કેટલાક ગ્રીકોએ તેને જીવતો જોયો પણ અલેકઝાન્ડર તેની પાસે ગયો ત્યારે તે મરી ગયેલો હતો. પછી અલેકઝાન્ડર પશ્ચિમ તુર્કસ્તાનમાં ગયો અને ત્યાંથી હેરાત, કાબુલ, અને ખૈબરઘાટને રસ્તે થઇને હિંદુસ્તાનમાં ઉતરી પડયો. ત્યાં સિંધુ નદી આગળ હિંદુસ્તાનના રાજા પોરસ સાથે તેને લડાઈ થઈ; તેમાં તે જીત્યો. પછી તેણે વહાણો બાંધ્યાં અને તેમાં બેશીને સિંધુ નદીના મુખ આગળ ગયો અને ત્યાંથી બલુચિસ્તાનના કિનારા આગળ થઇને તે પાછો સુસા જઈ પહોંચ્યો.

હવે પોતે જીતી લીધેલા રાજ્યની વ્યવસ્થા કરીને તેને મજબૂત પાયા ઉપર મુકવાની તેણે તૈયારી કરવા માંડી. નવી પ્રજાનું મન સંપાદન કરવાને તેણે પ્રયત્ન આરંભ્યો. પરશિયન રાજાનો મુગટ તેણે ધારણ કર્યો અને તેથી તેના મેસિડોનિયન સરદારો નારાજ થયા.

તેથી તેને ઘણો ત્રાસ થયો. તેણે હવે મેસિડોનિયાના અમલદારોનાં લગ્ન પરશિયા તથા બેબિલનની સ્ત્રીઓ સાથે કરાવ્યાં અને એ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમનો મેળાપ યોજ્યો. પણ પોતાના રાજ્યને સારા પાયા ઉપર મુકાયલું જોવાને તે જીવ્યો નહિં. તે ઇ. સ. પૂર્વે ૩૨૩ માં મરી ગયો.

તેના મરણ પછી તેના રાજ્યના ભાગ પડયા. તેનો એક સરદાર સેલ્યુકસ સિંધુથી યુફ્રેટિસ સુધીના પરશિયન રાજ્યનો માલીક થઇને બેઠો. બીજા ટોલેમિએ મિસરદેશ લીધો અને એન્ટિગોનસે મેસિડોનિયા પોતાના કબજામાં રાખ્યું. બાકીનો મુલક અવ્યવસ્થામાં પડી રહ્યો. તેના ઉપર જંગલી લોકોએ હુમલા કરવા માંડયા. છેવટે જ્યારે રોમનું પ્રજાસત્તાક રાજ્ય જામ્યું ત્યારે રોમન લોકોએ એ મુલકને કકડે કકડે જીતી લીધો અને તેનું એક નવું રાજ્ય સ્થાપ્યું.



# પ્રકરણ ૨૭ મું.

## અલેકઝાન્ડ્રિયાનું સંગ્રહસ્થાન અને પુસ્તકાલય.

અલેકઝાન્ડરના સમય પહેલાં પણ ગ્રીક લોકો, વેપારીઓ, અમલદારો, કારીગરો, કે સિપાઈઓ તરીકે પરશિયાના રાજ્યમાં જઇને વસ્યા હતા. અલેકઝાન્ડરે તે રાજ્યને જીતી લીધું ત્યાર પછી ત્યાં ગ્રીક લોકોની સંખ્યા ઘણી વધવા લાગી, અને તેમની સાથે તેમની ભાષા, રીતભાત, અને વિદ્યા પણ ત્યાં આવવા લાગ્યાં. આ પ્રમાણે પૂર્વમાં ગ્રીક સંસ્કૃતિ પ્રસરવા લાગી અને તેની અસર મધ્ય એશિયા અને પશ્ચિમ હિંદુસ્તાન સુધી પહોંચી ગઈ. હિંદુસ્તાનની કારીગિરિ ઉપર તેની અસર ભારે થઈ.

ઘણાં વરસ સુધી એથન્સ કળા અને વિદ્યાનું કેન્દ્રસ્થાન બની રહ્યું હતું. પણ બુદ્ધિના પ્રદેશમાં હવે અલેકઝાન્ડરે સ્થાપેલું અલેકઝાન્ડ્રિયા અગ્રસ્થાન લેવા લાગ્યું. ત્યાં ટોલેમિ રાજ્ય કરતો હતો. તેની કચેરીમાં સઘળા ગ્રીક ભાષા બોલતા હતા. તે અલેકઝાન્ડરનો સ્નેહી હતો અને તેથી તેના હૃદયમાં પણ એરિસ્ટોટલના સિદ્ધાંતો ઠસી ગયેલા હતા. તેણે જ્ઞાન ફેલાવવાને અને શોધખોળ કરાવવાને ઘણો શ્રમ લીધો. અલેકઝાન્ડરની સ્વારીઓનો ઇતિહાસ તેણે જાતે જ લખ્યો.

એરિસ્ટોટલ શોધખોળ કરતો હતો ત્યારે તેને મદદ કરવાને અલેકઝાન્ડરે ઘણા પૈસા વાપર્યા હતા. પણ પહેલા ટોલેમિએ તો વિજ્ઞાનશાસ્ત્રનો વિકાસ કરવાને હમેશને માટે નિમણુંક બાંધી આપી. અલેકઝાન્ડ્રિયામાં તેણે એક સંગ્રહસ્થાન ખોલ્યું. એથી બે ત્રણ જમાના સુધી અલેકઝાન્ડ્રિયામાં વિજ્ઞાન સંબંધી કાર્ય ઘણું સારૂં થયું. યુકલિડે ભૂમિતિ બનાવી. ઇરેટોસ્થિનિસે પૃથ્વીના કદનું માપ કહાડયું, અને તેના ખરા વિષુવૃતથી પચાસ માઇલને છેટે જઇ પહોંચ્યો. હિપર્કસે તારાઓનો નકશો બનાવ્યો, અને હિરોએ વરાળયંત્ર શોધી કહાડયું.

એ મનુષ્યોએ વિજ્ઞાનના ક્ષેત્રમાં ઘણી અગત્યની શરૂઆત કરી. સિરેક્યુઝમાંથી આર્કિમિડઝ અહીં આવ્યો અને સંગ્રહસ્થાનનો ઉપયોગ કરીને નવું નવું શિખવા લાગ્યો. હિરોફિલસ નામનો ગ્રીક શારીરવિદ્યાશાસ્ત્રી પણ આ વખતે જ થયો.

વળી ટોલેમિએ અલેકઝાન્ડ્રિયામાં એક મોટું પુસ્તકાલય સ્થાપ્યું. તેમાં ઘણાં પુસ્તકો એકઠાં કરવામાં આવ્યાં હતાં. ઘણાં પુસ્તકોની નકલો કરાવવાનું અને તેમને વેચવાનું કામ પણ તે પુસ્તકાલય કરતું હતું. ઘણા નકલ કરનારાઓ તેમાં રોકવામાં આવ્યા હતા, અને તે પુસ્તકોની નકલો કર્યા કરતા હતા. એ પ્રમાણે જ્ઞાનને એકઠું કરવાનું અને તેને ફેલાવવાનું કાર્ય વ્યવસ્થાસર ચાલતું હતું. અલેકઝાન્ડ્રિયામાં સંગ્રહસ્થાન અને પુસ્તકાલય સ્થપાયાં ત્યારથી જગતના અર્વાચીન ઇતિહાસની ખરેખરી શરૂઆત થઇ.

પણ સંગ્રહસ્થાનને અંગે નવી શોધો કરવામાં અને જ્ઞાનનો પ્રચાર કરવામાં ગંભીર ખામીઓ હતી. તે વખતે વિજ્ઞાનશાસ્ત્રીઓ અને વેપારીઓ તથા કારીગરો વચ્ચે પરસ્પર સંબંધ ન હતો. તે વખતે કાચનું અને ધાતુનું કામ કરનારાઓ ઘણા હતા પણ તે વિજ્ઞાનશાસ્ત્રીઓની સલાહ લેતા નહિં. કાચનું કામ કરનારા માત્ર કિડિયાં અને શીશીઓ જ બનાવતા. ચોખ્ખા કાચનું કામ તેમને પસંદ પડતું નહિં. ધાતુનું કામ કરનારાઓ માત્ર હથિયારો અને ઘરેણાં બનાવતા, પણ તોળવાના કાંટા જેવી વસ્તુને પણ બનાવી શક્તા નહિં. વિજ્ઞાનશાસ્ત્રીઓ પરમાણુઓ અને પદાર્થોના ધર્મો વિષે વિચાર કર્યા કરતા પણ તેમને રંગ કે મિનો ચ્હડાવવાના કામની ખબર ન હતી. એથી કરીને અલેકઝાન્ડ્રિયામાં વિજ્ઞાનશાસ્ત્ર બહુ વ્યવહારીક ઉપયોગમાં આવી શકતું નહિં. એ કારણને લીધે કાળે કરીને શોધખોળના કાર્યને ઉત્તેજન મળતું બંધ થયું અને જોકે તેની નોંધ સંગ્રહસ્થાનમાં રહેતી પણ તે લોકોમાં ઘણું જાણીતું થયું નહિં.

પુસ્તકાલયના કાર્યમાં પણ તેવી જ ખામી હતી. તેનાથી પુસ્તકો-

માં કંઈ સુધારો થયો નહિં. લોકો છાપવાની કળા જાણતા પણ કાગળ નહિં મળવાથી પુસ્તક બરાબર છપાતું નહિં. કાગળને બદલે ચામડાના કે બરૂના કકડા વપરાતા. તેથી પુસ્તકનું કદ વધતું અને તે વાંચવું ફાવતું નહિં. એથી જોકે ઘણાં પુસ્તકો છપાતાં પણ તેમની કિંમત ભારે પડતી અને માત્ર ધનવાનો જ તેમને લઇ શક્તા. એ કારણને લીધે સામાન્ય વર્ગોમાં જ્ઞાનનો પ્રચાર થતો નહિં.

આ પ્રમાણે અલેકઝાન્ડ્રિયામાં એરિસ્ટોટલે વિજ્ઞાનનું બીજ વાવ્યું હતું. પણ તેનો લાભ માત્ર કેટલાક ધનવાનો જ લેતા, બાકીના બીજા લોકોને તેની ખબર પણ ન હતી. એ વિજ્ઞાન લગભગ એક હજાર વરસ સુધી અંધારામાં જ રહ્યું. પછી તે પ્રકાશમાં આવ્યું અને તેમાંથી ઉત્તમ ફળ ઉત્પન્ન થવા લાગ્યાં. થોડાં સૈકાંમાં તો એ વિજ્ઞાનનો પુષ્કળ ફેલાવો થઇ ગયો અને અત્યારે તે સમસ્ત માનવજાતિમાં મોટો ફેરફાર કરી રહેલું છે.

તે વખતે અલેકઝાન્ડ્રિયા શિવાય સિસિલિમાં આવેલું સિરેકયુઝ અને એશિયા માઇનોરમાં આવેલું પરગેમમ પણ જ્ઞાનનાં મથક હતાં. સિરેકયુઝમાં બે સૈકાં સુધી વિજ્ઞાન ફેલાયું હતું, અને પરગેમમમાં મોટું પુસ્તકાલય હતું, પણ તેમના ઉપર ગૅાલ, રોમન, પાર્થિયન વગેરે પરદેશીઓના વારંવાર હુમલા થવાથી ત્યાં જ્ઞાનનો વિકાસ થયો નહિં.



# પ્રકરણ ૨૮ મું.

## ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર.

ફરીથી આપણે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા ઉપર દૃષ્ટિ નાંખીએ. એ સૈકામાં એક મહાન જગદ્‌ગુરૂ પેદા થયો હતો. તેનું નામ ગૌતમ બુદ્ધ હતું. તેણે આખા એશિયાખંડના ધાર્મિક વિચારોમાં મોટો ફેરફાર કર્યો હતો. જે વખતે ઇસાયા બેબિલનમાં યાહુદીઓને બોધ આપતો હતો અને એફિસસમાં હિરેકલિટસ પદાર્થોના ધર્મો વિષે શોધખોળ કરતો હતો તે વખતે બુદ્ધ બનારસમાં પોતાના શિષ્યોને શિખવતો હતો. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં એ ત્રણે પુરૂષો જગતમાં જુદે જુદે સ્થળે ઉપદેશ કરતા હતા પણ તે એક બીજાને ઓળખતા ન હતા.

એક રીતે જોતાં એ છઠ્ઠું સૈકું ઇતિહાસમાં ઘણું પ્રસિદ્ધ છે, કારણકે એ સૈકામાં જુદે જુદે સ્થળે મનુષ્યો પ્રચલિત રૂઢિ અને અંધ શ્રદ્ધાને વેગળાં ખસેડીને સ્વતંત્રપણે સત્યની શોધ કરવાને જાગૃત થતા હતા. પાદરીઓના બોધને તે પ્રમાણભૂત ગણતા નહિ, યજ્ઞને તે પ્રાધાન્ય આપતા નહિં, અને રાજાઓની દંતકથાઓમાં માનતા નહિં. એ સૈકામાં આખું જગત જાણે વીસ હજાર વરસની બાલ્યાવસ્થામાંથી પસાર થઇને કૌમારાવસ્થાને પ્રાપ્ત કરી રહ્યું હોય એવો સૌને ભાસ થતો હતો.

હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ હજી બરાબર જણાયો નથી. ઈ. સ. પૂર્વે લગભગ ૨૦૦૦ માં આર્ય ભાષા બોલનારા લોકો ઈશાન કોણમાંથી આવીને હિંદુસ્તાનમાં વસ્યા. તેમણે પોતાની સંસ્કૃત ભાષા તથા દંતકથાઓ ઉત્તર હિંદમાં ફેલાવવા માંડી. તે વખતે સિંધુ અને ગંગા નદીના પ્રદેશમાં એક જાતના શ્યામ વર્ણના લોકો વસતા હતા. તેમની જોડે આર્યો ભળ્યા નહિં. આ પ્રમાણે તે દિવસથી જ હિંદુ સમાજમાં જુદી જુદી જાતો પેદા થઈ રહી હતી.

સિદ્ધાર્થ ગૌતમનો જન્મ ઉમરાવ કુટુંબમાં થયો હતો. ઓગણીસ વરસની ઉમ્મરે તે પરણ્યો હતો. તે પોતાના બાગબગીચામાં ફરતો અને આનંદ કરતો. એ વખતે એના મનમાં એક પ્રકારનો અસંતોષ ઉત્પન્ન થયો. તેને લાગ્યું કે જે જીવનને હું ગાળી રહ્યો છું તે ખરૂં જીવન નથી. રોગ, મરણ, સુખની અનિત્યતા વગેરે સંબંધી કંઈ કંઇ વિચારો તેના મનને વલોવવા લાગ્યા. આવી અવસ્થામાં તે હતો તે વખતે એક સંન્યાસી તેને મળ્યો. હિંદુસ્તાનના સંન્યાસીઓ પોતાનો સમય ધ્યાન અને ધાર્મિક વાદવિવાદમાં ગાળતા અને ઉંડા સત્યની શોધ કરતા. એ સંન્યાસીને જોઇને ગૌતમને પણ સત્યશોધન કરવાની પ્રબળ ઇચ્છા થઇ.

આવી ઇચ્છા વિષે તે વિચાર કરતો હતો એવામાં એને ખબર મળી કે તેની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો છે. એ સાંભળીને ગૌતમ બોલ્યો: "આ બીજું બંધન છે. તેને પણ તોડવું પડશે." ગૌતમ ઘેર ગયો ત્યાં પુત્રપ્રાપ્તિને લીધે મિજબાની અને નાચ તમાશા ચાલી રહ્યા હતા. તે દિવસે રાતે ગૌતમ એકદમ પથારીમાંથી ઉઠયો, જનાનામાં ગયો, અને ત્યાં સ્ત્રી તથા પુત્રને ઉંઘતાં નજરે જોયાં. પુત્રને ભેટવાની તેને ઇચ્છા થઈ, પણ સ્ત્રી જાગશે એમ કરીને તે વાતને તેણે પડતી મુકી. પછી તે ઘરમાંથી નીકળ્યો અને ઘોડા ઉપર સ્વાર થઇને ચાલતો થયો.

આખી રાત તેણે મુસાફરી કરી અને તે બહુ દૂર જતો રહ્યો. સવાર પડી ત્યારે તેણે એક નદીને કિનારે મુકામ કર્યો. ત્યાં તેણે તલવારથી પોતાના માથાના વાળ કાપી નાંખ્યા, ઘરેણાં ઉતાર્યાં, અને ઘરેણાં, તલવાર, તથા ઘોડાને ઘેર પાછાં મોકલ્યાં. રસ્તે જતાં એક મનુષ્ય તેને મળ્યો. તેને પોતાનાં કપડાં આપીને તેનાં કપડાં ગૌતમે પહેર્યાં. આ પ્રમાણે દરેક વસ્તુનો ત્યાગ કરીને ગૌતમ સત્યની શોધ માટે નીકળી પડયો. તે વિંધ્યાચળ પર્વત તરફ ગયો. ત્યાં ગુફામાં

કેટલાક સંન્યાસીઓ વસતા હતા. તેમની પાસેથી ગૌતમ તત્ત્વજ્ઞાન શિખ્યો પણ તેની તીવ્ર બુદ્ધિને તેથી સંતોષ થયો નહિં.

આર્ય ઋષિઓનો પ્રચલિત સિદ્ધાંત છે કે ઇંદ્રિયનિગ્રહ, અપવાસ, વગેરે કરવાથી મનુષ્ય જ્ઞાન અને શક્તિને પ્રાપ્ત કરી શકે છે. ગૌતમે તે પ્રમાણે કરી જોવાનો વિચાર કર્યો. તે કેટલાક શિષ્યોને લઇને જંગલમાં ગયો અને ત્યાં તેણે મોટું તપ આદર્યું. તેની ખ્યાતિ વધી, પણ તેને સત્ય જડયું નહિં. તેણે આવા તપાચરણને નકામું ગણ્યું. તેણે એકદમ શિષ્યોને જણાવ્યું કે શરીર અને મન સુદૃઢ હોય તો જ સત્ય શોધી શકાય; અપવાસ કરીને દેહને દમવાની જરૂર નથી. તેના શિષ્યોને એ વાત અપરિચિત લાગી. તે તેને મુકીને બનારસ પાછા ગયા. ગૌતમ એકલો અહીંતહીં રખડવા લાગ્યો.

એકવાર ગૌતમ એક નદી પાસે વૃક્ષની છાયામાં બેઠો હતો. તેના મનમાં અનેક પ્રશ્નોની ઉથલપાથલ થઈ રહી હતી. તે બેઠો બેઠો ખાતો હતો એવામાં એકાએક તેને સત્યનું સ્ફુરણ થયું. તે આખો દિવસ ને રાત વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો, અને પછી પોતે શોધી કહાડેલા સત્યનો બોધ કરવાને નીકળી પડયો.

તે પાછો બનારસ ગયો. પોતાના શિષ્યોને તેણે શોધી કહાડયા અને તેમને નવા સત્યનો બોધ કર્યો.બનારસમાં મૃગબાગમાં તેમણે કેટલાંક ઝુંપડાં બાંધ્યાં અને શાળા સ્થાપી. ત્યાં ઘણા જીજ્ઞાસુઓ આવવા લાગ્યા.

" મનુષ્ય સંપૂર્ણ સુખ કેમ પ્રાપ્ત કરી શકતો નથી ? " એ પ્રશ્નથી ગૌતમે બોધની શરૂઆત કરી. તેણે ઉપદેશ કર્યો કે મનુષ્યને વાસનાઓ ઘણી હોય છે; જ્યાંસુધી વાસનાનો ક્ષય થશે નહિં ત્યાંસુધી તેનું જીવન કષ્ટમય બની રહેશે; મનુષ્યને કામ, ક્રોધ, મદ, લોભ વગેરે હોય છે તેથી તેનું જીવન દુ:ખમય બને છે; જ્યારે વાસનાનો ક્ષય થઇને અહંભાવનો નાશ થાય છે ત્યારે નિર્વાણને પમાય છે.

ઉપર પ્રમાણે ગૌતમના બોધનો સાર હતો. તે બુદ્ધનો અવતાર છે એમ માનીને તેના શિષ્યો તેને બુદ્ધ કહેવા લાગ્યા. તેનો બોધ ઘણો સુક્ષ્મ અને તત્ત્વજ્ઞાનથી ભરેલો હતો. તેના શિષ્યો પણ તેને બરાબર સમજી શક્યા નહિં. તેથી ગૌતમના મરણ પછી લોકો તેનો અવળો અર્થ કરવા લાગ્યા. તોપણ જગતને તેથી એક લાભ થયો. જોકે નિર્વાણની પ્રાપ્તિ સૌને અસાધ્ય લાગી તોપણ ગૌતમે દર્શાવેલો સત્યનો માર્ગ સૌ સમજી શક્યા. એમાં ગૌતમે કાયિક, વાચિક, અને માનસિક સત્યનો બોધ કરેલો છે.



# પ્રકરણ ૨૯ મું.

## રાજા અશોક.

બુદ્ધના મરણ પછી કેટલાક જમાના સુધી તેના સિદ્ધાંતો જગતમાં બહુ પ્રસર્યા નહિં. આખરે એક રાજાનું મન તેમનાથી આકર્ષાયું. તે રાજા ચક્રવર્તી અશોક હતો.

જે વખતે અલેકઝાન્ડર હિંદુસ્તાનમાં આવ્યો અને પોરસ સાથે લડયો તે વખતે ત્યાં ચંદ્રગુપ્ત નામનો રાજા ઉત્તર હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હતો. તેણે હિંદમાંથી ગ્રીક લોકોને હાંકી મુક્યા હતા. તેના દિકરાએ રાજ્યને વધાર્યું હતું અને જ્યારે ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક ગાદીએ બેઠો ત્યારે તેના રાજ્યનો વિસ્તાર અફઘાનિસ્તાનથી મદ્રાસ સુધી હતો. પોતાના બાપ અને દાદાની માફક અશોકે પણ હિંદનો બાકીનો મુલક જીતવા માંડયો. તેણે કલિંગ દેશ જીતી લીધો, પણ યુદ્ધમાં વપરાતું ઘાતકીપણું જોઇને એને કંટાળો આવ્યો. તેણે બુદ્ધના સિદ્ધાંતોને સ્વીકાર્યા અને જાહેર કર્યું કે હવે પછી હું ધર્મનો પ્રચાર કરવામાં જ જીવન ગાળીશ.

અશોકે અઠ્ઠાવીસ વરસ રાજ્ય કર્યું. પોતાના અમલમાં તેણે રાજ્યમાં ઘણા કુવા ખોદાવ્યા અને ઠેર ઠેર ઝાડ રોપાવ્યાં. તેણે દવાખાનાં કહાડયાં અને લોકો માટે બાગબગીચા બનાવ્યા. સ્ત્રીકેળવણીની તેણે યોજના કરી. બુદ્ધધર્મના ઉપદેશકોને તેણે ઘણી મદદ કરી અને ધર્મ વિષે વાદવિવાદ કરવાને તેમને પ્રોત્સાહન આપ્યું. એથી કરીને તે ઉપદેશકો કાશ્મીર, ઇરાન, સીલોન, અને અલેકઝાન્ડ્રિયામાં જઈ પહોંચ્યા.

અશોક મોટામાં મોટો રાજા થયો. લગભગ એક સૈકામાં તો એનું રાજ્ય ઘણી પ્રસિદ્ધિને પામ્યું; પણ બ્રાહ્મણો બુદ્ધધર્મની વિરૂદ્ધ હતા તેથી ધીમે ધીમે તેનો નાશ થવા માંડયો, અને હિંદુધર્મ ફરીથી સ્થપાયો. હિંદુસ્તાનમાં બુદ્ધધર્મ નાબુદ થયો પણ ચીન, સિયામ, બર્મા, અને જાપાનમાં તેનો પ્રચાર થવા માંડયો. અત્યારે પણ તે દેશોમાં તે મોજુદ છે.

## પ્રકરણ ૩૦ મું.

### કૉન્ફ્યુશિયસ અને લાઓટસે.

ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બીજા બે મહાપુરૂષો થયા હતા. તે કૉન્ફ્યુશિયસ અને લાઓટસે હતા. તેમનો ઇતિહાસ કહેવાનો હજી બાકી છે. ચીનનો પ્રાચીન ઇતિહાસ હજી ઘણો જણાયો નથી. તે વિષે શોધખોળ કરનારાઓના કહેવાથી માલમ પડે છે કે ચીનની પ્રાચીન સંસ્કૃતિનો પ્રારંભ પ્રથમ નદીઓની ખીણોમાં થયો હતો. એ સંસ્કૃતિમાં દેવાલયો, પાદરીઓ, અને પાદરી રાજાઓ મુખ્ય જણાતાં હતાં. તેમાં પશુયજ્ઞ કરવામાં આવતો. તે વખતે ચીનની ઉત્તરે હુણ, માંગોલ, તુર્ક, અને તારતર લોકો વસતા હતા અને તે કોઈ કોઈ વાર એકઠા થતા અને કોઇ કોઇ મુલક જીતી લેતા. ચીનના લોકોને તેમની સાથે યુદ્ધ થતું; પણ ચીનની સંસ્કૃતિ ઉપર તેમની કંઇ અસર થઇ ન હતી. ચીનની પ્રાચીન સંસ્કૃતિ મિસર અને સુમેરિયાની સંસ્કૃતિ જેવી જુની હતી પણ જ્યારથી ચીનનો ઇતિહાસ શરૂ થાય છે ત્યારથી માલમ પડે છે કે ચીનનો મુલક જીતાયલો હતો અને તેમાં જાતોનું મિશ્રણ હતું. ઇ. સ. પૂર્વે ૧૭૫૦ માં તો ચીન નાનાં નાનાં રાજ્યો અને શહેરોમાં વહેંચાઇ ગયેલું હતું અને તે સર્વે એક પાદરી રાજાને ખંડણી આપતાં હતાં. તે રાજા દેવનો પુત્ર કહેવાતો. ચીનમાં ઇ. સ. પૂર્વે ૧૧૨૫ માં શંગ વંશનો અંત આવ્યો અને ચાઉ વંશના રાજાઓ રાજ્ય કરવા લાગ્યા. તેમણે ચીનમાં એકતા જાળવી રાખી. હિંદમાં અશોક થયો ત્યાંસુધી ચીનમાં એકતા રહી. પછી ધીમે ધીમે તેનો નાશ થવા લાગ્યો. હુણ લોકોએ આવીને મુલક લેવા માંડયો. નાનાં રાજ્યોએ ખંડણી આપવાની બંધ કરી અને તે સ્વતંત્ર થયાં. એ વખતે લગભગ પાંચ છ હજાર નાનાં નાનાં રાજ્યો ચીનમાં હતાં. એ સમયને ચીના લોકોએ અવ્યવસ્થાનો સમય કહેલો છે.

પણ એ અવ્યવસ્થાના સમયમાં ચીનમાં માનસિક પ્રવૃત્તિ ઘણી

થઈ, કળાકૌશલ્યનાં સ્થાન સ્થપાયાં, અને લોકોના જીવનમાં સુધારો થયો. જેમ અવ્યવસ્થિત ગ્રીસમાં તત્ત્વજ્ઞો ઉત્પન્ન થયા હતા તેમ ચીનમાં પણ તત્ત્વચિંતકો અને ઉપદેશકો પેદા થયા. સર્વત્ર ગભરાટ ફેલાયલો હોવાથી બુદ્ધિશાળી પુરૂષોમાં એક પ્રકારની તીવ્રતા આવી પહોંચી. કોન્ફ્યુશિયસ બહાર આવ્યો, અને તેણે જ્ઞાનની શોધ કરી ઉપદેશ કરવાને પાઠશાળા સ્થાપી. ચીનમાં પ્રવર્તી રહેલી અવ્યવસ્થાથી તેનું મન દુઃખાયું. સારો રાજ્યવહીવટ અને સારા જીવનની યોજના તેણે ઘડી કહાડયાં અને પોતાના સુધારા અમલમાં મુકે તેવા રાજાને શોધવાને તે દરેક રાજ્યમાં ફર્યો; પણ તેવો રાજા તેને મળ્યો નહિં અને કોઇ મળ્યો તો કચેરીની ખટપટોથી કોન્ફ્યુશિયસના સુધારા પડી ભાગવા લાગ્યા. આખરે નાઉમેદ થઇને કોન્ફ્યુશિયસ મરણ પામ્યો. તે ધારતો હતો કે તેના બોધની કંઇ પણ અસર થઈ નથી, પણ તેમ ન હતું. ચીના લોકોના હૃદય ઉપર તેની ઉંડી છાપ પડી હતી. ચીના લોકો બુદ્ધ અને લાઓટસેના બોધ જેટલો જ તેના બોધને કિંમતી ગણતા.

કોન્ફ્યુશિયસ ઉત્તમ ચારિત્ર્યનો બોધ કરતો. તેનો બોધ ઘણો પારમાર્થિક હતો. જગતનું દુઃખ જોઇને તેનું હૃદય દ્રવતું અને તે મનુષ્યોને ઉત્તમ બનીને જગતને ઉત્તમ બનાવવાનો બોધ આપતો. અસાધારણ રીતે ચારિત્ર્યને ઘડવાનું તે કહેતો અને તેને માટે તેણે નિયમો રચ્યા હતા. મનુષ્યે વિનય, જાહેર હિંમત, અને ઈંદ્રિયનિગ્રહ-વાળા થવું એ એનો આદર્શ હતો.

ચીનમાં બીજો ઉપદેશક લાઓટસે થયો. ચાઉ વંશના રાજાઓનું પુસ્તકાલય તેની દેખરેખ નીચે રહેતું. જગતના ભોગવિલાસને તુચ્છ ગણીને સાદુ જીવન ગાળવાનો તે બોધ આપતો. તે ઉખાણા લખતો. તેની શૈલી કઠણ હતી. તેના મરણ પછી ચીના લોકો તેના લેખોનો ઉલટો અર્થ કરવા લાગ્યા, અને તેમની સાથે દંતકથાઓ અને વ્હેમોને ભેળવવા લાગ્યા. અત્યારે ચીનમાં લાઓટસેના સિદ્ધાંતો

સાધુઓ, પાદરીઓ, દેવાલયો, અને બલિદાનોની ક્રિયામાં ખાસ કરીને જોવામાં આવે છે. તે લોકોના વિચારોમાં જણાતા નથી.

પણ કોન્ફ્યુશિયસના સિદ્ધાંતો લોકોના વિચારમાં રહેલા છે. ઘણે ભાગે ઉત્તર ચીન કોન્ફ્યુશિયસના સિદ્ધાંતો પાળે છે અને દક્ષિણ ચીનમાં લાઓટસેનો મત પ્રવર્તે છે. ઉત્તર ચીન રાજદ્વારી, પ્રમાણિક, અને જુના વિચારનું છે. દક્ષિણ ચીન નાસ્તિક, કસબી, અને નવા નવા પ્રયોગો કરવાવાળું છે. બંને વચ્ચે સિદ્ધાંતોનો કલહ ચાલતો રહેતો નજરે આવે છે.

ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ચીનના વિભાગોની દુર્દશા થઈ. ચાઉ વંશના રાજાઓ નિર્માલ્ય બન્યા. તેમનું માન ઓછું થવા લાગ્યું. એથી લાઓટસેએ દરબાર છોડયું અને તે એકાંત જીવન ગાળવા લાગ્યો.

છેવટે ચીનમાં સીન વંશના રાજાઓ થયા. એ વંશનો રાજા શીવાંગટી ચીનનો પહેલો પાદશાહ કહેવાયો. તેણે છત્રીસ વરસ રાજ્ય કર્યું. તેના અમલમાં ચીના લોકોમાં ઐક્ય અને આબાદી વધ્યાં. તે હુણ લોકો સામે જોરથી લડયો અને તેમના હુમલા અટકાવવાને એક મોટી દિવાલ તેણે બંધાવવા માંડી. તે અત્યારે પણ પ્રખ્યાત છે.



# પ્રકરણ ૩૧ મું.

## રોમના ઇતિહાસનો પ્રારંભ.

વાચકો જોઇ શકશે કે જુદે જુદે સ્થળે પ્રવર્તી રહેલી જુદી જુદી પ્રાચીન સંસ્કૃતિઓમાં પણ એક પ્રકારની સામ્યતા હતી. દરેક સંસ્કૃતિમાં પ્રથમ દેવળ, પાદરી, અને યજ્ઞક્રિયા નજરે આવે છે. પછી આજુબાજુએથી બીજી જાતોએ આવી, મુલકને જીતી, પોતાની ભાષા અને વિચારોને તે સંસ્કૃતિઓમાં દાખલ કરેલાં માલમ પડે છે. મેસોપોટેમિયા, હિંદુસ્તાન, ઇજીપ્ત, ચીન વગેરે દેશોમાં એ પ્રમાણે જ બનેલું હતું. દરેક દેશમાં પરદેશી જાતોએ આવીને જુના વિચારને હણી સ્વતંત્ર વિચારને ફેલાવ્યો છે; દેવળમાં જ સમાઇ રહેલા ધર્મને બહારનો પ્રકાશ બતાવ્યો છે; અને પાદરીઓને બાજુએ મુકીને સમાજના નેતાઓને તેમણે રાજા બનાવ્યા છે.

ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા પછીના સમયમાં જુની દંતકથાઓને બાજુએ મુકીને લોકો સ્વતંત્રપણે વિચાર કરવા લાગ્યા, ધનવાનો અને રાજ્યકર્ત્તાઓ લખતાં વાંચતાં શિખવા લાગ્યા, અને પાદરીઓની મહત્તા ઓછી થઇ; લોકો મુસાફરી કરવા લાગ્યા અને સારા રસ્તા તથા ઘોડાનો ઉપયોગ કરીને માલ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવા લાવવા લાગ્યા.

ચાલો હવે આપણે આપણી દૃષ્ટિને ચીન તરફથી ફેરવીએ, અને પશ્ચિમ ભૂમધ્ય સમુદ્ર તરફ લઇ જઇએ. જગતના ઇતિહાસમાં મોટો ભાગ ભજવનાર એક મોટું શહેર અહીં આપણી નજરે આવશે. એ શહેરનું નામ રોમ છે.

અત્યાર સુધી ઇટાલી વિષે આપણે કંઇ જાણ્યું નથી. ઇ. સ. પૂર્વે ૧૦૦૦ પહેલાં તે પર્વતો, જંગલો, અને થોડી વસ્તીવાળો દેશ હતો. આર્ય ભાષા બોલનારા લોકોએ ત્યાં આવીને કેટલાંક શહેરો સ્થાપ્યાં

હતાં. તેના મધ્ય ભાગમાં ઈટ્રસ્કન લોકો વસતા હતા. રોમનો ઇતિહાસ શરૂ થાય છે તે વખતે તે ટાઈબર નદીને કાંઠે વેપાર કરનારૂં એક શહેર હતું. તેની વસ્તી લેટીન ભાષા બોલતી હતી. તેના ઉપર ઇટ્રસ્કન રાજાઓ રાજ્ય કરતા હતા. પછી ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઈટ્રસ્કન રાજાઓને હાંકી મુકવામાં આવ્યા અને રોમ પ્રજાસત્તાક રાજ્ય બન્યું. તેમાં બે વર્ગ હતા. ઉમરાવવર્ગ અને પ્રજાવર્ગ. તેમાં ઉમરાવવર્ગ સત્તાવાન હતો.

કેટલાંક સૈકાં સુધી રોમમાં ઉમરાવવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે સ્વાતંત્ર્ય અને સત્તાને માટે લડાઈ ચાલી રહી. છેવટે પ્રજાવર્ગે પોતાની ઉપરનાં સઘળાં બંધનો તોડી નાંખ્યાં અને ઉમરાવો સાથે સરખાપણું ભોગવવા માંડયું. પરદેશીઓને પણ દાખલ કરીને રોમના શહેરીઓની સંખ્યા વધારવાનો માર્ગ તેણે ખુલ્લો કર્યો. કારણકે રોમન લોકો માંહ્યમાંહ્ય લડતા હતા પણ પરદેશમાં રોમની સત્તા વધારતા હતા. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં રોમની સત્તા વધવા લાગી. અત્યાર સુધી રોમન લોકો ઇટ્રસ્કન લોકો સાથે લડતા હતા. રોમથી કેટલાક માઈલને અંતરે વેઈ નામનો એક કિલ્લો હતો. તે ઈટ્રસ્કનોને તાબે હતો. રોમન લોકો તેને જીતી શકયા નહિં. પણ એકાએક ઈટ્રસ્કનો ઉપર આફત આવી પડી. સિરેકયુઝના ગ્રીક લોકોએ તેમના દરિયાઇ કાફલાનો નાશ કર્યો. એટલામાં ગૉલ લોકો તેમના ઉપર ચ્હડી આવ્યા. હવે તેઓ રોમન અને ગૉલ લોકોની વચમાં સપડાઇ ગયા. રોમન લોકોએ વેઈનો કિલ્લો લઇ લીધો. પણ ગૉલ લોકો રોમ સુધી આવી પહોંચ્યા અને તેને લુંટયું. રોમનોએ તેમને પૈસા આપ્યા અને તે ઉત્તર ઇટાલીમાં ચાલ્યા ગયા.

ગૉલ લોકોના હુમલાથી નબળા થવાને બદલે રોમનો વધારે બળવાન થયા. તેમણે ઇટાલીમાં આર્નો નદીથી નેપલ્સ સુધી પોતાની સત્તા ફેલાવી. મેસિડોનિયા અને ગ્રીસમાં ફિલિપની સત્તા જામતી હતી અને ઇજીપ્ત અને હિંદ ઉપર અલેકઝાન્ડર હુમલો કરતો હતો

તે વખતે રોમન લોકો ઇટાલીમાં ઘણી જીત મેળવતા હતા. અલેક-ઝાન્ડરના રાજ્યનો અંત આવવાથી રોમન લોકો સુધરેલા દેશોમાં ઘણા પ્રસિદ્ધ થયા.

રોમન રાજ્યની ઉત્તરે ગૉલ લોકો વસતા હતા. તેની દક્ષિણે ગ્રીક રાજ્યો આવેલાં હતાં. ગૉલ લોકો લડવૈયા હતા તેથી રોમન લોકોએ સરહદ ઉપર કિલ્લા બાંધ્યા હતા. દક્ષિણમાં આવેલાં ટારન્ટો, સિરેકયુઝ વગેરે ગ્રીક શહેરો રોમનોથી ડરતાં હતાં.

ઉપર આપણે જોયું છે કે અલેકઝાન્ડરનું રાજ્ય તેના સેનાપતિઓ અને મિત્રોમાં વહેંચાઈ ગયું હતું. તેમાં પીરસ નામનો એક પુરૂષ હતો. તેણે એડ્રિઆટિક સમુદ્ર ઉપર એપિરસમાં રાજ્ય સ્થાપ્યું હતું. સિરેકયુઝ વગેરે ગ્રીક શહેરોને કબજામાં લઇને તેમના રક્ષક થવાનો તેનો ઇરાદો હતો. તેની પાસે સારૂ લશ્કર હતું. તેણે ઇટાલી ઉપર હુમલો કર્યો, રોમનોને બે લડાઇઓમાં હરાવ્યા, અને તેમને ઉત્તર તરફ હાંકી મુકીને તે સિસિલી જીતવાને વળ્યો.

સિસિલી પાસે કાર્થેજ છે. ત્યાંના લોકોને તેની ખબર પડી. ટાયરની માઠી દશાનો ઇતિહાસ તેમને યાદ આવ્યો. તેમણે રોમનોને મદદ કરવાને દરિયાઈ કાફલો મોકલ્યો અને પીરસનો દરિયા ઉપરનો વહેવાર બંધ કર્યો. રોમનોએ પીરસ ઉપર હુમલો કર્યો અને તેમાં તેને હરાવ્યો. એટલામાં દેશથી ખબર આવી કે એપિરસ ઉપર ગૉલ લોકો ચ્હડી આવ્યા છે. એથી સર્વત્ર હાર ખાઇને પીરસ પાછો ફર્યો અને રોમન લોકોની સત્તા મેસિનાની સામુદ્રધુની સુધી પહોંચી.



# પ્રકરણ ૩૨ મું.

## રોમ અને કાર્થેજ.

ઇ. સ. પૂર્વે ૨૬૪માં રોમ અને કાર્થેજ વચ્ચે મોટું યુદ્ધ થયું. તે પ્યુનિક વિગ્રહ કહેવાય છે. તે વરસમાં મહાન અશોક હિંદુસ્તાનમાં રાજ્યની શરૂઆત કરતો હતો, અલેકઝાન્ડ્રિયામાં સંગ્રહસ્થાન ઘણું સારૂ વૈજ્ઞાનિક કાર્ય કરી રહ્યું હતું, અને ગૅાલ લોકો એશિયા માઇનોરમાં વસતા હતા. દુનિયાના જુદા જુદા દેશો હજી એક બીજાથી ઘણા અલગ હતા. એથી કરીને સ્પેન, ઇટાલી, ઉત્તર આફ્રિકા, અને પશ્ચિમ ભૂમધ્યમાં રોમ અને કાર્થેજ વચ્ચે જે મોટું યુદ્ધ થયું તે વિષે બાકીના લોકો માત્ર ઉડતી વાતોજ જાણી શકતા હતા.

એ મોટા વિગ્રહથી જગત ઉપર મોટી અસર થયેલી છે. તેનાં ચિહ્નો અત્યારે પણ માલમ પડે છે. રોમે કાર્થેજ ઉપર જય મેળવ્યો પણ આર્યો અને સેમાઇટ લોકોની હરિફાઇ મટી નહિં. આગળ ઉપર જેન્ટાઇલ અને યાહુદી લોકો વચ્ચે યુદ્ધ થયું તેમાં તેનો અંત આવ્યો. જગતના ઇતિહાસમાં હવે નવા બનાવો બનવા લાગ્યા. એ બનાવોનાં પરિણામોની અસર આજના વિગ્રહોમાં પણ જણાઇ આવે છે.

પહેલો પ્યુનિક વિગ્રહ ઈ. સ. પૂર્વે ૨૬૪માં થયો. તે વખતે કાર્થેજ જગતમાં મોટામાં મોટું વેપારનું મથક હતું. કોર્સિકા, સાર્ડિનિયા, અને ઇબ્રો નદી સુધીનો સ્પેનનો મુલક તેની સત્તા નીચે હતાં. લગભગ આખા સિસિલીનું તે માલીક હતું. તેની પાસે મોટાં મોટાં વહાણ હતાં. પણ રોમન લોકોએ કાર્થેજને ટપી જવાનો નિશ્ચય કર્યો. તેમણે મોટાં વહાણ બાંધ્યાં અને શત્રુના વહાણને પકડી તેના ઉપર ચ્હડી જવાની યુક્તિ શોધી કહાડી. માઇલી અને એકનોમસ આગળ લડાઇઓ થઇ તેમાં કાર્થેજીયનો હાર્યા. પછી બે લડાઇ-

ઓમાં રોમનો હાર્યા, અને બે લડાઇઓમાં કાર્થેજ હાર્યું. તેથી છેવટે કાર્થેજીયનોએ સલાહને માટે માગણી કરી. લગભગ આખું સિસિલી રોમનોને આપવામાં આવ્યું.

લગભગ બાવીસ વરસ સુધી રોમ અને કાર્થેજ વચ્ચે સલાહ રહી. બંનેને પોતાના રાજ્યમાં મુસીબતો આવી પડી હતી. પછીથી બીજો પ્યુનિક વિગ્રહ શરૂ થયો. સ્પેનમાં ઇબ્રો સુધી કાર્થેજની હદ હતી. બાકીનો મુલક રોમને તાબે હતો. પોતાની હદ છોડીને કાર્થેજીયનો આગળ વધ્યા. તેમનો સેનાપતિ હેનિબાલ હતો. તે પોતાના લશ્કરને આલ્પ્સ ઉપર થઇને ઇટાલીમાં લઇ ગયો અને ગૅાલ લોકોને રોમનો સામે ઉશ્કેર્યા. આ પ્રમાણે બીજો પ્યુનિક વિગ્રહ શરૂ થયો. હેનિબાલે ટ્રાસીમીન સરોવર આગળ રોમનોને ઘણી હારો ખવરાવી. પણ રોમની સભા મક્કમ હતી. તેણે યુદ્ધ ચલાવ્યા કર્યું. રોમન લશ્કરની એક ટુકડી માર્સેલ્સ આગળ ગઇ અને ત્યાં આગળ તેણે હેનિબાલનો સ્પેન સાથેનો સંબંધ તોડી નાખ્યો. હેનિબાલથી રોમ જીતી શકાયું નહિં. એટલામાં રાજ્યમાં બળવો ઉઠવાથી કાર્થેજીયનો પાછા આફ્રિકામાં ગયા. સિપિયોની સરદારી નીચે રોમન લશ્કર તેમની પાછળ ગયું અને ઝામા આગળ હેનિબાલને મોટી હાર ખવરાવી. આ પ્રમાણે બીજા વિગ્રહનો અંત આવ્યો. માનવજાતિના ઇતિહાસમાં તે એક ઘણો મોટો વિગ્રહ હતો. કાર્થેજ રોમનોને તાબે થયું. તેણે સ્પેન અને નૌકા સૈન્ય આપી દીધાં, મોટો દંડ ભર્યો, અને હેનિબાલને પણ સોંપી દેવાનું કબુલ કર્યું. પણ હેનિબાલ એશિયામાં ન્હાસી ગયો અને ત્યાં ઝેર ખાઇને મરી ગયો.

છપ્પન વરસ સુધી રોમ અને કાર્થેજ વચ્ચે સલાહ રહી. એટલામાં રોમે ગ્રીસને પોતાની સત્તા નીચે આણ્યું, અને એશિયા માઇનોર ઉપર હુમલો કર્યો. ઇજીપ્ત અને એશિયા માઇનોરનાં ઘણાં નાનાં રાજ્યો તેનાં આશ્રિત બની રહ્યાં. એ વખતે કાર્થેજ પાછું પોતાની પૂર્વ સ્થિતિએ જવાને પ્રયાસ કરવા લાગ્યું. એથી રોમન

લોકોને શંકા થઇ. તેમણે નજીવું બ્હાનું કહાડીને કાર્થેજ ઉપર હુમલો કર્યો. કાર્થેજ પોતાનો બચાવ કરવા લાગ્યું. રોમનોએ ઘેરો ઘાલ્યો, અને ૭ દિવસ સુધી કતલ ચલાવી. આખરે કાર્થેજ પડ્યું. રોમનોએ તેને બાળી મુકયું.

આવી રીતે ત્રીજા પ્યુનિક વિગ્રહનો અંત આવ્યો. એ વખતે બધાં સેમિટિક રાજ્યોમાંનું ફકત એક જ રાજ્ય સ્વતંત્ર રહ્યું હતું. તે રાજ્ય જુડિયાનું હતું. રોમન લોકોએ જેરૂસાલમને પણ જીતી લીધું. તેને તોડી નાખ્યું. પછી આગળ ઉપર તેમણે જેરૂસાલમ ફરી બંધાવ્યું, તેમાં તેમના દેવ જ્યુપિટરનું દેવળ બાંધ્યું, અને યાહુ-દીઓને ત્યાં રહેવા દીધા નહિં. આજે તે જેરૂસાલમ આપણી નજરે આવે છે.



# પ્રકરણ ૩૩ મું.

## રોમન રાજ્યનો વિકાસ.

ઈ. સ. પૂર્વે બીજા અથવા પહેલા સૈકામાં દુનિયાના પશ્ચિમ ભાગમાં રોમન સત્તાનો ઉદય થયો. અત્યાર સુધી જગતમાં જે મોટાં રાજ્યો સ્થપાયાં હતાં તેનાથી રોમન રાજ્ય કંઈક જુદા જ પ્રકારનું હતું. તે કોઇ એક રાજાનું રાજ્ય ન હતું, તેમજ તે પ્રજા સત્તાક રાજ્ય પણ ન હતું. પેરિક્લિસના વખતમાં એથન્સ કેટલાંક આશ્રિત રાજ્યો અને મિત્ર રાજ્યો ઉપર સત્તા ચલાવતું હતું. પ્યુનિક વિગ્રહ વખતે કોર્સિકા, સાર્ડિનિયા, મોરોક્કો, એલ્જીઅર્સ વગેરે કાર્થેજના તાબામાં હતાં; પણ કાર્થેજનો નાશ થયો અને રોમન સત્તા વધવા લાગી.

હવે પછી પશ્ચિમના પ્રદેશો રોમન સત્તાનું મધ્ય સ્થાન બની રહ્યા. રોમન રાજ્યનો વિસ્તાર હવે મોરોક્કો, સ્પેન, ફ્રાન્સ, બેલ્જીયમ, બ્રિટન, હંગરી વગેરે દેશો સુધી પહોંચ્યો; પણ તેની સત્તા મધ્ય એશિયા કે પરશિયામાં બીલકુલ જામી નહિં, કારણ કે તે દેશો બહુ દૂર હતા. તેના તાબામાં હવે બધા ગ્રીક લોકો આવી ગયા હતા.

અલેકઝાન્ડર અને બીજા રાજાઓની માફક રોમન લોકો જીતાયલા લોકો ભેગા ભળી જતા ન હતા. તે પોતાના કાયદા કાનુનોથી રાજ્ય કરતા. માત્ર જીતાયલા ગ્રીક લોકોએ તેમના ઉપર મોટી અસર ઉત્પન્ન કરી હતી. તેથી રોમન રાજ્ય ઘણે ભાગે આર્ય પદ્ધતિ પ્રમાણે ચાલનારૂં બની રહ્યું હતું. તે આર્ય પ્રજાસત્તાક રાજ્યનો એક નવો નમુનો હતું.

રોમન રાજ્યનો વિકાસ થયો પણ તે તદ્દન નવીન પ્રકારનો જ હતો. તે રાજ્ય એક નવા અખતરારૂપે હતું. રોમન લોકો અજાણ્યે તે અખતરો કરી રહ્યા હતા. તેમાં તેમને ફતેહ મળી હતી એમ ન

કહેવાય, કારણકે તેમનું રાજ્ય છેવટે નાશ પામ્યું. દરેક સૈકામાં તેમાં ફેરફાર થતો. તેમાં કોઈ દિવસ સ્થિરતા આવી ન હતી. એક રીતે કહીએ તો રોમન લોકોનો અખતરો નિષ્ફળ નીવડયો છે, બીજી રીતે કહીએ તો તે હજી અધુરો જ છે, અને એક વાર રોમન લોકોએ શરૂ કરેલું રાજ્યપ્રકરણ પુરૂં કરવાને યુરોપ અને અમેરિકા આજે મથી રહેલાં છે.

રોમન રાજ્યના વિકાસને આપણે ચાર અવસ્થાઓમાં વહેંચી નાખીએ. ઈ.સ. પૂર્વે ૩૯૦ માં ગૅાલ લોકોએ રોમને લુંટયું ત્યારથી તેની પહેલી અવસ્થાની શરૂઆત થઈ અને તે પહેલા પ્યુનિક વિગ્રહ સુધી પહોંચી. એ અવસ્થામાં પ્રજાસત્તાક રાજ્ય ખીલવા લાગ્યું. ઉમરાવો અને પ્રજાવર્ગ વચ્ચેની તકરારો હવે બંધ થવા લાગી. ઇટ્રસ્કન લોકોનો ભય હવે મટી ગયો હતો. રોમમાં કોઇ ઘણું ધનવાન ન હતું તેમ કોઇ ઘણું ગરીબ પણ ન હતું. ઘણા મનુષ્યો જાહેર હિંમતવાળા હતા. તે વખતે રોમ સ્વતંત્ર કૃષિકારોનું પ્રજાસત્તાક રાજ્ય હતું.

આ અવસ્થાની શરૂઆતમાં રોમ એક નાનું સરખું રાજ્ય હતું. તેનો વિસ્તાર ભાગ્યેજ વીસ ચોરસ માઇલ હશે. તેની આસપાસનાં બળવાન રાજ્યો જોડે તેને લડાઇ થતી. કેટલાંક જીતાયલાં નગરોએ રોમન કાયદા કાનુનોનો સ્વીકાર કર્યો હતો અને તેમને કારોબારમાં મત આપવાનો હક્ક મળ્યો હતો. કેટલાંકને સ્વરાજ્ય પ્રાપ્ત કરીને રોમમાં વેપાર અને લગ્ન કરવાની છુટ મળી હતી. શહેરીઓની લશ્કરી ટુકડીઓ મુખ્ય મુખ્ય સ્થાનોમાં રાખવામાં આવી હતી. જીતાયલા પ્રદેશોમાં રોમનોએ સંસ્થાનો સ્થાપ્યાં હતાં, અને રાજ્યમાં મોટા રસ્તા બનાવ્યા હતા. પરિણામ એ આવ્યું કે આવી કાર્યપદ્ધતિથી આખો ઇટાલી દેશ રોમ જેવા આચાર વિચારવાળો બની રહ્યો. ઇટાલીના સઘળા સ્વતંત્ર રહેવાસીઓ રોમના નાગરીકો થયા. આખું રોમન રાજ્ય જાણે એક મોટા વિસ્તારવાળું નગર હોય તેમ બની રહ્યું.

ત્રણસેં વરસ પછી રોમન રાજ્યના દરેક સ્વતંત્ર શહેરીને રોમની નગરસભામાં મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો હતો.

આ પ્રમાણે જીતાયલાં નગરોને મત આપવાનો અધિકાર આપવો એ રોમન રાજ્યના વિસ્તારની એક નવી યુક્તિ હતી. એ યુક્તિથી જુના વખતમાં જેમ થતું હતું તેમ વિજેતાઓ જીતાયલા લોકોમાં ભળી જતા ન હતા પણ તેમને પોતાના રાજ્યમાં ભેળવી દેતા; પણ પહેલો પ્યુનિક વિગ્રહ થયો અને સિસિલીને રોમન રાજ્યમાં જોડી દેવામાં આવ્યું ત્યાર પછી રોમનોએ એક નવો ધારો અખત્યાર કર્યો. સિસિલીને જીતાયલો દેશ ગણવામાં આવ્યો. તેને રોમન લોકોની જાગીર માનવામાં આવ્યો. તેની રસાળ ભૂમિ અને વેપારી વસ્તીને નીચોવીને રોમને ધનાઢ્ય બનાવવામાં આવ્યું. ઉમરાવો અને પ્રજાવર્ગના વગવસીલાવાળા લોકોને તેનું દ્રવ્ય મળ્યું, અને યુદ્ધ થયેલું હોવાથી તેના ઘણા મનુષ્યોને ગુલામ તરીકે પકડવામાં આવ્યા.

પહેલા પ્યુનિક વિગ્રહ પહેલાં રોમન રાજ્યની વસ્તી ઘણે ભાગે કૃષિકાર શહેરીઓની હતી. લશ્કરી નોકરી કરવાનો તેમને હક્ક હતો અને તે તેમની ફરજ ગણાતી; પણ તે જ્યારે યુદ્ધ કરવાને જતા ત્યારે તેમની ખેતી બગડતી. વળી હવે સિસિલીના ગુલામો ખેતી કરવા લાગ્યા હતા. તેથી કૃષિકારો જ્યારે યુદ્ધમાંથી પાછા આવતા ત્યારે તેમનાં ખેતરોની પેદાશ અને ગુલામોનાં ખેતરોની પેદાશ વચ્ચે હરિફાઈ થતી. સમય બદલાયો હતો. રોમન રાજ્યે સમયને અનુસરીને જુની રીત બદલી નાંખી. સિસિલી તો રોમના તાબામાં હતું જ, પણ રોમનો સામાન્ય મનુષ્ય હવે ધનવાન લહેણદારના કબજામાં મુકાયો. રોમ હવે બીજી અવસ્થામાં પ્રવેશ કરવા લાગ્યું. તે હવે સાહસિક ધનવાન પુરૂષોનું રાજ્ય બની રહ્યું.

બસેં વરસ સુધી રોમન કૃષિકારોએ સ્વતંત્રતા અને રાજ્યવહીવટમાં ભાગ મેળવવાનો પ્રયાસ કર્યો હતો. સો વરસ સુધી તેમણે

હક્ક ભોગવ્યા પણ પહેલા પ્યુનિક વિગ્રહથી તેમની ખરાબી થઈ અને તેમણે જે મેળવ્યું હતું તે પણ ખોયું. કૃષિકારોના મતની કિંમત હવે જતી રહી હતી. રોમન રાજ્યમાં વહીવટ કરનારી હવે બે મંડળીઓ હતી. તેમાંની પહેલી અને વધારે અગત્યની રોમનસમિતિ હતી. પ્રથમ તે ઉમરાવોની જ બનેલી હતી. પછી તે દરેક વર્ગના મુખ્ય પુરૂષોની બની. ઈંગ્લાંડની ઉમરાવસભાની માફક તેમાં મોટા જમીનદારો, રાજ્યદ્વારીઓ, વેપારીઓ વગેરે બેસવા લાગ્યા. પ્યુનિક વિગ્રહ પછી ત્રણસેં વરસ સુધી રોમનસમિતિ રાજદ્વારી વિચારો અને હેતુઓનું મુખ્ય સ્થાન બની રહી હતી.

રોમમાં વહીવટ કરનારી બીજી મંડળી લોકસભા હતી. તેમાં રોમના બધા શહેરીઓ બેસતા. જ્યારે રોમ વીસ માઇલના વિસ્તારવાળું નાનું રાજ્ય હતું ત્યારે તો તે સભા ભરવાનું શકય હતું પણ જ્યારે તેનો વિસ્તાર ઇટાલીની બહારના પ્રદેશો સુધી જઇ પહોંચ્યો ત્યારે તે કામ અશક્ય થઈ પડયું. તેથી તે સભામાં નામના રાજદ્વારીઓ અને સાધારણ મનુષ્યો આવવા લાગ્યા. ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં એ લોકસભા રોમનસમિતિ ઉપર ખરેખરો દાબ રાખતી અને સામાન્ય લોકોના હક્કને જાળવતી; પણ પ્યુનિક વિગ્રહ પછી તેની સત્તા નિર્બળ થઇ ગઇ, અને સમિતિ ઉપર કોઇનો દાબ રહ્યો નહિં.

રોમન પ્રજાસત્તાક રાજ્યમાં પ્રતિનિધિત્વ જેવું કંઈ દાખલ થયું ન હતું. પ્રતિનિધિઓને પસંદ કરવા અને તેમને રોમ મોકલવા એ વિચાર કોઇને આવ્યો જ ન હતો. રોમની લોકસભા ઈંગ્લાંડની આમની સભા જેવી કદિ થઈ ન હતી. તે માત્ર નામની જ શહેરીઓની સભા ગણાતી. એથી રોમન રાજ્યનો સામાન્ય વર્ગ ગરીબ રહેતો, તેની ખેતી બગડતી, અને પોતાનું દુઃખ ટાળવાને તેની પાસે કંઈ સત્તા ન હતી.

બીજા પ્યુનિક વિગ્રહ પહેલાં રોમનું લશ્કર ખેડુતોનું બનેલું હતું. તે પગે ચાલીને જતું. આવું લશ્કર પાસેની લડાઈમાં કામ લાગતું

પણ પરદેશમાં લાંબા વખત સુધી યુદ્ધ કરવાને તે નકામું થઈ પડતું. વળી જેમ જેમ જાગીરો વધતી ગઇ અને ગુલામો વધતા ગયા તેમ તેમ લડનારા ખેડુતો ઓછા થતા ગયા. તેથી કરીને મેરિયસ નામના નેતાએ નવી યોજના રચી. એ વખતે ઉત્તર આફ્રિકા અર્ધ જંગલી અવસ્થા ભોગવતું હતું. તેનો રાજા જુગર્થા હતો. રોમન લોકોને તેની સાથે લડાઇ થઇ, અને તેને જીતવામાં તેમને બહુ મુશ્કેલીઓ વેઠવી પડી. લોકોને ઘણો ગુસ્સો ચ્હડયો, તેથી લડાઇનો અંત લાવવાને તેમણે મેરિયસને માજીસ્ટ્રેટ બનાવ્યો. તેણે ભાડુતી લશ્કર ઉભું કર્યું અને તેને કેળવ્યું. પછી જુગર્થાને સાંકળથી બાંધીને પકડી લાવવામાં આવ્યો. પોતાની મુદત પુરી થયા પછી પણ મેરિયસે પોતાનો હોદ્દો છોડયો નહિં. તેની સામે થઇ શકે એવું રોમમાં કોઇ હતું નહિં.

મેરિઅસના સમયથી રોમન રાજ્યના વિકાસની ત્રીજી અવસ્થા શરૂ થઈ. તે લશ્કરી સેનાપતિઓનું રાજ્ય બન્યું. એ સમયમાં લશ્કરી સેનાપતિઓ સત્તા માટે પરસ્પર લડયા. મેરિયસની સામે સુલા ઉભો થયો. દરેકે પોતાના વિરોધીઓની કતલ કરી. ઘણા મનુષ્યોને ફાંસી દેવામાં આવી, અને તેમની જાગીરો વેચવામાં આવી. આ બેની હરિફાઇ પછી લુકયુલસ, પૉમ્પી, ક્રેસસ અને જુલિયસ સીઝર લશ્કરના ઉપરીઓ થયા અને બધી સત્તા તેમના હાથમાં આવી. લુકયુલસે એશિયા માઇનોર જીતી લીધું અને આર્મેનિયામાં જઇને ઘણું દ્રવ્ય મેળવ્યું. ક્રેસસે પરશિયા ઉપર હુમલો કર્યો. તેમાં તે હાર્યો અને પાર્થિયનોને હાથે મરાયો. ઘણી હરિફાઇ પછી જુલિયસ સીઝરે પૉમ્પીને હરાવ્યો અને તેનું ઇજીપ્તમાં ખુન થયું. હવે જુલિયસ સીઝર આખા રોમન રાજ્યનો ઉપરી થઇ રહ્યો.

ઇ. સ. પૂર્વે પહેલા સૈકાના મધ્યકાળ પછી રોમન સમિતિ માત્ર નામની જ સત્તા ભોગવતી હતી. તે માજીસ્ટ્રેટ વગેરે અમલદારોને નીમતી અને કોઇને સત્તા આપતી. પ્રજાસત્તાક રોમન રાજ્યના ધારાઓને જાળવી રાખવાને કેટલાક રાજદ્વારી પુરૂષો પ્રયાસ કરતા હતા.

તેમાં સિસિરો મુખ્ય હતો. પણ સ્વતંત્ર કૃષિકારો નાશ પામ્યા ત્યારથી શહેરીપણાનો જુસ્સો ઇટાલીમાંથી જતો રહ્યો હતો. તે હવે ગુલામો અને ગરીબ લોકોનો દેશ બની રહ્યો હતો. તેમને સ્વતંત્રતા મેળવવા-ની ઇચ્છા ન હતી. સમિતિમાં બેસનારા પ્રજાના નેતાઓ પાસે કંઈ સત્તા ન હતી. લશ્કરી સેનાપતિઓથી તે બ્હીતા. વળી લશ્કર સેનાપતિઓના હાથમાં હતું. એથી હવે ક્રેસસ, પૉમ્પી, અને સીઝરે રાજ્યનો અમલ વહેંચી લીધો. તે ત્રિમૂર્તિનું પહેલું રાજ્ય કહેવાયું. પછી ક્રેસસને પાર્થિયનોએ મારી નાંખ્યો. પૉમ્પી અને સીઝર વચ્ચે હવે તકરાર થઈ. પૉમ્પીએ પ્રજાનો પક્ષ લીધો અને સીઝરને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો. પણ સીઝરે પોતાનું લશ્કર લઇને પૉમ્પી ઉપર હુમલો કર્યો.

જુના વખતમાં રોમમાં એવો રિવાજ હતો કે જ્યારે અણીનો સમય આવતો ત્યારે રોમન લોકો કોઇને સર્વોપરિ અધ્યક્ષ નીમતા અને તેને બધી સત્તા સોંપી દેતા. આ વખત પણ તેમજ થયું. પૉમ્પી હાર્યો અને તેથી સીઝર અધ્યક્ષ થયો. ખરી રીતે જોતાં તો તેને રોમન રાજ્યનો રાજા નીમવામાં આવ્યો હતો. રાજા શબ્દને રોમન લોકો ધિક્કારતા હતા. તેથી સીઝરે રાજા કહેવડાવવાની ના પાડી પણ તેણે રાજ્ય તથા રાજદંડનો સ્વીકાર કર્યો. પૉમ્પીને હરાવ્યા પછી તે ઇજીપ્તમાં ગયો હતો. ત્યાંની રાણી કલિઓપેટ્રાને તે ચ્હાતો હતો. રાજા દેવનો અંશ છે એવો ખ્યાલ તે ઇજીપ્તમાંથી શિખી લાવ્યો હતો અને તેને રોમન લોકોના મનમાં ઠસાવ્યો હતો. તેનું બાવલું એક દેવળમાં મુકવામાં આવ્યું અને તેની નીચે "અજેય દેવને" એવું લખવામાં આવ્યું હતું. છેવટે ફરીથી એક વાર રોમમાં પ્રજા-સત્તાક જુસ્સો ઉભો થયો અને સ્વતંત્રતાને માટે સીઝરને મારી નાંખ-વામાં આવ્યો.

રોમન સેનાપતિઓની પરસ્પર લડાઇમાં બીજાં તેર વરસ ચાલ્યાં ગયાં. એ વખતમાં લેપિડસ, માર્ક એન્ટોની, ઑક્ટેવિયન સીઝર વગેરે

મુખ્ય સેનાપતિઓ હતા. ઑક્ટેવિયન સીઝર જ્યુલિયસ સીઝરનો ભત્રીજો હતો. તેણે પોતાના કાકાની પેઠે પશ્ચિમ તરફના મુલકો હાથ કર્યા. ત્યાં ગરીબ અને મજબૂત લોકો વસતા હતા અને તેમાંથી સારી લશ્કરની ટુકડીઓ ઉભી થઇ શકતી હતી. ઑક્ટેવિયન સાથે માર્ક એન્ટોની હરિફાઇ કરતો હતો તેથી તેણે તેને એક્ટિયમ આગળ હરાવ્યો, અને ઑક્ટેવિયન આખા રોમન રાજ્યનો ઉપરી થયો. તે તેના કાકાથી જુદા સ્વભાવનો હતો. તેને રાજા કે દેવ થવાની ઇચ્છા ન હતી. તેણે રોમનસમિતિ અને પ્રજાને સ્વાતંત્ર્ય આપ્યું. તેણે સર્વોપરિ અધ્યક્ષ થવાની ના પાડી. રોમન સમિતિએ તેનો બદલો વાળ્યો, અને તેને ઑગસ્ટસનો ઇલ્કાબ આપ્યો. તે પહેલો રોમન પાદશાહ થયો અને ઑગસ્ટસ સીઝરને નામે ઓળખાયો. (ઇ. સ. પૂર્વે ૨૭માં)

તેની પછી ટાઇબેરિયસ સીઝર પાદશાહ થયો. તેની પછી કેલિગ્યુલા, ક્લૉડિયસ, નીરો, ટ્રાજન, હાડ્રિયન, પીઅસ અને માર્કસ ઑરેલિયસ થયા. એ બધા લશ્કરી ટુકડીઓના પાદશાહો હતા. સિપાઇઓ તેમને પાદશાહ બનાવતા અને વખતે તેમાંના કેટલાકને મારી પણ નાંખતા. રોમમાંથી ધીમે ધીમે રોમનસમિતિનો નાશ થતો ગયો અને તેનું સ્થાન પાદશાહો અને અમલદારોએ લેવા માંડયું. તેમના વખતમાં બ્રિટનનો ઘણો ભાગ રોમન રાજ્યમાં જોડવામાં આવ્યો. ટ્રાન્સિલવેનિયાને કબજે કરીને રાજ્યનો નવો મુલક બનાવવામાં આવ્યો. ટ્રૅાજન યુફ્રેટિસ નદી ઓળંગીને ગયો હતો. હાડ્રિયને ઉત્તરના જંગલીઓને અટકાવવાને મોટી દિવાલો બાંધી હતી. એક બ્રિટનની આરપાર બાંધી હતી અને એક હ્રાઇન અને ડાન્યુબ નદીની વચ્ચે બાંધી હતી. ટ્રાજને મેળવેલો કેટલોક મુલક તેણે છોડી દીધો હતો.

રોમન રાજ્યનો વિસ્તાર હવે અહીંથી જ અટક્યો.



## પ્રકરણ ૩૪ મું.

### રોમ અને ચીનની વચ્ચે.

ઇ. સ. પૂર્વે બીજા અને પહેલા સૈકામાં માનવજાતિના ઇતિહાસમાં એક નવા યુગની શરૂઆત થઈ. મેસોપોટેમિયા અને પૂર્વ ભૂમધ્યના પ્રદેશોની મહત્તા હવે ઓછી થઇ ગઈ. પશ્ચિમમાં રોમનું રાજ્ય અને પૂર્વમાં ચીનનું રાજ્ય હવે બળવાન બન્યાં. રોમના રાજ્યનો વિસ્તાર હવે યુફ્રેટિસ સુધી પહોંચ્યો. હન વંશના રાજાઓના અમલ નીચે ચીનના રાજ્યનો વિસ્તાર ટીબેટ અને પામીરની ખીણો ઉપર થઈને પશ્ચિમ તુર્કસ્તાન સુધી ગયો.

એ વખતે ચીનનું રાજ્ય મોટામાં મોટું, સારી વ્યવસ્થાવાળું અને સુધરેલું હતું. રોમન રાજ્ય કરતાં તે વસ્તી અને વિસ્તારમાં વધારે હતું. બંને રાજ્યો એકજ સમયે એકબીજાની જાણ વગર આબાદ થતાં હતાં. જવા આવવાના રસ્તા બરાબર નહિ હોવાથી તે બેની વચમાં તકરાર થવાનો પ્રસંગ આવતો ન હતો.

છતાં પણ બંને રાજ્યો એકબીજાની ઉપર અસર કરતાં. તે બેની વચમાં આવેલા મધ્ય એશિયા અને હિંદુસ્તાન ઉપર તેમની અસર ઘણી પહોંચતી. તેમનો વેપાર પરશિયા, હિંદુસ્તાન અને રાતા સમુદ્રને માર્ગે ચાલતો. ઇ. સ. પૂર્વે ૬૬ માં પૉમ્પી રોમન લશ્કરને કાસ્પિયન સમુદ્રને કિનારે લઈ ગયો હતો. ઇ. સ. ૧૦૨ માં ચીનનું લશ્કર પાન ચ્યાની સરદારી નીચે કાસ્પિયન સમુદ્ર સુધી ગયું હતું અને ત્યાંથી તેણે રોમની સત્તા વિષે ખબર કહડાવવાને દૂત મોકલ્યા હતા; પણ આ બે મોટાં રાજ્યો વચ્ચે પરસ્પર જાણ અને વ્યવહાર થતાં ઘણાં સૈકાં વીતી ગયાં હતાં.

એ બંને રાજ્યોની ઉત્તરે જંગલો આવેલાં હતાં. તેમાં જંગલીઓ વસતા હતા. હાલ જે જર્મની કહેવાય છે તે મોટું જંગલ

હતું. રૂશિયા અને એશિયાના ઉત્તર ભાગમાં પણ જંગલો હતાં. દક્ષિણ રૂશિયા, તુર્કસ્તાન અને મેન્ચુરિયાના પ્રદેશોમાં હવામાન અનિયમિત હતું. ત્યાં વખતે અતિવૃષ્ટિ અને વખતે અનાવૃષ્ટિ થતી. જર્મનીથી પશ્ચિમનો પ્રદેશ, દક્ષિણ રૂશિયા, તુર્કસ્તાન, અને ગૅાથ-લેન્ડ તથા આલ્પ્સની વચ્ચેનો ભાગ જંગલી લોકોની જન્મભૂમિ હતાં. આર્ય ભાષા પણ ત્યાંજ ઉત્પન્ન થઇ હતી. માંગોલિયાની પૂર્વે આવેલાં જંગલો હુણ, માંગોલિયન, તાર્તર, અને તુર્ક લોકોની જન્મભૂમિ હતાં. એ બધા લોકોની ભાષા, જાત, અને રહેણીકરણી સરખાં જ હતાં. જેવી રીતે ઉત્તરના જંગલીઓ પોતાની હદ છોડીને આગળ વધતા અને મેસોપોટેમિયા તથા ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર હુમલા કરતા તેવીજ રીતે હુણ લોકો પણ આગળ વધતા અને ચીનના પ્રદેશો ઉપર ચઢાઇ કરતા.

એ વખતે જંગલીઓની સામે થાય એવાં બે રાજ્યો હતાં. એક તો ચીનનું રાજ્ય અને બીજુ રોમનું રાજ્ય. ચીનમાં વસ્તી વધતી હતી. ચીનાઓ મોટી દિવાલની બહાર જઇને વસવા લાગ્યા. તેઓ માંગોલિયામાં પણ જઇને રહેવા લાગ્યા. હુણ લોકોએ તેમના ઉપર હુમલો કર્યો અને કેટલાકને મારી નાંખ્યા; પણ ચીનાઓના હુમલા સામે તે ટકી શકયા નહિં. તેમાંના કેટલાક કૃષિકાર બની ચીનાઓ સાથે ભળી ગયા. કેટલાક માંગોલિયન લોકો તુર્કસ્તાન ભણી ગયા. તેમણે ત્યાંના આર્યો ઉપર હુમલો કર્યો અને આર્યો રોમન રાજ્યની સરહદ ઉપર હલ્લો કરવા લાગ્યા. પાર્થિયન લોકો યુક્રેટિસ સુધી જઇ પહોંચ્યા અને ત્યાં પૅામ્પી જોડે લડયા. તેઓએ ક્રેસસને મારી નાંખ્યો. માંગોલિયન લોકો આગળ વધી શકયા નહિં તેથી તે મધ્ય એશિયા અને હિંદુસ્તાનમાં ઉતરી પડયા. પંજાબમાં થઈને તે હિંદુસ્તાનમાં આવ્યા અને ત્યાં તેમણે અશોકના રાજ્યનો નાશ કર્યો.

પણ બીજા સૈકામાં રોમ અને ચીનમાં ભારે મરકી ચાલી. તેથી તે રાજ્યો નબળાં થયાં, અને બંનેમાં અવ્યવસ્થા ચાલી રહી.

ચીનમાં હન વંશનો નાશ થયો અને ત્યાં ફાટફુટ ચાલી. સાતમા સૈકા સુધી ચીનની સ્થિતિ સુધરી નહિં. રોમને પણ ભારે નુકશાન થયું. તેનું રાજ્યબંધારણ ઘણું નબળું પડી ગયું. ગૉથ લોકો ચ્હડી આવ્યા અને તેમણે રોમન પાદશાહ ડેશિયસને મારી નાંખ્યો. બીજી બાજુએથી ફ્રેન્ક લોકો ચ્હડી આવ્યા. ડેશિયા નામનો મુલક રોમના હાથમાંથી જતો રહ્યો. રોમનું અભિમાન ઉતરી ગયું.



# પ્રકરણ ૩૫ મું.

## રોમન રાજ્યમાં સામાન્ય વર્ગનું જીવન.

ઈ.સ. પૂર્વેનાં છેલ્લાં બે સૈકાં સુધી રોમન રાજ્યની સ્થાપના ચાલી. પછી બે સૈકાં સુધી તે આબાદીમાં રહ્યું. રોમન રાજ્યનો અંત કેવી રીતે આવ્યો તે કહેતા પહેલાં ત્યાંના સામાન્ય વર્ગની સ્થિતિનું વર્ણન કરવું ઠીક છે. તે વખતનો જગતનો ઇતિહાસ આજથી બે હજાર વરસની અંદરનો ઇતિહાસ બની રહે છે. તે વખતના સુધરેલા દેશોનું જીવન આજના સુધરેલા દેશોના જીવનને મળતું આવે છે.

તે વખતે પશ્ચિમના દેશોમાં શિક્કાવાળું નાણું વપરાતું. પ્રજામાં ઘણા મનુષ્યો સ્વતંત્ર હતા. તે સરકારી નોકરી સ્વીકારતા નહિં તેમજ પાદરી પણ બનતા નહિં. લોકો પહેલાં કરતાં વધારે છુટથી મુસાફરી કરતા. દેશમાં મોટા રસ્તા હતા અને લોકોને માટે ધર્મશાળાઓ બંધાવવામાં આવી હતી.

પણ રોમન રાજ્યમાં સર્વત્ર એકસરખો સુધારો ફેલાઈ રહ્યો ન હતો. જુદા જુદા જીલ્લાના લોકો જુદા જુદા મત ધરાવતા. તેમના શિક્ષણમાં પણ ફેર હતો. રોમન લશ્કર અહીંતહીં ગોઠવવામાં આવ્યું હતું. રોમન સંસ્થાનો અહીંતહીં વસેલાં હતાં. ત્યાંના લોકો રોમન દેવોને પૂજતા અને લેટીન ભાષા બોલતા. કેટલાંક નગરો રોમને તાબે હતાં પણ તે પોતાના દેવોને પૂજતાં અને પોતાનો વહીવટ પોતેજ કરતાં. ગ્રીસ, એશિયા માઇનોર, ઈજીપ્ત અને પૂર્વ તરફના દેશોમાં લેટીન ભાષાનો પ્રચાર બીલકુલ થયો ન હતો. ત્યાં ગ્રીક ભાષા બોલાતી. ટારસસનો સૉલ કે જે પછીથી દેવદૂત પૉલને નામે ઓળખાયો તે જાતે યાહુદી હતો અને રોમનો શહેરી હતો પણ તે હમેશાં ગ્રીક ભાષામાં જ લખતો. પાર્થિયન રાજાઓની કચેરીમાં પણ ગ્રીક ભાષા સારી લેખાતી.

ગૉલ, બ્રિટન, ડેશિયા (રોમાનિયા), પેનોનિયા (હંગરી), વગેરે દેશોમાં મૂળથી મોટાં નગરો, દેવળો, કે શિક્ષણ ન હતાં. રોમન રાજ્યને લીધે ત્યાં લેટીન ભાષા પ્રસરી. તેનાથી તે દેશોમાં પહેલીજ વારનો સુધારો દાખલ થયો. ત્યાં લોકો લેટીન ભાષા બોલવા લાગ્યા અને રોમન દેવોને પૂજવા લાગ્યા તથા રોમન રીતભાત ધારણ કરવા લાગ્યા. ત્યાં મોટાં નગરો ઉભાં થયાં. હાલ બોલાતી રોમાનિયન, ઇટાલિયન, ફ્રેન્ચ, અને સ્પેનીશ ભાષાઓ લેટીન ભાષાનાં રૂપાંતરો છે. તે બતાવી આપે છે કે તે વખતમાં લેટીન ભાષાનો પ્રચાર કેટલો બધો થયો હશે. આફ્રિકાના ઇશાન કોણ તરફના ભાગમાં પણ લેટીન ભાષા બોલાતી. માત્ર ઇજીપ્ત, ગ્રીસ, અને પૂર્વના કેટલાક ભાગમાં તે વપરાતી નહિં. ત્યાં ગ્રીક ભાષા વપરાતી. રોમમાં પણ કેળવાયલો વર્ગ સદ્‍ગૃહસ્થની ભાષા તરીકે ગ્રીક શિખતો અને ગ્રીક વિદ્યા તથા સાહિત્યને વધારે પસંદ કરતો.

જુદી જુદી જાતની વસ્તીવાળા રોમન રાજ્યમાં લોકોની કાર્ય પદ્ધતિઓ પણ જુદી જુદીજ હતી. રોમમાં સ્થાનિક રહેવાસીઓનો મુખ્ય ધંધો હજી ખેતી જ હતો; પણ સ્વતંત્ર કૃષિકારોનું સ્થાન હવે ગુલામોને આપવામાં આવ્યું હતું. તે મોટી જાગીરોમાં કામ કરતા. ગ્રીક લોકો જુદી જુદી રીતે ખેતી કરતા. આર્કેડિયામાં દરેક શહેરી હાથે મજુરી કરતો, પણ સ્પાર્ટામાં તે નામોશીભરેલું લેખાતું અને ત્યાં ખેતીનું કામ ગુલામો મારફત કરાવાતું; પણ તે વાત જુની થઇ હતી. હવે તો આખા રોમન રાજ્યમાં ધનિકો જાગીરો રાખતા અને તેમાં ગુલામો પાસે કામ કરાવતા. તે ગુલામો લડાઇના કેદીઓ હતા. તે જુદી જુદી ભાષાઓ બોલતા. તે એક બીજાની ભાષા સમજતા નહિં. તેમને કંઇ જ્ઞાન ન હતું. તે લખી વાંચી જાણતા ન હતા. તેમને કોઇ પ્રકારનો હક્ક ન હતો. તેઓ ઘણા હતા તોપણ તેમનામાં બંડ કરવાની શક્તિ ન હતી. રોમન રાજ્યમાં તેમને ઘણું અપમાન સહન કરવું પડતું. રાતે તેમને સાંકળોથી બાંધવામાં આવતા. તેમને બેરાં

છોકરાં ન હતાં. તેમના શેઠ તેમને વેચી શકતા અને તેમને મારી પણ નાંખતા.

ગુલામો પાસે ઘણાં કામો કરાવવામાં આવતાં. ખાણો ખોદવાનું, વહાણ ચલાવવાનું, રસ્તા બનાવવાનું, અને મકાનો બાંધવાનું કામ તેમની પાસે કરાવાતું. ઘરનું લગભગ સઘળું કામ પણ તેઓજ કરતા.

રોમન રાજ્યમાં કેટલાક સ્વતંત્ર પણ ગરીબ શહેરીઓ પણ હતા. તે પોતાનું કામ જાતે કરતા અથવા પૈસા લઇને બીજાની મજુરી કરતા. તેઓ કારીગરો અને દેખરેખ રાખનારા મનુષ્યો હતા. તે પૈસા લેતા અને ગુલામો જોડે કામ કરતા. વળી ગુલામોના પણ જુદા જુદા દરજ્જા હતા. કેટલાક એવા હતા કે જેમને રાતે સાંકળથી બાંધવામાં આવતા અને ફટકા મારીને કામ ઉપર લઇ જવામાં આવતા, અને કેટલાક એવા હતા કે જે પોતાના શેઠનું કામ બરાબર કરીને સ્વતંત્ર મનુષ્યની માફક પરણવાની અને જુદો ધંધો કરવાની છુટ મેળવતા. કેટલાક ગુલામો હથિયારવાળા હતા. રોમન સદ્‌ગૃહસ્થો હથિયારવાળા કુસ્તીબાજ ગુલામો રાખતા. તે તેમના અંગરક્ષકનું કામ કરતા અને વખતે મેદાનમાં લડતા. વળી કેટલાક ગુલામો વિદ્વાન હતા. ગ્રીસ, ઉત્તર અમેરિકા અને એશિયા માઇનોરનાં ઘણાં સુધરેલાં શહેરોને રોમનોએ જીતી લીધાં હતાં અને ઘણા કેળવાયલા મનુષ્યોને કેદ કરીને આણ્યા હતા. રોમન કુટુંબમાં છોકરાંના શિક્ષક તરીકે, લાઇબ્રેરીયન તરીકે અને ખાનગી કારભારી તરીકે એવા ગુલામો કામ કરતા. વળી તેઓ પુસ્તકોની નકલો અને ઝવેરાત વગેરેના ધંધા કરતા.

પણ જ્યારે આપણે જોઈએ છીએ કે ઇ. સ. પહેલા અને બીજા સૈકામાં રોમન રાજ્યમાં વસ્તીનો મોટો ભાગ ગુલામોનો હતો અને ઘણા થોડા મનુષ્યોને સ્વમાન કે સ્વતંત્રતા પ્રિય હતાં, ત્યારે આપણને એ મહારાજ્યના ભાવી વિનાશનું જ સૂચન થાય છે. એ સમયમાં રોમમાં કૌટુંબિક જીવન ન હતું. લોકોમાં મિતાહાર, બહોળો વિચાર, કે વિદ્યા ન હતાં. રોમમાં શાળાઓ કે પાઠશાળાઓ ઘણી થોડી હતી.

સ્વતંત્ર વિચારના મનુષ્યો ભાગ્યેજ નજરે આવતા. મોટા મોટા રસ્તા, સુંદર મકાનો, અને કાયદા કાનુનોના બાહ્ય ભપકાની નીચે સામાન્ય પ્રજાની પરતંત્રતા અને દુઃખો દબાઇ રહેલાં હતાં. પ્રજાના ઘણા નાના ભાગના હાથમાં સત્તા હતી પણ તેનુંયે મન સદાએ અશાંત રહેતું. આવી પરિસ્થિતિને લીધે વિદ્યા, કળા, કે તત્વજ્ઞાન કંઇ પણ રોમમાં ખીલી શકયું નહિં. એક નાના સરખા એથન્સ જેવા નગરે એક સૈકામાં જે માનસિક પ્રગતિ કરી હતી તેટલી પણ પ્રગતિ રોમ ચાર સૈકામાં કરી શકયું નહિં. રોમની સત્તા નીચે ઉલટી એથન્સની ખરાબી થઈ, અલેકઝાન્ડ્રિયાનું વિજ્ઞાન નાશ પામવા બેઠું, અને પ્રજાનો જુસ્સો નરમ પડવા લાગ્યો.



# પ્રકરણ ૩૬ મું.

## રોમન રાજ્યમાં ધર્મનો વિકાસ.

ઈ. સ. પહેલા અને બીજા સૈકામાં રોમન અને ગ્રીક રાજ્યોમાં મનુષ્યનો આત્મા ચિંતા અને નિરાશાથી ભરપુર હતો. સર્વત્ર જોર જુલમ અને નિર્દયતા નજરે આવતાં. બહારનો ડોળ અને અભિમાન લોકોમાં જણાતાં. લોકોને ખરૂં સુખ કે ખરી શાંતિ નામનાંજ હતાં. ધનવાન અને સત્તાવાન પોતાની ઇચ્છાઓને પુરી કરવાને ઉંચા નીચા થઇ રહ્યા હતા. નિર્ધન લોકોનો તિરસ્કાર થતો અને તે કંગાલ સ્થિતિ ભોગવતા. મોટાં શહેરોમાં સામાજીક જીવન મનુષ્યો અને પશુઓની કુસ્તી કરાવવામાંજ સમાઇ રહ્યું હતું. રોમમાં મોટાં મેદાનોમાં મનુષ્યો અને પશુઓ લડતાં અને તેમાં તેમને ઘણી ઇજા થતી. રોમનું જીવન એ માર્ગે વહેતું. એ પ્રમાણે હોવાથી પ્રજા ઉંચા ધાર્મિક સંસ્કારોને પ્રાપ્ત કરવાને અશાંત થઇ રહી હતી.

પ્રાચીન સંસ્કૃતિવાળા ઇજીપ્ત, સુમેરિયા વગેરે દેશો ઉપર આર્ય લોકોનાં ટોળાં ચ્હડી આવ્યાં તે વખતે ત્યાંના લોકો પોતાના દેવતાઓને પૂજતા. દેવળની આસપાસ તેમનું જીવન બંધાઇ રહ્યું હતું. તે યજ્ઞયાગાદિ કરતા. આર્યોના આવ્યા પછી દેવોનાં નામ તેમણે જુદાં પાડયાં પણ પૂજાનો વિધિ તો તેનો તેજ રહ્યો. ઇજીપ્ત રોમન સત્તા નીચે આવ્યું ત્યારે પણ તેના દેવો, દેવળો અને પાદરીઓ તેનાં તેજ રહ્યાં હતાં.

કેટલેક સ્થળે વિજેતાઓ જીતાયલા લોકોનો ધર્મ સ્વીકારી લેતા. કેટલેક સ્થળે વિજેતા અને જીતાયલા લોકોના આચારવિચાર લગભગ સરખા હોવાથી બંને એક બીજાના દેવને પૂજતા. આ પ્રમાણે ધાર્મિક વિચારો અને પૂજાનું મિશ્રણ ચાલી રહ્યું હતું. એ મિશ્રણમાંથી એક સામાન્ય દેવને પસંદ કરવાનું અને એક દેવનું ઉપરીપણું સ્વીકારવાનું

શરૂ થયું. વળી તેમાં કેટલાંક સ્થળ અપવાદ રૂપે હતાં. ત્યાં વિજેતાઓ જીતાયલા લોકોના દેવોને મલિન ગણતા અને તેમનો સ્વીકાર કરતા નહિં. પણ તેવાં સ્થળ થોડાં હતાં.

જેમ જેમ ઇજીપ્ત મોટું રાજ્ય થતું ગયું તેમ તેમ ત્યાંના લોકો એકેશ્વરવાદ તરફ વળવા લાગ્યા. અમર જીવન પ્રાપ્ત કરવાને તે તલસી રહ્યા. હવે અલેકઝાન્ડ્રિયા ઇજીપ્તના ધાર્મિક જીવનનું મધ્ય સ્થાન બન્યું. રાજા પહેલા ટૉલેમીએ ત્યાં એક મોટું દેવળ સ્થાપ્યું હતું. તેમાં પ્રભુની ત્રિમૂર્તિની પૂજા થતી. ગ્રીક લોકોએ ઇજીપ્તને જીતી લીધું ત્યારપછી એ ત્રિમૂર્તિના દેવો ગ્રીક ઝ્યુઝ, રોમન જ્યુપિટર, અને પરશિયન સવિતા દેવ તરીકે ગણાવા લાગ્યા. જ્યાં જ્યાં ગ્રીક સત્તા પહોંચી ત્યાં ત્યાં આ ત્રિમૂર્તિની ભાવના પણ પહોંચી. તેની અસર ઉત્તર હિંદુસ્તાન અને પશ્ચિમ ચીન સુધી પણ ગઇ.

અલેકઝાન્ડ્રિયાનું દેવળ હવે આખી હેલેનિક–ગ્રીક પ્રજાના ધાર્મિક જીવનનું મધ્ય સ્થાન થઇ રહ્યું. અત્યાર સુધી જગતમાં સામાન્ય જીવન જેવું કંઇ ન હતું તેથી જીવન અમર છે, મનુષ્યોને મૃત્યુ પછી પણ બદલો મળે છે, એવી ભાવનાઓને જગતે સ્વીકારવા માંડી. રોમના રાજ્યનો વિકાસ થયો ત્યારે એ ભાવનાઓ પશ્ચિમ યુરોપમાં ફેલાવા લાગી. રોમન વાવટાની સાથે તે સ્કૉટલેન્ડ અને હૉલેન્ડ સુધી પહોંચી. વળી ઇજીપ્તના ધર્મની સાથે બીજા પણ ધર્મો ફેલાતા હતા અને રોમન રાજ્યના કેટલાક શહેરીઓ અને ગુલામો તેમનો પણ સ્વીકાર કરતા. પણ એ સઘળા ધર્મો વ્યક્તિગત ધર્મો હતા. તેથી મનુષ્ય પોતાનાજ મોક્ષની ઇચ્છા કરતો. જુના ધર્મો તેવા ન હતા. જુના યજ્ઞો સમસ્ત પ્રજાને માટે થતા. તે એક વ્યક્તિને માટે થતા નહિં. પણ ગ્રીક અને રોમન લોકોએ હવે ધર્મને રાજ્ય પ્રકરણમાંથી અળગો રાખ્યો હતો. હવે ધર્મ મૃત્યુ પછીના જીવન જોડેજ સંબંધ ધરાવતો હતો.

એ નવા ધર્મોએ જુના ધર્મોનો સાર ગ્રહ્યો હતો પણ તે તદ્દન જુના જેવા ન હતા. રોમમાં જુદા જુદા દેવોનાં દેવળો હતાં. વળી ત્યાં રાજાઓની મૂર્તિઓ દેવળોમાં બેસાડેલી હતી. તે મૂર્તિઓને પણ રોમન લોકો પૂજતા. કેટલેક સ્થળે યાહુદી લોકો એકઠા થતા અને બાઇબલ વાંચતા. આવી રીતે રોમમાં અનેક દેવોનું પૂજન થતું. વળી કેટલાક ગ્રીક લોકો બુદ્ધની માફક તપાચરણ કરતા અને દેહને કષ્ટ આપતા. જુડિયા અને અલેકઝાન્ડ્રિયામાં કેટલાક લોકો સંસારનો ત્યાગ કરતા અને ધ્યાનમાં જીવન ગાળતા. ઇ. સ. પહેલા અને બીજા સૈકામાં સામાન્ય રીતે આખી દુનિયામાં ઘણા લોકોને સંસાર છોડીને મોક્ષ મેળવવાની ઇચ્છા થઈ રહી હતી. એ ઇચ્છા થવાનું કારણ એ હતું કે જગતમાં સર્વત્ર દુઃખ અને અશાંતિ હતાં.



# પ્રકરણ ૩૭ મું.

## જીસસનો બોધ.

રોમની પાદશાહ ઑગસ્ટસ સીઝરના વખતમાં જુડિયામાં જીસસનો જન્મ થયો હતો. ટાઇબેરિયસ સીઝરના વખતમાં તે બહાર પડયો. તે પેગંબર હતો. યાહુદી પેગંબરોની માફક તે બોધ આપતો. તે નિર્ધન હતો. જુડિયામાં તે અહીં તહીં ફરતો અને લોકો જે આપે તે ખાતો. છતાં પણ તે હમેશાં સ્વચ્છ રહેતો અને સફાઈદાર કપડાં પહેરતો. તેનામાં એક પ્રકારનો જુસ્સો અને ગાંભીર્ય જણાઈ આવતાં. તે ઘણો માયાળુ અને ખરા દીલનો હતો. તે બે વાતનો બોધ કરતો. એક તો પ્રભુનું પિતાપણું અને બીજું ભાવિ સ્વર્ગનું રાજ્ય. તેના બોધથી આકર્ષાઈને ઘણા તેના શિષ્યો થયા. તેમના હૃદયમાં તેણે પ્રેમ અને ધૈર્યનો વાસ કરાવ્યો. તેના બોધથી નબળા અને દુઃખી મનુષ્યોને આશ્વાસન મળ્યું.

પણ તેના બોધનો મુખ્ય વિષય તો ભાવિ સ્વર્ગનું રાજ્ય હતો. તેનાથી માનવવિચારમાં ઘણો ખળભળાટ થયો. જીસસે તે વખતની સંસ્થાઓ અને સમાજો ઉપર આક્ષેપ કર્યો અને મનુષ્યજીવનને પવિત્ર બનાવવાનો ઉપદેશ કર્યો. તેણે કહ્યું કે સ્વર્ગનું રાજ્ય હૃદયમાં છે, સિંહાસન ઉપર નથી. સ્વલાભ, ખાનગી મિલકત, સ્પર્ધા, ઉંચનીચ દરજ્જો વગેરે સામે તેણે પોકાર કર્યો અને પ્રભુ જેવા માયાળુ પિતાનાં સર્વે સરખાં બાળકો છીએ એવો બોધ આપ્યો.

એકવાર એક મનુષ્ય તેને રસ્તામાં મળ્યો. તેણે જીસસને પુછ્યું: "મહારાજ, મોક્ષ મેળવવાને મારે શું કરવું?" જીસસે જવાબ આપ્યો: "વ્યભિચાર કરીશ નહિં; કોઇને મારીશ નહિં; ચોરી કરીશ નહિં; ખોટી સાક્ષી પુરીશ નહિં; કપટ કરીશ નહિં; અને તારાં માતાપિતાની સેવા કરજે." છેવટે જીસસે તેને તેની સઘળી મિલકત

ગરીબોને આપી દેવાનું કહ્યું. એ વાત પેલા મનુષ્યને પાલવી નહિં, અને તે દિલગીર થઇને ચાલતો થયો.

જીસસે હવે પોતાના શિષ્યોને કહ્યું: "જેમની પાસે દ્રવ્ય છે તેમને સ્વર્ગનું રાજ્ય મળવું કઠણ છે. ઉંટને સોયના નાકામાંથી ચાલ્યું જવું ઘણું કઠણ છે; તેના કરતાંયે ધનવાનને સ્વર્ગનું રાજ્ય મળવું વધારે કઠણ છે." તેનો બોધ નૈતિક અને સામાજીક ઉન્નતિને માટે હતો એટલું જ નહિં પણ રાજકીય બાબતોમાં પણ તે મોટો ફેરફાર કરનારો હતો. ટુંકામાં કહીએ તો, તે વખતમાં જીવન ઘણા સાંકડા વિચારોવાળું હતું, તેને ઉદાર, વિશાળ, અને બહોળા વિચારો વાળું બનાવવાને જીસસનો બોધ હતો. તેના સ્વર્ગીય રાજ્યમાં કોઇને હોદ્દો, સત્તા, દરજ્જો કે અંગત મિલકત ભોગવવાનાં હતાં નહિં, અને સર્વેને એકસરખા ગણાવાનું હતું. તે વખતના લોકોને એ બોધ ગમ્યો નહિં. પાદરીઓએ જાહેર કર્યું કે કાંતો એ નહિં કે અમે નહીં. ત્રણ વરસ સુધી જીસસે ફરી ફરીને બોધ કર્યો અને પછી તે જેરૂસાલમમાં આવીને રહ્યો. જુડિયામાં વિચિત્ર રાજ્ય સ્થાપવાને પ્રયત્ન કરવાનો આરોપ તેના ઉપર મુકવામાં આવ્યો. તેના ઉપર કામ ચાલ્યું અને તેને મારી નાંખવામાં આવ્યો.



# પ્રકરણ ૩૮ મું.

## ખ્રિસ્તી ધર્મનો વિકાસ.

સેંટ પૉલ જીસસનો મુખ્ય શિષ્ય હતો. તેણે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કર્યો. તે ઘણો બુદ્ધિશાળી અને ઉત્સાહી હતો. તે વખતના પ્રચલિત ધર્મોનો તેણે અભ્યાસ કર્યો હતો અને તેથી બીજા ધર્મોના કેટલાક વિચારો અને ક્રિયાઓ ખ્રિસ્તી ધર્મમાં તેણે દાખલ કર્યા હતાં.

જીસસના મરણ પછી બે સૈકાં સુધી ખ્રિસ્તી ધર્મ રોમન રાજ્યમાં ફેલાયો. ઘણા તેના અનુયાયીઓ થયા; પણ કેટલાક રોમન પાદશાહો તેની સામે થતા અને કેટલાક તટસ્થ રહેતા. બીજા અને ત્રીજા સૈકામાં ખ્રિસ્તી ધર્મનો નાશ કરવાને પ્રયત્નો કરવામાં આવ્યા હતા. છેવટે ઈ. સ. ૩૦૩ માં પાદશાહ ડિઓકલિશિયનના વખતમાં તો તેના ઉપર જુલમ થયો અને બાબઈલ વગેરે ધાર્મિક ગ્રંથોનો નાશ કરવામાં આવ્યો, દેવળોની મિલકત જપ્ત કરવામાં આવી, અને ઘણા ખ્રિસ્તીઓને મારી નાંખવામાં આવ્યા; પણ એ પાદશાહ ખ્રિસ્તીઓની વધતી જતી સંખ્યાને પુરેપુરી દબાવી શક્યો નહિં. વસ્તીનો ઘણો ભાગ અને અમલદારો પણ હવે ખ્રિસ્તી થયા હતા.

થોડાં વરસમાં ખ્રિસ્તી ધર્મ રાજ્યના ધર્મ તરીકે સ્થાપિત થયો. બીજા ધર્મો રોમન રાજ્યમાંથી નાશ પામ્યા અને પાંચમા સૈકા પછી આખા રાજ્યમાં ખ્રિસ્તી દેવળો અને ખ્રિસ્તી પાદરીઓ નજરે આવવા લાગ્યાં.

# પ્રકરણ ૩૯ મું.

## રોમન રાજ્યનો નાશ.

ત્રીજા સૈકામાં રોમન રાજ્યને જંગલીઓ સામે થવું પડયું. તે વખતના પાદશાહો લશ્કરી ઉમરાવો હતા. તે લડાઈ કરવાને રાજધાનીને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જતા. રોમ શહેર તરીકે હવે પડતી દશા ભોગવતું હતું. રાજ્યમાં બધે શાંતિ હતી. સત્તા લશ્કરના હાથમાં હતી. પાદશાહોનું જોર પણ લશ્કર ઉપર હતું. તે બધી સત્તા પોતાના હાથમાં રાખતા અને પૂર્વ તરફના રાજાઓની માફક વર્તતા. ડિઓકલિશિયન પૂર્વના પાદશાહની માફક માથે મુગટ પહેરતો અને શરીરે સુંદર ઝભ્ભો ધારણ કરતો.

રોમન રાજ્યની સરહદ આ વખતે હ્રાઇન અને દાન્યુબ સુધી પહોંચી હતી. હવે શત્રુઓ તેના ઉપર હુમલો કરવા લાગ્યા. ફ્રેન્ક અને બીજા જર્મન લોકો હ્રાઇન સુધી આવી પહોંચ્યા. હંગેરીમાં વાન્ડલ લોકો આવ્યા. ડેશિયા નામનો રોમન મુલક ગૅાથ લોકોએ સર કર્યો. માંગોલિયન લોકો હવે યુરોપ તરફ આવવા લાગ્યા. એશિયામાં રોમન રાજ્યની સરહદ ઉપર પરશિયાના રાજાઓ હુમલો કરવા લાગ્યા, અને પરશિયાનું રાજ્ય રોમન રાજ્યનું પ્રતિસ્પર્ધી બની રહ્યું.

યુરોપના નકશા તરફ દૃષ્ટિ નાંખવાથી સમજાશે કે રોમન રાજ્ય કેવું નબળું થઈ રહ્યું હતું. દરિયાઈ માર્ગે તે બરાબર વ્યવહાર ચલાવી શકતું નહતું, અને તેથી દાન્યુબ અને એડ્રિઆટિક સમુદ્ર વચ્ચેની ભૂમિ પશ્ચિમમાંથી પૂર્વ તરફ જવાના માર્ગ તરીકે વપરાતી. એ ભૂમિ ઉપર જંગલીઓ ઘણો ધસારો કરવા લાગ્યા.

રોમની જગ્યાએ જો કોઇ બીજુ જબરૂ રાજ્ય હોત તો તે જંગલીઓને પાછા હઠાવી કહાડત; પણ રાજા કૅાન્સ્ટનટાઇન પાસે

જબરૂં લશ્કર ન હતું. વળી રાજ્યમાં માંહ્યોમાંહ્ય કલહ ચાલી રહ્યો હતો. રોમન પ્રજાનો જુસ્સો જાગૃત કરવાને તેણે ખ્રિસ્તિ ધર્મ દાખલ કર્યો અને પોતાની રાજધાની બાઇઝેન્ટિયમમાં લઈ ગયો. એ પછીથી તેના નામ ઉપરથી કોન્સ્ટેન્ટિનોપલ કહેવાયું. કોન્સ્ટનટાઇને રાજ્યને સુધારવાનો પ્રયાસ કર્યો; પણ એવામાં તે મરી ગયો. હવે ગૉથ અને વાન્ડલ લોકો ચ્હડી આવ્યા. તે કૉન્સ્ટેન્ટિનોપલ અને બલગેરિયા સુધી આવી પહોંચ્યા. તેઓ રોમન રાજ્યનો મુલક જીતીને તેમાં વસ્યા.

પૂર્વ તરફના ગૉથ લોકો દક્ષિણ રૂશિયામાં આવ્યા. પશ્ચિમ તરફના ગૉથ લોકો તેમના રાજા આલારિકના હાથ નીચે ચ્હડી આવ્યા અને તે બાલ્કનના પ્રદેશમાં વસ્યા. તેઓ પછી આગળ વધ્યા અને તેમણે ગ્રીસમાં લુંટફાટ કરીને એથન્સ લીધું. પછી તે ઇટાલીમાં આવ્યા અને તેમણે રોમને લુંટયું. પછી ગૉલ અને સ્પેનમાં તેમણે જમીન કબજે કરી.

પાંચમા સૈકાની શરૂઆતમાં આખું રોમન રાજ્ય જંગલીઓની લુંટનો ભોગ થઇ પડયું. ફ્રાન્સ, સ્પેન, ઇટાલી, અને બાલ્કનમાં હજી રોમન સત્તા નીચે નગરો હતાં પણ તે પડતી દશા ભોગવતાં હતાં. ત્યાંના લોકોનું જીવન સાંકડું, હલકું, અને અસ્થિર થઈ રહ્યું હતું. કોઈ આઘે વસતા પાદશાહના નામથી અમલદારો ત્યાં કારભાર ચલાવતા. દેવળોનું કામ પણ ચાલ્યા કરતું, પણ તેમાં પાદરીઓ ઘણા અભણ હતા. લોકોમાં વાચન ઘણું થોડું હતું અને વહેમો ઘણા હતા. જ્યાં જંગલીઓએ લુંટ કરી ન હતી ત્યાં પુસ્તકો, ચિત્રો, અને પુતળાં વગેરે જોવામાં આવતાં.

ગ્રામ્યજીવન પણ બગડી ગયું હતું. રોમન રાજ્યમાં સર્વત્ર લોકો પહેલાં કરતાં વધારે મેલાઘેલા દેખાતા હતા. કેટલાક પ્રદેશોમાં લડાઇ અને મરકીને લીધે બધું ઉજ્જડ થઈ રહ્યું હતું. રસ્તા અને જંગલોમાં લુંટારા ફરતા. એવા પ્રદેશોમાં જંગલીઓ જતા અને

પોતાના નેતાને તેમાં રાજા તરીકે સ્થાપતા. તે રાજા રોમન ઇલકાબો ધારણ કરતા. તેમાંના જો કોઇ જરા સુધરેલા હોય તો તે જીતાયલી રોમન પ્રજા જોડે સહેલા કરાર કરતા, તેની જોડે ભળી જતા, માંહ્યોમાંહ્ય લગ્ન કરતા, અને લેટીન ભાષા બોલતા; પણ જ્યુટ, ઍન્ગલ્સ, અને સૅકસન લોકો જેમણે રોમના તાબાનું બ્રિટન જીતી લીધું હતું તે કૃષિકારો હતા; તેમને શહેરોનું કંઇ કામ ન હતું: તેમણે રોમન લોકોને હાંકી મુકયા અને ત્યાં તેમણે ટયુટૅાનિક ભાષાઓ દાખલ કરી. તે છેવટે ઇંગ્રેજી ભાષા બની.

રોમન રાજ્યની પડતી દશામાં તેને લુંટવાને માટે જે જે જર્મન અને સ્લૅવોનિક લોકો આવ્યા તે બધાનું વર્ણન અહીં આપવું અશકય છે. નમુના તરીકે માત્ર વાન્ડલ લોકોનું વર્ણન અહીં આપીશું. એ લોકો પ્રથમ પૂર્વ જર્મનીમાં બહાર પડયા. ત્યાંથી તે સ્પેનમાં ગયા. ત્યાંથી તે ઉત્તર આફ્રિકામાં ગયા અને કાર્થેજને તાબે કર્યું. પછી સમુદ્ર ઉપર સત્તા મેળવીને તેમણે રોમને લુંટયું, અને સિસિલી, કૅાર્સિકા, સાર્ડિનિયા, તથા બીજા પશ્ચિમ ભૂમધ્ય સમુદ્રના બેટોને જીતી લીધા, અને સમુદ્ર ઉપર મોટું રાજ્ય સ્થાપ્યું; પણ કેટલાંક વરસ પછી તેમના બધા મુલકને પહેલા જસ્ટિનિયને જીતી લઇને કૅાન્સ્ટેન્ટિનોપલના રાજ્યમાં ભેળવી દીધો.

વાન્ડલ લોકો જેવા બીજા ઘણા લોકો રોમન રાજ્ય ઉપર ચ્હડી આવતા હતા પણ હવે માંગોલિયન, હુણ, અથવા તારતર લોકો ચ્હડી આવ્યા. તે ઘણા બળવાન હતા. તેમના જેવા લુંટારાઓ હજી પશ્ચિમે જોયા ન હતા.



# પ્રકરણ ૪૦ મું.



## હુણ લોકો અને પશ્ચિમ રોમન રાજ્યનો અંત.

યુરોપમાં માંગોલિયન લોકોના આગમનથી માનવજાતિનાં ઇતિહાસમાં નવી જ સ્થિતિ ઉત્પન્ન થાય છે. અત્યાર સુધી માંગોલિયનો અને ઉત્તરના જંગલી લોકો વચ્ચે બીલકુલ સંબંધ ન હતો. માંગોલિયનો લાપલેન્ડમાં વસતા હતા. ત્યાંથી તે આગળ પશ્ચિમ તરફ ખસતા ન હતા; પણ હવે તે આગળ આવવા લાગ્યા.

એ માંગોલિયન લોકોને આગળ આવવાનાં બે કારણો હતાં. એક તો પૂર્વમાં ચીનનું મોટું રાજ્ય સ્થપાયું હતું, તેનો વિસ્તાર ઉત્તર તરફ વધ્યો હતો. બીજું કારણ ત્યાંના હવામાનમાં થયેલો ફેરફાર હતો. વળી રોમન રાજ્ય પડતી દશામાં આવેલું હતું. તેની વસ્તી ભાગી જતી હતી. ત્યાં કર ઉઘરાવનારાઓ અને લશ્કરી પાદશાહો પ્રજાનું સત્ત્વ ચુશી ખાતા હતા. ઉપરનાં કારણોને લીધે માંગોલિયનોનો માર્ગ ખુલ્લો થયો હતો.

ઇ. સ. પહેલા સૈકામાં હુણ લોકો યુરોપી રૂશિયાની પૂર્વ સરહદ ઉપર આવી પહોંચ્યા હતા; પણ ચોથા અને પાંચમા સૈકા સુધી તે પ્રસિદ્ધિમાં આવ્યા ન હતા. પાંચમા સૈકામાં તેમણે ઘણી સત્તા મેળવી. એ સૈકાના મધ્ય ભાગમાં તેમનામાં ઍટિલા નામનો રણવીર નેતા ઉત્પન્ન થયો. તેના હાથ નીચે હુણ લોકો હતા એટલું જ નહિં પણ તેની સત્તા નીચે કેટલીક જર્મન જાતો પણ હતી. તેનું રાજ્ય હ્રાઇન નદીથી મધ્ય એશિયા સુધી ફેલાઇ રહ્યું હતું. ચીનમાંથી એલચીઓ તેની પાસે આવતા. તેણે હંગરીમાં મેદાનોમાં મુખ્ય લશ્કરી મુકામ રાખ્યો હતો. ત્યાં તેને મળવાને પ્રીસ્કસ નામનો એલચી કૉન્સ્ટેન્ટિનોપલમાં આવ્યો હતો. તેણે ઍટિલાની રહેણીકરણીનો કંઇક વૃત્તાંત આપ્યો છે. તેણે કહ્યું છે કે માંગોલિયનોનું જીવન મૂળ

આર્યોના જેવું હતું. સામાન્ય મનુષ્યો ઝુંપડાં અને તંબુઓમાં રહેતા અને સરદારો લાકડાનાં મકાનોમાં રહેતા. તેમને ત્યાં મિજબાનીઓ થતી અને ભાટચારણો કવિત બોલતા.

એ વખતે રોમમાં થિયોડોશિયસ રાજ્ય કરતો હતો. ઍટીલાએ તેના ઉપર હુમલા કરવા માંડયા. તેના લશ્કરે લગભગ કૉન્સ્ટેન્ટિનોપલની દિવાલો સુધી લુંટ ચલાવી. ગીબન નામનો પ્રસિદ્ધ ઇતિહાસકર્તા લખે છે કે તે વખતે તેણે બાલ્કન રાજ્યોમાં લગભગ સીત્તેર ગામોનો નાશ કર્યો હતો. થિઓડોશિયસે તેને ઘણા પૈસા આપ્યા અને છેવટે તેને મારી નાંખવાને છુપા મારા મોકલ્યા. પછીથી ઍટિલાનું લક્ષ રોમન રાજ્યના બીજા અરધા ભાગ તરફ ખેંચાયું. તે લેટીન ભાષા બોલનારો મુલક હતો. ઍટિલાએ ગૉલ ઉપર હુમલો કર્યો. ઉત્તર ગૉલનું લગભગ દરેક નગર તેણે લુંટયું. ફ્રેન્ક અને વિઝિગૉથ લોકો તથા રાજ્યનું લશ્કર તેની સામે થયાં. ટ્રોઇઝ આગળ મોટી લડાઈ થઇ. તેમાં ઍટિલા હાર્યો અને તેનાં ઘણાં માણસ માર્યા ગયાં. તેથી તે ગૉલમાં રોકાયો. પણ તેની પાસે હજી પણ પુરતું લશ્કર હતું. બીજે વર્ષે તે વેનેશિયાને માર્ગે ઇટાલીમાં આવ્યો; ઍકવિલિયા અને પાદુઆને તેણે બાળી નાંખ્યાં, અને મિલાનને લુંટયું.

ઇટાલીની ઉત્તરનાં ગામોમાંથી અસંખ્ય લોકો નાઠા અને તે ઍડ્રિઆટિકની ઉત્તરમાં બેટોમાં વસ્યા. ત્યાં તેમણે વેનિસ નગર સ્થાપ્યું. તે પછીથી એક મોટું વેપારનું મથક બની રહ્યું.

પછીથી ઍટિલા એકાએક ઇ. સ. ૪૫૩ માં મરી ગયો. તેના મરણથી તેનું રાજ્ય તુટયું. ખરેખરા હુણ લોકો હવે જણાતા બંધ થયા. તે હવે આસપાસના આર્ય લોકો જોડે ભળી ગયા. પણ હુણ લોકોના હુમલાથી લૅટીન રોમન રાજ્યનો અંત આવવા બેઠો. ઍટિલાના મરણ પછી રોમમાં વીસ વરસમાં દસ પાદશાહો થયા. તે લશ્કરને તાબે હતા. ઈ. સ. ૪૫૫ માં વૅન્ડાલ લોકો કાર્થેજમાંથી આવ્યા અને તેમણે રોમ લુંટયું. છેવટે ઇ. સ. ૪૭૬ માં એક

સેનાપતિએ રોમન પાદશાહને તાબે કર્યો અને કૉન્સ્ટેન્ટિનોપલમાં સંદેશો મોકલ્યો કે પશ્ચિમ રોમન રાજ્યમાં હવે કોઇ રાજા નથી. આ પ્રમાણે લૅટીન રોમન રાજ્યનો અંત આવ્યો.

આખા પશ્ચિમ અને મધ્ય યુરોપમાં હવે જંગલી લોકોના નેતાઓ રાજા અને સરદાર તરીકે રાજ્ય કરતા હતા. ખરી રીતે જોઇએ તો તે સ્વતંત્ર હતા પણ તે રોમન પાદશાહનું નામનું ઉપરિપણું સ્વીકારતા. એવા નેતાઓ હજારો હતા. ગૉલ, સ્પેન, ઇટાલી, અને ડેશીયામાં હજી અપભ્રંશ લૅટીન ભાષા બોલાતી, પણ બ્રિટન અને ર્‌હાઇનની પૂર્વે જર્મન વગેરે ભાષાઓ વપરાતી. ઉંચા પાદરીઓ અને કેળવાયલા મનુષ્યો લૅટીન લખતાવાંચતા. દરેક સ્થળે જીંદગી અરક્ષિત હતી. જોરાવર મનુષ્યોના હાથમાં મિલ્કત હતી. કિલ્લા બંધાવા લાગ્યા અને રસ્તાઓની સ્થિતિ બગડવા લાગી. છઠ્ઠા સૈકામાં પશ્ચિમ યુરોપમાં સર્વત્ર ટંટો અને અજ્ઞાન વ્યાપી રહ્યાં. સાધુઓ અને ખ્રિસ્તી પાદરીઓના પ્રયાસ વડેજ લૅટીન વિદ્યા ટકી રહી. તે ન હોત તો તેનો તદ્દન નાશ થયો હોત.

રોમન રાજ્ય શાથી આબાદ થયું અને છેવટે તેમાં પુરેપુરો સડો શાથી પેશી ગયો, એ જાણવું આવશ્યક છે. તેનાં કારણો ઘણાં હતાં. પણ તેમાં મુખ્ય કારણ આ હતું. હું રોમનો શહેરી છું એવી ભાવના દરેક રોમનના હ્રદયમાં જાગૃત હતી. તેને લીધે આખું રોમન રાજ્ય જાણે એક જ વ્યક્તિ હોય તેમ બની રહ્યું હતું. તેને લીધે તે આબાદીમાં આવ્યું હતું. એ શહેરીપણાની ભાવના રોમન રાજ્યના ઘણા મનુષ્યોમાં વસી રહી હતી. તે મનમાં ધારતા કે રોમના શહેરી થવું એ તેમનો હક્ક છે અને તેમની ફરજ છે. એ ભાવનાને લીધે તેમને તેમના હક્કમાં અને રોમના કાયદાઓમાં શ્રદ્ધા હતી. એ ભાવનાથી પ્રેરાઇને તે રોમને માટે સ્વાર્થત્યાગ કરતા અને અનેક ભોગ આપતા. એથી કરીને એક મોટા ન્યાયી અને કાયદાનું પાલન કર-

નારા રાજ્ય તરીકે રોમની કીર્તિ દેશાંતરમાં વ્યાપી રહી. પણ પ્યુનિક વિગ્રહના સમયમાં રોમમાં જેમ જેમ દ્રવ્ય અને ગુલામોની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ લોકોના મનમાં શહેરીપણાની ભાવના શિથિલ થતી ગઈ. લોકો શહેરી તરીકે બહાર પડતા પણ શહેરીપણાની ઉચ્ચ ભાવના અને ફરજો તેમના હૃદયમાંથી જતી રહી હતી.

પણ જોકે પાંચમા સૈકામાં લૅટીન ભાષા બોલનારા રોમન રાજ્યનો અંત આવ્યો, તોપણ તેમાંથી એક સારી સંસ્થા જન્મવા પામી. એ સંસ્થાએ રોમની કીર્તિ અને દંતકથાઓને જાળવી રાખ્યાં, અને તેને લીધે રોમ જગતના ઇતિહાસનું મધ્ય સ્થાન લેખાયું. તે સંસ્થા કૅથૉલિક સંપ્રદાય હતો. રોમન રાજ્યનો અંત આવવા લાગ્યો ત્યારે એ સંસ્થા ઉદય પામવા લાગી. તેનું કારણ એ હતું કે તેનો બોધ લોકોનાં મન અને લાગણીઓ ઉપર અસર કરતો હતો. વળી તેની પાસે ઘણાં પુસ્તકો, ઉપદેશકો અને પાદરીઓ હતા. તે સર્વે એ સંસ્થાને ટકાવી રાખતાં. ચોથા અને પાંચમા સૈકામાં જ્યારે રોમન રાજ્યનો ધીમે ધીમે નાશ થતો હતો ત્યારે ખ્રિસ્તી ધર્મ આખા યુરોપમાં પ્રસરતો હતો. તેણે તેના પરદેશી નેતાઓનાં પણ મન હરી લીધાં. ઍટિલા રોમ ઉપર ચ્હડાઇ કરવાને તૈયારી કરતો હતો ત્યારે તેને રોમના પોપે અટકાવ્યો હતો. મોટાં મોટાં લશ્કરો પણ જે કામ કરી ન શકે તે કામ એ પોપે માત્ર નૈતિક બોધના પ્રતાપથી કર્યું હતું.

પોપ આખા ખ્રિસ્તી ધર્મનો વડો ગણાતો. રોમમાં હવે પાદશાહ ન હતા. તેથી પોપ રાજ્યના ઈલકાબો ધારણ કરતો અને હક્ક ભોગવતો. જુના વખતમાં પાદશાહો રોમન રાજ્યના વડા પાદરીનો ઈલકાબ ધારણ કરતા હતા, એ જુનો ઈલકાબ હવે પોપ ધારણ કરવા લાગ્યો.



# પ્રકરણ ૪૧ મું.

## બાઇઝેન્ટાઇન અને સાસાનિયન રાજ્યો.

રોમન રાજ્યનો પશ્ચિમાર્ધ નબળો હતો. રાજકીય ઉથલપાથલો-માં તે ટકી શકે તેવો ન હતો. પણ તેનો પૂર્વાર્ધ બળવાન હતો. રાજકીય ઉથલપાથલોમાં તે ટકી શકે તેવો હતો. પાંચમા સૈકામાં રોમન રાજ્યને માથે આવી પડેલી આફતોની સામે તે થયો હતો. એ આફતોએ લૅટીન રોમન સત્તાનો નાશ કર્યો પણ રોમન રાજ્યના પૂર્વાર્ધને તે કશું કરી શકી નહિ. એ પૂર્વાર્ધમાં રોમન રાજ્યનો પુનરૂદ્ધાર થયો અને તે બાઇઝેન્ટિયમના રાજ્યને નામે ઓળખાયું. બાઇ-ઝેન્ટિયમ જુનું ગ્રીક નગર હતું. તેની જગ્યાએ કૉન્સ્ટેનટાઇને નવું નગર સ્થાપ્યું, જે હાલ કૉન્સ્ટેન્ટિનોપલને નામે ઓળખાય છે.

ઍટિલાએ બાદશાહ થિયોડોશિયસ ઉપર હુમલા કર્યા અને કૉન્સ્ટેન્ટિનોપલની દિવાલો સુધી લુંટફાટ ચલાવી, પણ તે નગર તેના હાથમાં આવ્યું નહિ. નુબિયન લોકો નાઇલ નદીને માર્ગે આવ્યા અને તેમણે ઉત્તર ઇજીપ્તને લુંટયું પણ દક્ષિણ ઇજીપ્ત અને અલેકઝાન્ડ્રિયા જેવાં ને તેવાં આબાદ રહ્યાં. એશિયા માઇનોરનો મોટો ભાગ પણ સાસાનિયન પરશિયનો સામે ટકી રહ્યો.

છઠ્ઠા સૈકામાં પશ્ચિમમાં સંપૂર્ણ અંધકાર વ્યાપી રહ્યો, પણ તે સૈકામાં ગ્રીક સત્તાનો પુનરૂદ્‌ભવ થયો. ત્યાંનો પાદશાહ પહેલો જસ્ટિ-નિયન ઘણો ઉત્સાહ અને બળવાન હતો. તે તેના જેવીજ શક્તિ વાળી રાણી થિયોડોરાને પરણ્યો હતો. વૅન્ડાલ લોકો પાસેથી તેણે ઉત્તર આફ્રિકા જીતી લીધું અને ગૉથ લોકો પાસેથી તેણે ઇટાલીનો ઘણો ભાગ પડાવી લીધો. દક્ષિણ સ્પેનને તેણે પાછું મેળવ્યું, પણ દરિયા ઉપર અને જમીન ઉપર માત્ર જીતો મેળવવામાંજ તેણે પોતાના બળને વાપરી નાંખ્યું નહિ. તેણે એક વિશ્વવિદ્યાલય સ્થાપ્યું, કૉન્સ્ટે-ન્ટિનોપલમાં સેંટ સોફિયાનું દેવળ બાંધ્યું, અને રોમન કાયદાઓને

બરાબર ગોઠવ્યા. પણ પોતાની વિદ્યાવિષયક પ્રવૃત્તિમાં કોઇ સ્પર્ધા ન કરે તે માટે તેણે એથન્સની પ્લેટોના વખતથી ચાલતી હજારો વરસની તત્ત્વજ્ઞાનની શાખાઓનો નાશ કર્યો.

ત્રીજા સૈકાથી પરશિયન રાજ્ય બાઇઝેન્ટિયન રાજ્ય જોડે જબરી હરિફાઇ કરતું હતું. બંને રાજ્યોએ મળીને હવે એશિયા માઇનોર, સિરિયા, અને ઇજીપ્તને ઉજ્જડ કરવા માંડયાં અને તેમાં અશાંતિ ફેલાવી. પહેલા સૈકામાં એ રાજ્યો ઉંચી સંસ્કૃતિ ભોગવતાં હતાં. તે દ્રવ્ય અને વસ્તીવાળાં હતાં. પણ તેમાં વારંવાર લશ્કરોની આવ-જાવ, કતલ, અને લુંટ થવાથી અને તેમના ઉપર લડાઇનો કર પડવાથી તે તદ્દન નબળાં થઇ ગયાં હતાં. એ રાજ્યોમાં હવે માત્ર છુટાંછવાયાં અને ભાગ્યાં તુટયાં નગરો જ નજરે આવતાં હતાં. માત્ર ઇજીપ્તનો પ્રદેશ કંઇક સારી સ્થિતિમાં હતો. કૉન્સ્ટેન્ટિનોપલ-ની પેઠે અલેકઝાન્ડ્રિયા પણ પૂર્વ અને પશ્ચિમની વચ્ચે ભાગ્યો તુટયો વેપાર ચલાવી રહ્યું હતું.

ઉપર કહેલાં પરશિયન અને બાઇઝેન્ટિયન રાજ્યોમાં હવે વિજ્ઞાન અને રાજકીય તત્ત્વજ્ઞાનનો નાશ થયો હતો. એથન્સના છેલ્લા તત્ત્વજ્ઞોએ એ સાહિત્યનાં પુસ્તકોને માનની લાગણીથી સંઘરી રાખ્યાં હતાં. પણ એ સાહિત્યને સમજીને તેમાં શોધખોળ કરનારા ઉદાર અને સ્વતંત્ર વિચારવાળા સદ્દગૃહસ્થોની હવે જગતમાં મોટી ખોટ હતી. એ વર્ગના નાશને લીધેજ ઘણે ભાગે સર્વત્ર સામાજિક અને રાજકીય અંધાધુંધી ચાલી રહી હતી. વળી એ અંધાધુંધીનું કારણ બીજું પણ હતું. પરશિયા અને બાઇઝેન્ટિયમનાં રાજ્યોમાં અ-સહિષ્ણુતા વિશેષ ફેલાઇ રહી હતી, અને બંને રાજ્યોમાં ધર્માંધતાને લીધે માનવજાતિના વિચારોને સ્વતંત્રતા બીલકુલ મળતી ન હતી.

અલબત્ત, બંને રાજ્યો ધાર્મિક હતાં. તે અમુક દેવોને પૂજતાં. તે રાજાને ઇશ્વરનો અવતાર ગણતાં. અલેકઝાન્ડર અને સીઝર દેવતા-ઓ ગણાતા. તેમના સ્મરણમાં વેદીઓ અને દેવળો બાંધવામાં આવ્યાં હતાં. એ દેવળોમાં ધૂપ કરવામાં આવતો અને તે રોમન

રાજ્યને વફાદારીનું ચિહ્‌ન ગણાતું. પણ એ રાજ્યોના જુના ધર્મો માત્ર ક્રિયાઓમાં જ સમાઇ રહ્યા હતા. તે મનુષ્યના મન ઉપર કંઈ અસર કરતા નહિં. જગતમાં હવે નવા ધર્મોનો પ્રચાર થતો હતો. તે મનુષ્યની આંતર્ વૃત્તિઓ ઉપર અસર કરતા હતા. તેમાં ખ્રિસ્તી ધર્મ મુખ્ય હતો. જુદા જુદા ધર્મોની જુદી જુદી સંસ્થાઓ સ્થપાઈ હતી. એ નવા ધર્મો મનુષ્યોને મન, વાણી, અને કર્મને સંયમમાં રાખવાનો અને અમુક નિયમોને અનુસરીને ચારિત્ર્યને ઘડવાનો બોધ કરી રહ્યા હતા. ખોટો મત ધારણ કરવો અથવા તેને દર્શાવવો એ કાર્ય હવે નૈતિક ગુન્હો ગણાતું અને તે કરનાર નર્કનો અધિકારી લેખાતો.

ત્રીજા સૈકામાં સાસાનિયન વંશનો સ્થાપનાર પહેલો અરદેશર અને ચોથા સૈકામાં રોમન રાજ્યનો પુનરૂદ્ધાર કરનાર મહાન્ કૉન્સ્ટેન્ટાઇન બંને ઉપર કહેલી ધાર્મિક સંસ્થાઓની મદદ લેતા હતા. કારણ કે તે સમજતા હતા કે લોકોનાં મનને વશ કરવામાં એ સંસ્થાઓ સબળ સાધન થઇ પડશે. બંને રાજ્યો સ્વતંત્ર વિચાર અને ધાર્મિક શોધ-ખોળને અટકાવતાં હતાં. પરશિયામાં અરદેશરે ઝોરોસ્ટરનો ધર્મ અથવા પારસીધર્મ સ્થાપ્યો હતો. તેના પાદરીઓ તેણે નીમ્યા હતા અને તેને માટે દેવળો તથા વેદીઓ બંધાવી હતી. તે વેદીઓ ઉપર પવિત્ર અગ્નિ સદાએ રાખવામાં આવતો. એ પારસી ધર્મ રાજ્ય ધર્મ તરીકે લેખાતો. ત્રીજા સૈકાના અંતમાં એ પારસી ધર્મના અનુયાયીઓ ખ્રિસ્તી ધર્મ ઉપર જુલમ કરવા લાગ્યા. બીજી બાજુએ કૉન્સ્ટેન્ટિનોપલ ખ્રિસ્તી ધર્મ નહિં પાળનારાઓને હાંકી મુકવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે પારસી ધર્મ ઉપર ખ્રિસ્તી ધર્મની કંઇક અસર થઇ. પણ સર્વે એક બીજાના વિચારો તરફ શંકાની નજરથી જોવા લાગ્યા. આવા અસહિષ્ણુતાના દિવસોમાં વિજ્ઞાનશાસ્ત્ર બીલકુલ પ્રગતિ કરી શકયું નહિં કારણકે સૌનાં ચિત્ત અશાંત હતાં, અને સ્વતંત્રપણે વિચાર કરવાની કોઇને છુટ ન હતી.

તે દિવસમાં બાઈઝેન્ટિયમના લોકો પોતાનું જીવન લડાઈ અને શાસ્ત્રવિવાદ કરવામાં ગાળતા. તેમનું જીવન વિચિત્ર હતું. તેમાં

મિઠાશ કે જ્ઞાન કંઇ પણ ન હતું. બાઇઝેન્ટિયમ અને પરશિયા બંને એશિયા માઈનોર અને સિરિયા સાથે વેર બાંધીને તેમને ઉજ્જડ કરતાં. તેમ કરવામાં તેમનું પોતાનું બળ પણ હણાતું. બંને એકઠાં મળીને પણ ઉત્તરના જંગલીઓની સામે થઇ શકે તેવી સ્થિતિમાં તે રહ્યાં ન હતાં. તુર્ક અથવા તાર્તર લોકો હવે આ તરફ આવવા લાગ્યા. તે કોઇ વખત બાઈઝેન્ટિયમનો અને કોઈ વખત પરશિયાનો પક્ષ લેતા. છઠ્ઠા સૈકામાં જસ્ટિનિયન અને પહેલો કોસ્રોઝ એક બીજાના ખરા દુશ્મન થઇ રહ્યા હતા. સાતમા સૈકામાં પાદશાહ હિરેકલિયસ અને બીજો કોસ્રોઝ એક બીજાની સામે થઇ રહ્યા હતા.

હિરેકલિયસ પાદશાહ થયો ત્યાર પછી બીજા કોસ્રોઝે ઍન્ટિઓક, દમાસ્કસ, અને જેરૂસાલમ જીતી લીધાં, અને એનું લશ્કર કૉન્સ્ટેન્ટિનોપલ જવાને ચૅલ્સિડન સુધી જઇ પહોંચ્યું. સને ૬૭૯માં તેણે ઇજીપ્તને જીતી લીધું. હિરેકલિયસે પરશિયા ઉપર ચ્હડાઇ કરી અને નિનેવા આગળ પરશિયન લશ્કરને હરાવ્યું. એટલામાં કોસ્રોઝનું ખુન કરવામાં આવ્યું. તેથી બંને રાજ્યો વચ્ચે સલાહ કરવામાં આવી.

જે વખતે હિરેકલિયસ સિરિયામાં બંદોબસ્ત કરતો હતો તે વખતે તેને એક સંદેશો મળ્યો. તે ઍરૅબિક ભાષામાં લખેલો હતો. તે મહમ્મદ પેગંબરે લખેલો હતો. મહમ્મદ પોતાને અલ્લાનો પેગંબર કહેવરાવતો. એક ખરા અલ્લાને માનવાનું અને તેને ભજવાનું તે સંદેશામાં લખ્યું હતું. પાદશાહે તેનો જવાબ શો આપ્યો તે જણાયું નથી.

એવો ને એવો સંદેશો તેણે કોસ્રોઝના દિકરા કવાધને મોકલ્યો હતો પણ તેનાથી તે ગુસ્સે થયો હતો અને તેણે કાગળ ફાડીને તેના લાવનારને કહાડી મુકયો હતો.

એ મહમ્મદ એક સરદાર હતો. તેનું નિવાસસ્થાન મદિનામાં હતું. તે એક ખરા અલ્લાને ભજવાને નવા ધર્મનો ઉપદેશ કરતો હતો. પોતાના ધર્મના ઝનુનમાં તે કહેતો; "ઓ અલ્લા, કવાધ પાસેથી તેનું રાજ્ય છીનવી લેજે."

# પ્રકરણ ૪૨ મું.

---

## ચીનમાં સુઇ અને ટંગ વંશો.

પાંચમા, છઠ્ઠા, સાતમા અને આઠમા સૈકાઓમાં માંગોલિયન લોકો હમેશાં પશ્ચિમ તરફ વધ્યા કરતા હતા. ઍટિલાના હુણ લોકો તેમના પુરોગામીઓ હતા. તેથી કરીને હવે ફિનલૅન્ડ, ઍસ્થોનિયા અને હંગરીમાં માંગોલિયનો વસી રહ્યા હતા. ત્યાં આજે તેમના વંશજો નજરે આવે છે અને તે તુર્ક ભાષા જેવી ભાષા બોલે છે. બલ્ગેરિયન લોકો પણ તુર્ક લોકો છે, પણ તે આર્ય ભાષા બોલે છે. ઘણાં સૈકાં ઉપર આર્ય લોકોએ ઇજીપ્યન અને સેમિટિક સંસ્કૃતિઓમાં જે ભાગ ભજવ્યો હતો તેનો તેજ ભાગ હવે માંગોલિયનો યુરોપ, પરશિયા, અને હિંદુસ્તાનની આર્ય સંસ્કૃતિઓમાં ભજવતા હતા.

આ વખતે મધ્ય એશિયામાં તુર્ક લોકો પશ્ચિમ તુર્કસ્તાનમાં વસતા હતા અને પરશિયામાં ઘણા તુર્ક લોકો અમલદાર તરીકે રહ્યા હતા. પાર્થિયન લોકો પરશિયાની મોટી વસ્તીમાં ભળી ગયા હતા અને તે હવે નજરે આવતા નહિં. મધ્ય એશિયામાં હવે જંગલી આર્યો જણાતા નહિં. તેમનું સ્થાન માંગોલિયન લોકોએ લીધું હતું. તુર્ક લોકો હવે ચીનથી કાસ્પિયન સમુદ્ર સુધીના મુલકના માલીક થઈ રહ્યા હતા.

બીજા સૈકામાં જે મોટી મરકીથી રોમન રાજ્ય નબળું પડી ગયું હતું તેની તેજ મરકીને લીધે ચીનમાં હન વંશ નાશ પામ્યો હતો. પછીથી ચીનમાં કુસંપ અને લડાઇઓ ચાલી રહ્યાં પણ ચીન તેમાંથી સહીસલામત બહાર નીકળી શક્યું. છઠા સૈકાના અંત પહેલાં ચીનાઇ રાજ્ય સુઇ વંશના હાથ નીચે એકઠું થયું. પછી રોમન

બાદશાહ હિરેકલિયસના વખતમાં ચીનમાં સુઈ વંશને બદલે ટંગ વંશ રાજ્ય કરવા લાગ્યો. એ વંશના વખતમાં ચીન આબાદીમાં આવ્યું.

સાતમા, આઠમા, અને નવમા સૈકામાં ચીનનું રાજ્ય ઘણું સહીસલામત હતું અને તે જગતમાં સુધરેલું ગણાતું. હન વંશે તેનો વિસ્તાર ઉત્તરમાં વધાર્યો હતો. સુઈ અને ટંગ વંશના રાજાઓએ હવે તેની સંસ્કૃતિ દક્ષિણમાં ફેલાવવા માંડી અને ચીનનો વિસ્તાર હાલમાં છે તેવો થવા લાગ્યો. તેનો વિસ્તાર મધ્ય એશિયામાં બહુ આગળ વધ્યો. કેટલીક તુર્કી જાતો તેના તાબામાં આવી અને તેની સીમા પરશિયા અને કાસ્પિયન સુધી ગઈ.

આ વખતનું ચીન હન વંશના વખતના ચીન કરતાં ઘણું જુદું હતું. આ વખતે ચીનમાં સાહિત્યનો પ્રચાર કરનારી એક નવી અને ઉત્સાહી સંસ્થા સ્થપાઇ. કવિતાનો પુનરૂદ્ધાર થવા માંડયો. બુદ્ધ ધર્મ વડે કરીને લોકોના ધાર્મિક વિચારો અને તત્ત્વજ્ઞાનમાં મોટો ફેરફાર થયો. લોકો કળાકૌશલ્યમાં આગળ વધ્યા. લાકડાંનાં બીબાંથી છાપવાનું કામ શરૂ થયું. આ વખતે જ્યારે યુરોપ અને પશ્ચિમ એશિયામાં લોકો અંધારા કિલ્લા કે અરક્ષિત નગરોમાં અવ્યવસ્થિતપણે રહેતા અને વાદવિવાદમાં જીવનને વ્યતીત કરતા હતા ત્યારે ચીનમાં લાખો મનુષ્યો નિયમિત, સુંદર, અને પરોપકારી જીવન ગાળતા અને ધાર્મિક સહિષ્ણુતા ધારણ કરી શોધક બુદ્ધિને ખીલવતા.

ટંગ વંશમાં પહેલો ટાઇ-સંગ નામનો એક રાજા થયો હતો. તેણે ઇ. સ. ૬૨૭માં રાજ્ય કરવા માંડયું હતું. હિરેકલિયસે તેને એક સંદેશો મોકલ્યો હતો. ઇ. સ. ૬૩૫માં કેટલાક ખ્રિસ્તી ઉપદેશકો પરશિયામાંથી આવ્યા હતા. તેમણે તેમનો ધર્મ ટાઇ-સંગને સમજાવ્યો હતો. ચીનાઇ ભાષામાં કરેલો બાઇબલનો તરજુમો ટાઇ-સંગે વાંચ્યો હતો, અને તેણે તે ઉપદેશકોને એક મઠ અને દેવળ સ્થાપવાની પરવાનગી આપી હતી.

મહમ્મદે પણ એના એજ પાદશાહ પાસે દૂતો મોકલ્યા હતા. તે એક વેપારી વહાણમાં કંતાન આવી પહોંચ્યા હતા. ટાઇ-સંગે તેમનું કહેવું માનથી સાંભળ્યું હતું અને તેમના ધાર્મિક વિચારોમાં રસ લઇને તેણે તેમને કંતાનમાં એક મસિદ બાંધવામાં મદદ કરી હતી. એમ કહેવામાં આવે છે કે ચીનમાં હજી પણ તે જુનામાં જુની મસિદ હયાત છે.



# પ્રકરણ ૪૩ મું.

## મહમ્મદ અને ઇસ્લામ ધર્મ.

ઇસ્લામ ધર્મનો સ્થાપનાર મહમ્મદ પેગંબર મક્કાના એક ધનાઢ્ય વેપારીની વિધવાના પતિ તરીકે પ્રથમ આપણી નજરે આવે છે. તે ચાળીસ વરસનો થયો ત્યાંસુધી તેણે જગતમાં બહાર પડવાને કંઇ પણ કર્યું ન હતું. તે ધાર્મિક વાદવિવાદોમાં ઘણો રસ લેતો. તે વખતે મક્કા બહુ સુધરેલું ન હતું અને ત્યાંના લોકો કાબા નામના કાળા પથ્થરની પૂજા કરતા હતા. પણ મક્કા અરબસ્તાનમાં નામાંકિત નગર હતું અને તે યાત્રાનું સ્થાન ગણાતું.

બારસેં વરસ ઉપર થઈ ગયેલા હિબ્રુ પેગંબરોની પેઠે મહમ્મદ ચાળીસ વરસની ઉમ્મરે પેગંબરના ગુણ ખીલવવા લાગ્યો. તેણે પ્રથમ પોતાની સ્ત્રીને એક ખરા અલ્લા વિષે અને સારાં ખોટાં કર્મોનાં ફળ વિષે બોધ કર્યો. કેટલાક લોકો તેના અનુયાયીઓ થયા. પછી મહમ્મદ મક્કામાં મૂર્તિપૂજા સામે ઉપદેશ કરવા લાગ્યો. તેથી તે લોકોને ઘણો અપ્રિય થઇ પડ્યો. પણ મહમ્મદ હિંમત હાર્યો નહિં. તે વધારે હિંમતથી ઉપદેશ કરવા લાગ્યો, અને ધર્મને સુધારવાને અલ્લાએ તેને છેલ્લા પેગંબર તરીકે મોકલ્યો છે એમ તે સૌને જણાવવા લાગ્યો. તેણે કેટલાક ફકરાઓ રજુ કર્યા. અલ્લાના દૂતે તે તેને કહેલા છે એમ તેણે જાહેર કર્યું.

જેમ જેમ તે વધારે જુસ્સાથી ઉપદેશ કરવા લાગ્યો તેમ તેમ ગામમાં તેના દુશ્મનો વધતા ગયા. છેવટે તેને મારી નાંખવાને એક કાવતરૂં રચવામાં આવ્યું પણ તે તેના એક વિશ્વાસુ મિત્ર અબુબેકરની જોડે મદિના ન્હાસી ગયો. મદીનાએ તેના ધર્મનો સ્વીકાર કર્યો. તેથી મક્કા અને મદીનાના લોકો વચ્ચે ટંટો થયો. આખરે સલાહ થઇ. એ સલાહથી એમ નક્કી થયું કે મક્કાએ એક અલ્લાની પૂજાનો

સ્વીકાર કરવો અને મહમ્મદને પેગંબર તરીકે ગણવો, પણ નવા ધર્મને માનનારાઓએ જાત્રાને અર્થે મક્કા જવું. આ પ્રમાણે મહમ્મદે એક અલ્લાની પૂજા દાખલ કરી પણ તેણે લોકોને મક્કે જતા અટકાવ્યા નહિં. સને ૬૨૯ માં મહમ્મદ પાછો મક્કે ગયો અને તેનો માલીક થયો.

પછીથી ચાર વરસ સુધી મહમ્મદે પોતાની સત્તા અરબસ્તાનના બીજા ભાગોમાં ફેલાવી. તે ઘણી સ્ત્રીઓને પરણ્યો. તેનામાં મગરૂરી, લોભ, વગેરે હતાં. હાલના સિદ્ધાંતો પ્રમાણે આપણને તેની જીંદગી બહુ ઉંચા પ્રકારની લાગશે નહિં. તેણે સૌને કુરાન સમજાવ્યું અને તે પુસ્તક ઇશ્વરપ્રણીત છે એમ જાહેર કર્યું.

મહમ્મદના દોષોને આપણે બાજુ ઉપર મુકીએ તો આપણને સમજાશે કે તેણે ઇસ્લામ ધર્મમાં ઘણો જુસ્સો આણ્યો છે. તેણે એક અલ્લામાં શ્રદ્ધા દૃઢ કરી છે. પ્રભુને સૌના પિતા તરીકે ગણાવી તેના નિયામકપણામાં તેણે અત્યંત વિશ્વાસ ઉત્પન્ન કર્યો છે. તેનો ધર્મ તત્વજ્ઞાનના સુક્ષ્મ વાદવિવાદોથી મુક્ત છે. વળી તે દેવળની મૂર્તિઓ અને યજ્ઞયાગાદિ ક્રિયાઓથી નિરાળો છે. તે પ્રભુના પેગંબરનો ધર્મ છે. ન્યાત જાતના ભેદ વગર સૌ તરફ ભ્રાતૃભાવ અને સમાનતા રાખવાનો તે દૃઢ આગ્રહ કરે છે. આવાં આવાં કારણોને લીધે ઇસ્લામ ધર્મ બળવાન થઇ રહ્યો છે.

એમ કહેવામાં આવે છે કે ઇસ્લામી રાજ્યનો સ્થાપનાર મહમ્મદ ન હતો, પણ તેનો મિત્ર અબુબેકર હતો. પણ અત્રે કહેવું જોઇએ કે મહમ્મદ મૂળ ઇસ્લામ ધર્મનો આત્મા હતો અને અબુબેકર તેનો નેતા હતો. જ્યારે મહમ્મદ નાઉમેદ થતો ત્યારે અબુબેકર તેને હિંમત આપતો. મહમ્મદના મરણ પછી અબુબેકર ખલીફ થયો અને તેણે અડગ શ્રદ્ધાથી આખી દુનિયાને અલ્લા તરફ લાવવાનો પ્રયત્ન કર્યો.

# પ્રકરણ ૪૪ મું.

## આરબોની આબાદી.

આરબોએ મેળવેલી ફત્તેહ દુનિયામાં મોટામાં મોટી હતી. સને ૬૩૪ માં બાઇઝેન્ટિયમનુ લશ્કર યાર્મુકની લડાઇમાં નાશ પામ્યું હતું. બાદશાહ હિરેકલિયસનાં બળ અને સત્તા, માંદગી અને પરશિયન વિગ્રહને લીધે નબળાં પડયાં હતાં. તેથી કરીને તેણે જીતેલાં સિરિયા, દમાસ્કસ, પામિરા, જેરૂસાલમ વગેરે સહેલાઈથી આરબોના હાથમાં આવી ગયાં. ત્યાંની વસ્તીનો મોટો ભાગ ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરવા લાગ્યો. પછીથી આરબો પૂર્વ તરફ વળ્યા. પરશિયન લોકોનો સેનાપતિ રૂસ્તમ હતો. તે ઘણો હોંશિયાર હતો. ત્રણ દિવસ સુધી પરશિયન લોકો આરબો જોડે લડયા અને આખરે હાર્યા.

આરબોએ હવે આખું પરશિયા જીતી લીધું. ઈસ્લામી રાજ્યનો વિસ્તાર એક બાજુએ પશ્ચિમ તુર્કસ્તાન સુધી અને બીજી બાજુએ ચીન સુધી વધ્યો. વગર પ્રયાસે ઈજીપ્ત તેમને તાબે થયું. કુરાનનેજ સર્વોત્તમ ગણનારા ધર્માંધ આરબોએ અલેકઝાન્ડ્રિયાની લાઇબ્રેરીમાંનાં પુસ્તકોનો નાશ કર્યો. હવે તેઓ ઉત્તર આફ્રિકાના કિનારાથી જીબ્રાલ્ટરની સામુદ્રધુની તથા સ્પેન તરફ જીત મેળવતા ચાલ્યા. સને ૭૧૦માં તેમણે સ્પેન ઉપર હુમલો કર્યો. સને ૭૩૨ માં તેમણે મધ્ય ફ્રાન્સમાં પ્રવેશ કર્યો પણ ફ્રેન્ક લોકોએ તેમને અટકાવ્યા અને પૉઈટિયર્સની લડાઈમાં હરાવ્યા તેથી તે પિરિનીઝ પર્વત તરફ પાછા ગયા. ઇજીપ્ત પાસેથી તેમને નૌકાસૈન્ય મળ્યું હતું તેથી તેમણે કૉન્સ્ટેન્ટિનોપલ ઉપર હુમલા કર્યા પણ તે નગર તેમને તાબે થયું નહિં.

આરબોના રાજ્યનો વિસ્તાર હવે સ્પેનથી ચીન સુધી ગયો. તેમણે દમાસ્કસમાં રાજધાની સ્થાપી; પણ રાજકીય બાબતોમાં આરબોને કંઇ અનુભવ ન હતો. તેમનામાં બહુ આવડ પણ ન હતી.

તેથી તેમનું રાજ્ય બહુ ટકયું નહિ. પહેલેથીજ ધાર્મિક મતભેદથી તેમની ઐક્યતા તુટી. પણ તેમના વિનાશની વાત જાણવાની આપણને જરૂર નથી, પણ તેમની બુદ્ધિએ માનવજાતિ ઉપર શી શી અસરો ઉત્પન્ન કરી તે જાણવાની આપણને જરૂર છે. તેમની પ્રેરણાથી ચીનની પશ્ચિમના મુલ્કોમાં માનસિક પ્રવૃત્તિ શરૂ થઈ, જુના વિચારોનો નાશ થયો, અને નવા વિચારોનો વિકાસ થવા માંડયો.

પરશિયામાં આરબ લોકોને ઝોરોસ્ટર, અને જીસસ ક્રાઇસ્ટના સિદ્ધાંતો તથા ગ્રીક વિજ્ઞાનશાસ્ત્ર જાણવાનાં મળ્યાં. ઇજીપ્તમાં તેમણે ગ્રીક સાહિત્ય જોયું. મધ્ય એશિયામાં તેમને બુદ્ધધર્મીઓનો સમાગમ થયો અને ચીનાઓની વ્યવહારિક કુશળતા તેમણે નિહાળી. તે ચીનાઓ પાસેથી કાગળ બનાવવાનું શિખ્યા, અને આખરે તે હિંદુસ્તાનનાં ગણિત અને તત્ત્વજ્ઞાનમાં પ્રવેશ કરવા લાગ્યા.

આરબોએ ધર્માંધપણું છોડી દીધું. કુરાનની સર્વોપરિતા હવે તેમણે સ્વીકારી નહિ. તે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે વિદ્યાનો પુનરૂદ્ધાર કર્યો. આઠમા સૈકામાં તેમણે આખા રાજ્યનું એક કેળવણી ખાતું ખોલ્યું. નવમા સૈકામાં સ્પેનમાં આવેલા કૅાર્ડોવાની શાળાઓના વિદ્વાનો કેરો, બગદાદ, બોખારા, અને સમરકંદના વિદ્વાનો સાથે પત્ર વ્યવહાર ચલાવવા લાગ્યા. આરબોના રાજ્યનો નાશ થયો ત્યારપછી પણ એ અરબ્બી ભાષા બોલનારા વિદ્વાનોનો નાશ થયો ન હતો. તેરમા સૈકા સુધી તે ઘણાં અગત્યનાં કામો કરી રહ્યા હતા.

આ ઉપરથી સમજાશે કે જુદા જુદા જ્ઞાન સંબંધી માહિતીઓ એકઠી કરવાનું જે કાર્ય ગ્રીક લોકોએ શરૂ કર્યું હતું તેને આરબ લોકોએ આગળ ચલાવ્યું. ઍરિસ્ટોટલે વાવેલું બીજ એમને એમ પડી રહ્યું હતું. અલેકઝાન્ડ્રિયાનું સંગ્રહસ્થાન કંઇ પણ કામ કરતું ન હતું. આરબોના રાજ્યમાં તે બંનેમાંથી સારાં ફળ નીપજવા લાગ્યાં. ગણિત, વૈદ્યક, અને પ્રાકૃતિક શાસ્ત્રમાં ઘણો વધારો થયો. રોમન આંકડાઓને બદલે અરબ્બી આંકડાઓ રાખવામાં આવ્યા અને શૂન્યને માટે મીંડુ

વપરાવા માંડયું. ઍલ્જીબ્રા (અક્ષર ગણિત), એ નામજ અરબ્બી ભાષાનું છે; તેમજ કેમિસ્ટ્રી (રસાયણ શાસ્ત્ર) એ નામ પણ અરબ્બી ભાષાનું છે. કેટલાક તારાઓનાં નામ આલગોલ, આલ્ડીબરન, બુટસ વગેરે છે. તે પણ આરબ લોકોએ ખગોળશાસ્ત્રમાં કરેલી શોધોનાં ચિહ્નો છે. તેમના તત્ત્વજ્ઞાનની અસરથી મધ્યકાળમાં ફ્રાન્સ, ઇટાલી અને આખી ખ્રિસ્તી દુનિયાનાં તત્ત્વજ્ઞાન સજીવ થયાં હતાં.

આરબોના રસાયણ શાસ્ત્રીઓ કિમિયાગરો કહેવાતા. તે હજી પોતાની વિદ્યા છુપી રાખતા. તેમણે ધાતુઓ, રંગ, અર્ક, કામ વગેરે સંબંધી ઘણી શોધો કરી છે. બીજી ધાતુમાંથી સોનું બનાવવાની ક્રિયા અને મનુષ્યનું આયુષ્ય વધારનારી દવા શોધી કહાડવાને તેમણે બહુ પ્રયાસ કર્યાં પણ તેમાં ફાવ્યા નહિં. આરબ કિમીયાગરોના અખતરા આખી ખ્રિસ્તી દુનિયામાં પ્રસર્યાં. લોકોને તેમનો મોહ વધ્યો. આ-રબો હવે વિચારોની આપ લે કરવા લાગ્યા. આખરે તેમણે શાસ્ત્રીય રીતે અખતરા કરવાની શરૂઆત કરી. આ પ્રમાણે આપણે જોઇ શકીશું કે આધુનિક સમયના પ્રયોગોની પ્રક્રિયાઓ તેમણેજ શોધી કહાડી હતી.



## પ્રકરણ ૪૫ મું.

### લૅટીન ખ્રિસ્તી રાજ્યનો વિકાસ.

સાતમા અને આઠમા સૈકામાં આર્ય લોકોની સત્તા નીચે જે મુલકો રહ્યા હતા તે પણ ઘણી દુર્દશામાં આવી પડયા હતા. એક હજાર વરસ ઉપર ચીનની પશ્ચિમના સઘળા સુધરેલા મુલકો આર્યોના હાથમાં હતા. હવે મોંગોલ લોકો હંગરી સુધી જઇ પહોંચ્યા હતા, અને એશિયાનો કોઇ પણ ભાગ આર્ય લોકોના હાથમાં રહ્યો ન હતો. માત્ર એશિયા માઇનોરમાં આવેલા બાઇઝેન્ટિયમના પ્રદેશો તેમને તાબે હતા. આફ્રિકા અને સ્પેન પણ તેમના હાથમાંથી જતાં રહ્યાં હતાં.

આ વખતે પશ્ચિમ યુરોપમાં કોઈ પણ રાજ્ય સર્વોપરી સત્તા ભોગવતું ન હતું. આખું યુરોપ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું અને તે દરેક રાજ્યને પોતાનો રાજા હતો. આવી સ્થિતિ ઘણી નુકશાનકારક હતી. તેથી પરસ્પર સહકાર અને સહાય કરવાને ત્યાં લશ્કરી જમીનદારોના ધારાની (ફ્યુડલ સીસ્ટમની) શરૂઆત થઈ. એ ધારાનાં ચિહ્નો અત્યારે પણ યુરોપવાસીઓના જીવનમાં નજરે પડે છે. એ ધારાથી દરેક જણ બીજા કોઈ વધારે સત્તાવાન પુરૂષને પોતાના ઉપરી અને રક્ષક તરીકે માનતો અને તેની નોકરી કરતો. એ ઉપરી વળી ત્રીજાને પોતાનો ઉપરી ગણતો અને તેના તાબામાં રહેતો. આ પ્રમાણે સર્વે પોતાનાથી મોટાઓને તાબે થઇ રહ્યા અને મોટાઓ તેમનું રક્ષણ કરવા લાગ્યા. નગરો, દેવળો, અને મઠ પણ તે પ્રમાણે કરવા લાગ્યાં. આ પ્રમાણે યુરોપમાં કેટલાંક મોટાં રાજ્યોની સ્થાપના થઇ હતી. છઠ્ઠા સૈકામાં ફ્રૅન્ક લોકોનું રાજ્ય ફ્રાન્સમાં એ પ્રમાણે સ્થપાયું હતું, અને તેનો સ્થાપનાર ક્લોવિસ હતો.

જ્યારે આરબો પિરિનીઝ ઓળંગીને આગળ ગયા હતા ત્યારે ફ્રાન્સમાં ખરી રીતે ચાર્લ્સ માર્ટેલ રાજ્ય કરતો હતો. તે ક્લોવિસના

વંશજના બંગલાનો કોટવાળ હતો. તેણે આરબોને પૉઇટિયર્સની લડાઈમાં હરાવ્યા હતા. આ ચાર્લ્સ માર્ટેલ ખરી રીતે પિરિનીઝથી હંગરી સુધીના યુરોપનો માલીક હતો. ફ્રૅન્ચ, લૅટીન, અને જર્મન ભાષાઓ બોલનારા બીજા નાના રાજાઓ ઉપર તે રાજ્ય કરતો હતો. તેનો દિકરો પેપિન કલોવિસના વંશજોથી સ્વતંત્ર થયો હતો, અને પોતેજ રાજા બન્યો હતો.

આ વખતે યુરોપમાં ઘણી અવ્યવસ્થા ચાલી રહી હતી. નાના નાના રાજાઓ સત્તા માટે પરસ્પર લડતા. રોમનો પોપ પોતે પાદશાહ જેટલી સત્તા ધરાવવાનો પ્રયાસ કરતો, અને કૉન્સ્ટૅન્ટિનોપલનો પાદશાહ આખા યુરોપને પોતાના કબજામાં લાવવાનો પ્રયત્ન આદરતો. આ પ્રમાણે યુરોપમાં ફાટફુટ અને વિરોધ વ્યાપી રહ્યાં હતાં.

કલોવિસનો પૌત્ર શાર્લિમન ઇતિહાસમાં ઘણો પ્રસિદ્ધ થયો. તે સને ૭૬૮માં ગાદીએ બેઠો. સૈનિક તથા રાજદ્વારી પુરૂષ તરીકે તે ઘણો પ્રખ્યાત થયો. તેણે રાજ્યની કેળવણી સુધારવાને શાળાઓ સ્થાપી, અને વિદ્વાનોને પોતાના દેશમાં બોલાવ્યા. પોતાના રાજ્યની ઉત્તરે તથા પૂર્વે આવેલી જર્મન તથા તાર્તર જાતોને તેણે જીતી લીધી, અને તેના હાથ નીચે જર્મની એક વાર એકઠું થયું. લૅામ્બાર્ડ લોકોની સામે થવામાં પોપને તેણે મદદ કરી; ઉત્તર ઇટાલીને તેણે જીતી લીધું; અને સને ૮૦૦ માં રોમમાં સેંટ પીટરના દેવળમાં પોપે તેને રાજ્યાભિષેક કર્યો અને તેને માથે રાજમુગટ પહેરાવ્યો; તે દિવસથી પોપ અને પાદશાહનું એકઠું ધાર્મિક રોમન રાજ્ય શરૂ થયું. ફરીથી એકવાર રોમ જગતના ઇતિહાસનું મધ્ય સ્થાન બની રહ્યું. યુરોપનો આધુનિક સમયનો ઇતિહાસ એ ધાર્મિક રોમન રાજ્યની સ્થાપનાથી શરૂ થાય છે. આ પ્રમાણે જુના રોમન રાજ્યના વિનાશને બે સૈકાં થયાં ત્યાર પછી શાર્લિમૅને ધાર્મિક રોમન રાજ્યને વચમાં રાખીને આસપાસ ફ્રૅન્ક લોકોનું રાજ્ય સ્થાપ્યું. સર્વેનો વિચાર હવે એવો હતો કે આખા યુરોપે પાદશાહ અને પોપના હાથ

નીચે એકત્ર થવું-પાદશાહે સૌનું રક્ષણ કરવું અને પોપે સૌને ધર્મનો ઉપદેશ કરવો.

પણ આ વખતે નવા યુરોપ ઉપર ત્રણ શત્રુઓ ભમતા હતા. બાલ્ટિક અને ઉત્તર સમુદ્ર આગળ કેટલીક જાતો વસતી હતી. એ ઉત્તરવાસીઓ હતા. તે સમુદ્રમાં લુંટફાટનો ધંધો કરતા અને સ્પેન સુધી કિનારા ઉપરનાં નગરો લુંટતા. રૂશિયાની નદીઓ સુધી પણ તે પહોંચ્યા હતા અને કાસ્પિયન તથા કાળા સમુદ્રમાં લુંટફાટ ચલાવતા હતા. તેમણે રૂશિયામાં નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં. ત્યાંના લોકો રૂશિયનો કહેવાવા લાગ્યા. તે હવે કૉન્સ્ટેન્ટિનોપલ લેવાને ગયા. એ વખતે ઈંગ્લાંડમાં રાજા એગ્બર્ટ રાજ્ય કરતો હતો. તે શાર્લિમૅનનો શિષ્ય હતો. તેની પછી આલ્ફ્રેડ ધિ ગ્રેટ ગાદીએ આવ્યો. ઉત્તરવાસી રૂશિયનોએ તેના હાથમાંથી અરધું રાજ્ય પડાવી લીધું, અને છેવટે કૅન્યુટની સરદારી નીચે તે આખા ઈંગ્લાંડ ઉપર રાજ્ય કરવા લાગ્યા. બીજી બાજુએ રાલ્ફ ધિ ગૅન્ગરની સરદારી નીચે એ ઉત્તરવાસીઓનું બીજું ટોળું ફ્રાન્સની ઉત્તરમાં ગયું અને ત્યાં તેમણે કેટલોક મુલક જીતી લીધો. તે નૉર્મન્ડી કહેવાય છે.

કૅન્યુટ ઈંગ્લાંડ ઉપર રાજ્ય કરતો હતો એટલુંજ નહિ પણ નૉર્વે અને ડેન્માર્ક પણ તેના હાથમાં હતાં. પણ તેના મરણ પછી તેનું રાજ્ય કુસંપને લીધે નાશ પામ્યું. ઉત્તરવાસીઓ ઘણા બહાદૂર અને જોરાવર હતા. તે વહાણમાં બેસીને આઇસલેન્ડ તથા ગ્રીનલેન્ડમાં ગયા. અમેરિકાની ભૂમિ ઉપર ઉતરનારા તે પહેલાજ યુરોપિયનો હતા. તેમનામાં જો કુસંપ ન પેઠો હોત તો કૅન્યુટના રાજ્યની હદ રૂશિયાથી અમેરિકા સુધી પહોંચી હોત અને તેની સત્તા ઘણી બળવાન થઇ પડી હોત.

જર્મનો અને લૅટીન ભાષા બોલનારા મુલકોની પૂર્વે સ્લાવ અને તુર્ક જાતો વસતી હતી. તે નવા યુરોપની દુશ્મન હતી. તુર્કોમાં હંગેરિયનો મુખ્ય હતા. તે આઠમા અને નવમા સૈકામાં પશ્ચિમ તરફ

આવતા હતા. શાર્લિમૅને તેમને અટકાવ્યા હતા પણ તેના મરણ પછી તે હંગરીમાં વસ્યા હતા. હુણ લોકોની માફક તે યુરોપના બીજા મુલકો ઉપર હુમલા કરતા. હવે જર્મનીમાં થઇને તે ફ્રાન્સમાં ગયા, આલ્પ્સને ઓળંગીને ઉત્તર ઇટાલીમાં ઉતર્યા, અને લુટફાટ કરતા કરતા પોતાના દેશમાં પાછા આવ્યા.

નવા યુરોપના ત્રીજા દુશ્મનો સૅરૅસન્સને નામે ઓળખાતા આરબો હતા. નષ્ટ થયેલા રોમન રાજ્યની દક્ષિણમાંના મુલકો તે પડાવી લેતા હતા. તે ઘણે ભાગે સમુદ્રના માલીક થઈ બેઠા હતા. દરિયા ઉપર તેમના દુશ્મનો માત્ર ઉત્તરવાસી રૂશિયનો હતા.

આ પ્રમાણે શાર્લિમૅન ચારે બાજુથી દુશ્મનો વડે ઘેરાયલો હતો. છતાં પણ તે ધાર્મિક રોમન રાજ્ય સ્થાપવાનો ઇરાદો રાખતો. પણ તેની આશા ફોગટ હતી. તેણે સૅરૅસન્સ, સ્લાવ, સૅક્સન્સ, વગેરે સામે લડાઈઓ કરી. પોપ અને તેની વચ્ચે ઉપરીપણા માટે ખટપટ ચાલતી. પોપે તેને મુગટ પહેરાવ્યો હતો એ વાત તેના મનમાં ખુંચતી અને તેમાં તે પોતાની હાર સમજતો. તેણે પોતાના દિકરાને કહ્યું હતું કે પોપને હાથે મુગટ પહેરીશ નહિં. આ પ્રમાણે પોપ અને પાદશાહ વચ્ચે કલહ ચાલ્યા કરતો. પણ શાર્લીમૅનના મરણ પછી તેના દિકરા લુઇ ધિ પિયસે તેના પિતાનું કહ્યું કર્યું નહિં અને તે પોપને તાબે થઈ રહ્યો.

લુઇ ધિ પિયસના મરણ પછી શાર્લિમૅને સ્થાપેલું રાજ્ય તુટયું. ફ્રેન્ચ ભાષા બોલનારા ફ્રૅન્ક લોકો અને જર્મન ભાષા બોલ-નારા ફ્રૅન્ક લોકો વચ્ચે તકરાર ઉભી થઇ. સને ૮૪૩ માં વર્ડુન આગળ સલાહ થઈ અને જર્મની ફ્રાન્સથી છુટું પડયું. તે બેની વચ્ચે એક નાનો સાંકડો મુલક રહેલો હતો. હાલનાં આલ્સસ અને લૉરેન તેના ભાગ છે. તેને માટે જર્મની અને ફ્રાન્સ વચ્ચે ઘણાં સૈકાં સુધી તકરાર ચાલી હતી.

પછીથી ઓટો નામનો સૅકસન પાદશાહ થયો. જર્મન રાજ-

કુમારોની સભાએ તેને જર્મનીનો રાજા નીમ્યો હતો. તે રોમમાં ગયો અને ત્યાં તેને ધાર્મિક રોમન રાજ્યનો પાદશાહ નીમવામાં આવ્યો. (સને ૯૬૨). પણ એ સૅકસન વંશનો અગીયારમા સૈકામાં અંત આવ્યો. પછી બીજા જર્મન રાજાઓ ગાદીએ આવ્યા. પણ ફ્રેન્ચ ભાષા બોલનારા ઉમરાવો વગેરે એ જર્મન પાદશાહોને તાબે થયા નહિ, અને બ્રિટનનો પણ કોઇ પણ ભાગ ધાર્મિક રોમન રાજ્યમાં જોડાયો નહિ. નૉર્મન્ડીનો ડયુક, ફ્રાન્સનો રાજા, અને બીજા નાના રાજાઓ પણ તેની બહાર રહ્યા.

સને ૯૮૭ માં ફ્રાન્સનું રાજ્ય હ્યુગ કૅપેટના હાથમાં ગયું. તેના વંશજો અઢારમા સૈકામાં પણ ત્યાં રાજ્ય કરતા હતા. હ્યુગ કૅપેટના વખતમાં ફ્રાન્સનું રાજ્ય પારિસની આસપાસ આવેલા થોડા મુલકમાં આવી રહ્યું હતું.

શાર્લિમૅનના વખતથી ઘણાં વરસ સુધી યુરોપનો ઇતિહાસ રાજાઓની પરસ્પર તકરારોથી ભરેલો છે. એ વખતમાં રાજાઓ બીજા રાજાઓ, રાજકુમારો, ડયુકો, બીશપો, અને નગરો ઉપર ઉપરીપણું ચલાવવાને પરસ્પર કલહ કરતા. વળી તે વખતે ફ્રેન્ચ ભાષા બોલનારા અને જર્મન ભાષા બોલનારા લોકો વચ્ચે વિરોધ વધતો જતો હતો.

સને ૧૦૬૬ માં રાજા હૅરોલ્ડ નૉર્વેથી ઇંગ્લાંડ ઉપર ચ્હડી આવ્યો. પછી વિલિયમ ધિ કૉન્કરર નૉર્મન લોકો સાથે ચ્હડી આવ્યો. તે વખતે હૅરોલ્ડ ઇગ્લાંડનો રાજા હતો. તેણે વિલિયમને સ્ટામ્ફર્ડ બ્રીજ આગળ હરાવ્યો, પણ પછી વિલિયમે હૅરોલ્ડને હેસ્ટિંગ્ઝની લડાઇમાં હરાવ્યો. નૉર્મન લોકોએ ઇંગ્લાંડને તાબે કર્યું. તે દિવસથી ઇગ્લાંડ, સ્કેન્ડિનેવિયા અને ટયુટનો તથા રૂશિયાથી છુટું પડયું, અને તે ફ્રાન્સના સંબંધમાં આવ્યું. ચાર સૈકાં સુધી ઇંગ્રેજ લોકો ફ્રેન્ચ રાજકુમારોની તકરારોમાં વચ્ચે પડયા અને ફ્રાન્સની રણભૂમિ ઉપર તેમને ઘણું વેઠવું પડયું.

# પ્રકરણ ૪૬ મું.

## ધાર્મિક વિગ્રહો અને પોપનું ઉપરીપણું.

શાર્લિમૅન જ્યારે ગાદીએ હતો ત્યારે તેણે ખલીફ હારૂન-અલ રસ્ચીદ જોડે પત્ર વ્યવહાર ચલાવ્યો હતો. ખલીફે બગદાદથી એલચીઓ તેની પાસે મોકલ્યા હતા. વળી તેણે શાર્લિમૅનને સુંદર તંબુ તથા હાથીની ભેટ તથા જીસસ ક્રાઈસ્ટની કબરની કુંચીઓ મોકલી હતી. એ કુંચીઓ મોકલવાથી બાઈઝેન્ટિયમના રાજ્ય (ગ્રીક રાજ્ય) અને ધાર્મિક રોમન રાજ્ય (લૅટીન ખ્રિસ્તીઓ) વચ્ચે જેરૂસાલમના કબજા વિષે મોટી લડાઈ ચાલી રહી.

એ સુંદર ભેટ આપણને જણાવે છે કે નવમા સૈકામાં જ્યારે યુરોપમાં અવ્યવસ્થા અને લુંટ ચાલી રહ્યાં હતાં ત્યારે ઇજીપ્ત અને મેસોપોટેમિયામાં આરબોનું મોટું રાજ્ય સ્થપાયું હતું. તે રાજ્ય ઘણું સુધરેલું હતું. સાહિત્ય, વિજ્ઞાન અને જુદી જુદી કળાઓ તેમાં આબાદ થયાં હતાં. એ રાજ્યમાં મનુષ્યો વ્હેમ કે ભય વગર સ્વતંત્રપણે કામ કરતા. યુરોપના એ અજ્ઞાનના દિવસોમાં આરબ રાજ્યમાં ઍરિસ્ટોટલનાં પુસ્તકો વંચાતાં અને તેના ઉપર વાદવિવાદ થતો. એ સમયમાં આરબ અને યાહુદીઓએ મળીને વિજ્ઞાન તથા તત્ત્વ-જ્ઞાનનાં મૂળતત્ત્વો જાળવી રાખ્યાં.

ખલીફના મુલકના ઇશાનકોણમાં કેટલીક તુર્કી જાતો વસતી હતી. તે ઇસ્લામ ધર્મ પાળતી. દસમા સૈકામાં જ્યારે આરબ સત્તા નબળી પડવા લાગી ત્યારે તુર્કો દિવસે દિવસે બળવાન થતા ગયા. અગીયારમા સૈકામાં તે મેસોપોટેમિયામાં ગયા અને ખલીફને તેમણે પોતાના હથિયાર જેવો બનાવી મુકયો. પછી તે બાઇઝેન્ટિયમના રાજ્યની સત્તા તોડવાનો પ્રયાસ કરવા લાગ્યા. તેમણે કૉન્સ્ટેન્ટિનો-પલને ઘણી ધમકી આપી અને જેરૂસાલમ જીતી લીધું.

બાઇઝેન્ટિયમના પાદશાહે પોપને અરજ કરી. ધર્માધિકારીઓએ તુર્કી લોકો સામે ધાર્મિક વિગ્રહ જાહેર કર્યો અને તેને માટે સૌને બોધ કરવા માંડયો. વળી બધા ખ્રિસ્તીઓમાં ઐક્ય સ્થાપવાનો તેમણે ઉપદેશ કર્યો. મુસલમાનો પાસેથી ક્રાઇસ્ટની કબરનો કબજો લઇ લેવો એ ધાર્મિક વિગ્રહનો હેતુ હતો. પીટર ધિ હર્મિટ નામનો એક શખ્સ બહાર પડયો. તે સાદાં કપડાં પહેરતો. ઉઘાડા પગે ગધેડા ઉપર બેશીને આખા યુરોપમાં તે ફરવા લાગ્યો. તે પોતાના હાથમાં એક મોટો ક્રૉસ રાખતો અને મહેલ્લાઓ, બજાર, તથા દેવળોમાં સૌને ઉપદેશ આપતો. ખ્રિસ્તી જાત્રાળુઓ ઉપર મુસલમાનો જુલમ ગુજારતા હતા અને ખ્રિસ્તી શિવાય બીજાના હાથમાં ક્રાઇસ્ટની કબર હતી. એ બાબતો ઉપર ભાર દઇને પીટર બોલતો અને સૌના મનમાં શરમ ઉપજાવતો. ઘણાં સૈકાં સુધી આવો બોધ કરવામાં આવ્યો ત્યાર પછી તેનું કંઇક પરિણામ આવ્યું. આખા પશ્ચિમ યુરોપમાં ભારે ઝનુન વ્યાપી રહ્યું, અને લોકો ધર્મવિગ્રહ માટે ઉભા થયા. આવો બનાવ યુરોપના ઇતિહાસમાં તદ્દન નવોજ હતો. રોમન રાજ્ય, હિંદુસ્તાન, કે ચીનમાં પણ તેનો દાખલો મળવો મુશ્કેલ છે.

પહેલા ધાર્મિક વિગ્રહનો બોધ કરવામાં આવ્યો તે વખતે, ફ્રાન્સ, હ્રાઇનનો પ્રદેશ, અને મધ્ય યુરોપમાંથી લોકોનાં ટોળાં કોઈ પણ નેતાની રાહ જોયા વગર ક્રાઈસ્ટની કબરનો બચાવ કરવાને નીકળી પડયાં. આ માત્ર લોકોની જ ચઢાઇ હતી. તેમનાં બે મોટાં ટોળાં હંગરીમાં ગયાં અને હંગેરીયનોને ખ્રિસ્તી ધર્મ નહિં માનનારા માનીને તેમના ઉપર જુલમ ગુજારવા મંડયાં. તેમાં તે પોતેજ કપાઈ ગયાં. એક ત્રીજું ટોળું હ્રાઇનના પ્રદેશમાંથી નીકળ્યું, તેણે કેટલાક યાહુદીઓની કતલ કરી અને તે પૂર્વ તરફ ચાલ્યું. તેનો પણ હંગરીમાં નાશ થયો. પીટરની સરદારી નીચે બીજાં બે મોટાં ટોળાં કૉન્સ્ટેન્ટિનોપલ પહોંચ્યાં અને બૉસફરસ ઓળંગીને આગળ ગયાં પણ

તુર્કી લોકોએ તેમની કતલ કરી. આ પ્રમાણે પહેલા ધાર્મિક વિગ્રહનો અંત આવ્યો.

બીજે વર્ષે (૧૦૯૭) ખરૂં લડનારૂં લશ્કર બૉસ્ફરસ ઓળંગીને ગયું. તે જુસ્સામાં અને નેતૃત્વશક્તિમાં નૉર્મન લોકો જેવું હતું. તેણે નિસિયા ઉપર મારો ચલાવ્યો અને આન્ટિઓક સુધી આવી પહોંચ્યું. એક વરસ સુધી તેણે આન્ટિઓકને ઘેરો ઘાલ્યો અને પછી જેરૂસાલમ ઉપર હુમલો કર્યો. ત્યાં ભારે કતલ ચાલી. આખરે ખ્રિસ્તીઓએ ક્રાઇસ્ટની કબર કબજામાં લીધી અને થાકી ગયેલા હોવાથી તે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગ્યા. (૧૦૯૯)

પછી સને ૧૧૬૯ માં સલાદીન નામના સરદારના હાથ નીચે ઇસ્લામી લશ્કર ચ્હડી આવ્યું. સલાદીને ખ્રિસ્તીઓ સામે ધર્મયુદ્ધ જાહેર કર્યું અને જેરૂસાલમનો કબજો પાછો મેળવ્યો. એથી ત્રીજો ધાર્મિક વિગ્રહ શરૂ થયો. તેમાં પણ જેરૂસાલમ ખ્રિસ્તીઓના હાથમાં આવ્યું નહિં. ચોથા વિગ્રહમાં (સને ૧૨૦૨–૪) લૅટીન ખ્રિસ્તીઓએ ગ્રીક રાજ્ય ઉપર ચઢાઇ કરી. તે વેનિસમાંથી નીકળીને ગયા અને તેમણે કૉન્સ્ટેન્ટિનોપલ ઉપર મારો ચલાવ્યો. લૅટીન રાજા કૉન્સ્ટેન્ટિનોપલમાં ગાદીએ બેઠો અને તેણે ગ્રીક અને લૅટીન ખ્રિસ્તીઓનું ઐક્ય જાહેર કર્યું. પછીથી બીજી ધાર્મિક લડાઇઓ થઇ પણ જેરૂસાલમ તુર્કોના હાથમાં જ રહ્યું.

બારમા સૈકામાં અને તેરમા સૈકાની શરૂઆતમાં યુરોપમાં પોપ સર્વોપરી સત્તા ભોગવવા લાગ્યા. પોપના હાથ નીચે એકઠું થયેલું ખ્રિસ્તી રાજ્ય ખરેખરૂં કાર્યવાહક મંડળ બની રહ્યું. એ સૈકામાં યુરોપના મોટા ભાગમાં ખ્રિસ્તીધર્મ પ્રત્યે સાચી લાગણી ફેલાઇ રહી હતી.

રોમમાં ઘણા પોપ, પાદરીઓ, સાધુઓ, અને સાધ્વીઓ ઘણું નમુનેદાર જીવન ગાળી ગયાં હતાં. તેમણે જે વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો તેના ઉપર આખા ધાર્મિક રોમન રાજ્યનું બળ ટકી રહ્યું હતું. રોમમાં જે નમુનેદાર પોપ થઈ ગયા તેમાં ગ્રેગરી ધિ ગ્રેટ પહેલો

હતો. તેણે ઇંગ્રેજોને બોધ કરવાને સેંટ ઑગસ્ટાઇનને મોકલ્યો હતો. તેના પછી ત્રીજો લિઓ થયો. તેણે શાર્લિમૅનને બોલાવીને પાદશાહ બનાવ્યો હતો અને ધાર્મિક રોમન રાજ્યની શરૂઆત કરી હતી. બારમા સૈકાના અંતમાં હિલ્ડરબ્રાન્ડ થયો. તે સાતમો ગ્રેગરી કહેવાયો. તે વિલિયમ ધિ કૉન્કરરનો મિત્ર હતો. તેના પછી બીજો અરબન થયો. તેના વખતમાં પહેલો ધાર્મિક વિગ્રહ થયો. એ બે છેલ્લા પોપના વખતથી પોપની સત્તા વધારે બળવાન થવા લાગી. બલ્ગેરિયાથી આયર્લૅન્ડ સુધી અને નૉર્વેથી સિસિલી અને જેરૂસાલમ સુધી પોપની સત્તા સર્વોપરી મનાવા લાગી. પોપ સાતમા ગ્રેગરીએ બાદશાહ ચોથા હેનરીને પોતાની પાસે બોલાવ્યો હતો. તે પશ્ચાત્તાપ કરતો તેની પાસે આવ્યો હતો અને પોપની માફી મેળવવાને તે ત્રણ દિવસ સુધી જાડાં કપડાં પહેરીને ઉઘાડે પગે બરફમાં ઉભો રહ્યો હતો. વેનિસમાં બાદશાહ ફ્રેડરિક બારબરોસા પોપ બીજા અલેકઝાન્ડરની આગળ ઘુંટણીએ પડયો હતો અને તેને વફાદાર રહેવાને તેણે સોગંદ લીધા હતા.

ઉપર આપણે કહ્યું છે કે લોકોની શ્રદ્ધા ઉપર ખ્રિસ્તી ધર્મગુરૂઓનું બળ ટકી રહ્યું હતું. તે બળ ધીમે ધીમે કમી થવા લાગ્યું. કારણકે લોકોની શ્રદ્ધા કેટલાંક કારણોને લીધે ઓછી થતી ગઇ. એ કારણોમાં પ્રથમ એ હતું કે ધર્મગુરૂઓ દેવળોમાં ધન એકઠું કરવા લાગ્યા. વારસ વગર જે મરી જાય તેનું ધન દેવળમાં જવા લાગ્યું. પાપીઓ પાસેથી પણ ધન લેવામાં આવતું. રાજાઓ અને રાજકુમારોને એ વાત ગમતી નહિં. લોકો પાદરીઓને લોભી કહેવા લાગ્યા. વળી બીશપને નીમવા વિષે રાજાઓ અને પોપ વચ્ચે તકરારો થવા લાગી. પોપ રાજાઓનો બહિષ્કાર કરવા લાગ્યા અને તેમની સામે યુદ્ધ જાહેર કરવા લાગ્યા. પણ જો પોપ એકલા રાજાઓની સામે થયા હોત તો તેમની સત્તાનો નાશ થાત નહિં. પણ તેમના પાદરીઓનું પણ વર્તન એવું થઇ રહ્યું કે લોકો તેમના તરફ ધિક્કાર અને દ્વેષની નજરથી જોવા લાગ્યા.

વળી એ ધર્માચાર્યો સ્વતંત્ર વિચારની સામે થયા. આખા યુરોપમાં સાધુઓ લોકોને બોધ આપતા અને પરોપકારનાં કામો કરતા. ત્યાં સાધુઓની કેટલીક સંસ્થાઓ સ્થપાઇ હતી. ફ્રાન્સિસ્કન, ડોમિનિકન, વગેરે સંસ્થાઓ સારાં કામ કરી રહી હતી. આસિસિનો સાધુ સેંટ ફ્રાન્સિસ ક્રાઇસ્ટનું અનુકરણ અને જનસેવા કરવાનો બોધ આપતો હતો. આ પ્રમાણે યુરોપમાં ધાર્મિક ઉત્સાહ પ્રવર્તી રહ્યો હતો. ધર્માચાર્યો એ ઉત્સાહની સામે થયા અને ફ્રાન્સિસના અનુયાયીઓ ઉપર જુલમ ગુજારવા લાગ્યા. આ પ્રમાણે સર્વ પ્રકારના હક્ક પોતાના હાથમાં રાખવાની વૃત્તિ અને અસહિષ્ણુતાથી ધર્માચાર્યો પોતાનું માન અને સત્તા ખોઈ બેઠા. તેમની સત્તાનો નાશ કોઇ બહારના દુશ્મનથી થયો ન હતો પણ તે તેમના પોતાનામાં પેશી ગયેલા સડાથી જ થયો હતો.



# પ્રકરણ ૪૭ મું.

## માથાના ફરેલ રાજાઓ અને મતભેદ.

પોપની સત્તા વધારે વાર ટકી નહિં તેનું બીજું કારણ વળી એ હતું કે પોપની પસંદગી કરવામાં ઘણા જણનો મત લેવામાં આવતો. વળી જે માણસો પોપ તરીકે નીમાતા તે કાર્યદક્ષ ન હતા અને તેમની પસંદગી કરવામાં અવ્યવસ્થા, અસ્થિરતા, અને અનિયમિતતા ચાલ્યા કરતાં હતાં. પોપની પસંદગી કરવામાં કોણે મત આપવો તે નક્કી ન હતું. બાઇઝેન્ટિયમના રાજાનો કે ધાર્મિક રોમન રાજ્યના પાદશાહનો તેમાં મત લેવાશે કે નહિં એ વિષે સૌને શંકા રહેતી. મહાન પોપ સાતમા ગ્રેગરીએ એ પસંદગીને વ્યવસ્થિત બનાવવાને ઘણો પ્રયાસ કર્યો હતો. તેણે પસંદગી કરવાનો હક્ક કાર્ડિનલ્સને આપ્યો હતો અને પાદશાહની માત્ર મરજી પુછાવવી એવું તેણે ઠરાવ્યું હતું.

ઉપર દર્શાવેલા અવ્યવસ્થિતપણાનું ઘણું માઠું પરિણામ આવતું. પોપની પસંદગી ઘણીવાર ના કબુલ થતી અને કેટલીક વાર એક જગ્યાને માટે બે ઉમેદવાર બહાર આવતા. આવી વખતે કોઈ બાદશાહ વચ્ચે પડતો અને તકરારનો અંત લાવતો. આ પ્રમાણે મોટા મોટા ધર્માચાર્યોની પણ સ્થિતિ કફોડી થતી, અને કેટલીક વાર તો પોપની જગ્યા ખાલી જ પડી રહેતી, અથવા તો તેની જગ્યાએ તેની સાથે હરિફાઈ કરનાર મનુષ્ય નીમાતો અને તે તેનાં કામોને વખોડી કહાડતો.

પોપના રાજ્યમાં આ પ્રમાણે ચાલી રહેલી અવ્યવસ્થા તરફ જર્મનીના રાજકુમારો તથા ફ્રાન્સ અને ઇંગ્લાંડના રાજાઓનું ધ્યાન ખેંચાયું. તેમણે નિશ્ચય કર્યો કે પોપની પસંદગી તેમણે કરવી. આ પ્રમાણે રાજાઓ પોપની સત્તામાં હાથ ઘાલવા લાગ્યા અને તેને લીધે પણ પોપ નબળા અને નકામા થઇ રહ્યા. પણ તેમાંના કેટલાક ઘણા કાર્યદક્ષ અને બહાદુર હતા.

આ વખતે ત્રીજો ઇનોસંટ પોપ હતો. તે હિંમતવાન અને જોરાવર હતો. તેને અને તેની પછીના પોપને જર્મન બાદશાહ બીજા ફ્રેડરિક સામે થવું પડયું. બંનેના કલહથી દેશમાં ઘણા ફેરફારો ઉત્પન્ન થયા. આખરે પોપે ફ્રેડરિકને હરાવ્યો અને તેના વંશનો નાશ કર્યો. પણ તેથી કરીને પોપની સત્તા અને આબરૂને એટલો બધો ધોકકો લાગ્યો કે તેને લીધે તેનો પણ નાશ થવા બેઠો.

ફ્રેડરિક પાદશાહ છઠ્ઠા હેનરીનો દિકરો હતો. તે ચાર વરસનો હતો ત્યારે તેને સિસિલીનું રાજ્ય મળ્યું હતું તેથી પોપ ત્રીજા ઇનોસંટને તેનો પાલક બનાવવામાં આવ્યો હતો. તે વખતે સિસિલીના દરબારમાં ઘણા કેળવાયલા આરબો હતા. એ આરબોને લીધે ફ્રેડરિકના મનમાં ઈસ્લામ ધર્મના કેટલાક સંસ્કારો પડયા. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તે તેના પાલકની સામે થવા લાગ્યો. જ્યારે ફ્રેડરિક બાદશાહ થયો ત્યારે તેની પાસેથી ઈનોસંટે જર્મનીમાંથી નાસ્તિકતા કહાડી નાંખવાનું, સિસિલી અને દક્ષિણ ઈટાલીનું રાજ્ય છોડી દેવાનું, જર્મન પાદરીઓને કરમાંથી મુક્ત કરવાનું, અને ઇસ્લામીઓ સામે ધર્મયુદ્ધ કરી જેરૂસાલમ લેવાનું વચન લીધું. ફ્રેડરિકે તે વચન આપ્યું પણ તે તેણે કદિ પાળ્યું નહિં. એટલામાં ઇનોસંટ મરી ગયો.

તેની પછી હૉનોરિયસ પોપ થયો. તે પણ ફ્રેડરિક સામે ફાવી શકયો નહિં. તેની પછી નવમો ગ્રેગરી પોપ થયો. તેણે ગમે તેમ કરીને ફ્રેડરીકને વશ કરવાનો ઇરાદો કર્યો. તેણે તેનો બહિષ્કાર કર્યો. ફ્રેડરિક સિસિલીમાં રહેતો હતો. તેના દરબારમાં ઘણા આરબો હતા તેથી તેને તેની કંઈ અસર થઇ નહિં. પછી પોપે તેનાં દુષ્કૃત્યો વર્ણવીને એક જાહેરપત્ર પ્રગટ કર્યો. તેના જવાબમાં ફ્રેડરિકે યુરોપના સઘળા રાજકુમારોને પત્ર લખ્યા અને તેમાં આખા યુરોપના ઉપરી થવાની પોપની લોભવૃત્તિને જાહેર કરી. તેણે દેવળોના દ્રવ્ય તરફ સૌનું ધ્યાન ખેંચ્યું અને સર્વેને એકત્ર થવાનું સૂચવ્યું.

પછી તેણે ધર્મયુદ્ધ કરવાનો ઇરાદો દર્શાવ્યો. એ છટ્ઠો ધાર્મિક વિગ્રહ કહેવાયો. ફ્રેડરિક ઇજીપ્તમાં ગયો અને ત્યાં સુલતાન જોડે વાદ વિવાદ કરવા લાગ્યો. બંનેએ મળીને આખરે ઠરાવ કર્યો કે જેરૂસાલમ ફ્રેડરિકને આપવું. આ પ્રમાણે છઠ્ઠા ધાર્મિક વિગ્રહનો અંત આવ્યો. પછી ફ્રેડરિક ઇટાલીમાં ગયો અને તેનો બહિષ્કાર રદ કરવાની પોપને તેણે ફરજ પાડી. પણ ગ્રેગરીએ તેનો બીજી વાર બહિષ્કાર કર્યો. ગ્રેગરી પછી ચોથો ઇનોસંટ પોપ થયો. તે વખતે ફ્રેડરિકે પાછો તેની વિરૂદ્ધ એક પત્ર પ્રગટ કર્યો. તેમાં તેણે પાદરીઓની ઉદ્ધતાઇ અને અપવિત્રતા દર્શાવ્યાં અને તેનું કારણ તેમનું દ્રવ્ય છે એમ જણાવ્યું. દેવળોના દ્રવ્યને જપ્ત કરવાનું તેણે સઘળા રાજકુમારોને સૂચવ્યું. એ સૂચના તેમના મગજમાંથી કોઇ દિવસ ખસી નહિં.

અહીં ફ્રેડરિકના જીવનનું કંઇક વૃત્તાંત જાણવું આવશ્યક છે. તે સિસિલીમાં રહેતો હતો. તેનું જીવન મોજશોખથી ભરેલું હતું. તેને સુંદર ચીજો બહુ પસંદ હતી. તે વિષયી હતો એમ કહેવામાં આવે છે. પણ એટલું તો ખરૂં છે કે તે શોધક વૃત્તિવાળો પુરૂષ હતો. તેણે પોતાના દરબારમાં ઇસ્લામી, યાહુદી, અને ખ્રિસ્તી વિદ્યાર્થીઓને અરબ્બી આંકડાઓ અને અક્ષરગણિત શિખવવાની ગોઠવણ કરી હતી. તેના દરબારમાં મિકલ સ્કૉટ નામનો તત્ત્વવેત્તા હતો તેણે ઍરિસ્ટોટલનાં કેટલાંક પુસ્તકોનું ભાષાંતર કર્યું હતું. ફ્રેડરીકે નેપલ્સનું વિશ્વવિદ્યાલય સ્થાપ્યું હતું. ભૂસ્તરવિદ્યા માટે તેણે એક બાગ બનાવ્યો હતો. તેણે શિકાર વિષે એક પુસ્તક લખ્યું છે તે બતાવે છે કે પક્ષીઓની વૃત્તિઓને સમજવામાં તે ઘણો હોંશીયાર હતો. વળી તેણે ઇટાલિયન ભાષામાં કવિતા લખી છે. એક મોટા લેખકે તેને આધુનિક સમયનો પ્રથમ પુરૂષ કહ્યો છે અને તેનું કહેવું વાસ્તવિક છે.

આ વખતે ફ્રાન્સના રાજાનું બળ વધવા લાગ્યું, તેથી રોમના ધર્માચાર્યોને તેની સાથે તકરાર થવાનો પ્રસંગ આવ્યો. એ તકરારમાં તેમની નબળાઇ વધારે બહાર પડતી ગઈ. ફ્રેડરિકના વખતમાં જર્મ-

નીમાં કુસંપ ચાલી રહ્યો હતો. ફ્રાન્સનો રાજા તે દેશનો રક્ષક હોવાનો ડોળ કરવા લાગ્યો. તેણે પોપ સાથે હરિફાઇ કરવા માંડી, અત્યાર સુધી રોમના ધર્માચાર્યો ફ્રેન્ચ રાજાઓને મદદ કરતા હતા, પણ બીજા ફ્રેડરીકના મરણ પછી તેમણે તેમની પદ્ધતિ બદલી નાંખી. સને ૧૨૯૪ માં આઠમો બૉનીફેસ પોપ થયો. તે જાતે ઇટાલિયન હતો. તે ફ્રેન્ચ રાજાનો વિરોધી હતો. પોપની જુની સત્તાનું તેને ભાન હતું. તેણે રોમમાં એક મોટો મહોત્સવ કર્યો. તે વખતે ત્યાં ઘણા યાત્રાળુઓ એકઠા થયા અને તેમણે પોપને ભેટ તરીકે ઘણું દ્રવ્ય આપ્યું. એટલામાં કંઇ કારણને લીધે પોપે ફ્રેન્ચ રાજાનો બહિષ્કાર જાહેર કર્યો તેથી તે રાજા અને પોપ વચ્ચે ભારે કલહ ઉત્પન્ન થયો. ફ્રાન્સના રાજાએ પોપને તેના ગામમાં જ કેદ કરાવ્યો. એક બે દિવસ પછી લોકોના કહેવાથી તેને છુટો કર્યો અને રોમમાં મોકલી દીધો. ત્યાં પાછો ફરીથી તેને કેદ કરવામાં આવ્યો ને તે ઘરડો પોપ કેદમાં જ મરી ગયો.

અહીં એટલું યાદ રાખવું જોઇએ કે પોતાની પ્રજાની સલાહથી જ ફ્રાન્સનો રાજા રોમના પોપ તરફ આવું ખરાબ વર્તન ચલાવી રહ્યો હતો. તેણે ફ્રાન્સના લોકોની સભા બોલાવીને તેમની કબુલાત લીધી હતી. એના આવા વર્તન સામે ઇટાલી, જર્મની કે ઇંગ્લાંડમાં કોઇએ વાંધો ઉઠાવ્યો ન હતો. એ બતાવી આપે છે કે ધર્માચાર્યોની સત્તાનો લોપ થયો હતો અને લોકોને તેમનામાં શ્રદ્ધા રહી ન હતી.

ચૌદમા સૈકામાં રોમના ધર્માચાર્યો પોતાની સત્તા પાછી મેળવવાને કશું કરી શક્યા નહિ. એ વખતે પાંચમો કલેમન્ટ પોપ હતો. તે જાતે ફ્રેન્ચ હતો. ફ્રાન્સના રાજા ફિલિપે તેને નીમ્યો હતો. તે કદિ રોમ ગયો ન હતો. તે આવીગ્નાંમાં રહેતો. તેના પછી અગીયારમો ગ્રેગરી પોપ થયો, અને તેના પછી છઠ્ઠો અરબન પોપ નીમાયો. પણ ફ્રેન્ચ કાર્ડિનલોએ તેની નીમણુંક કબુલ રાખી નહિ અને તેમણે સાતમા કલેમન્ટને જુદા પોપ તરીકે નીમ્યો. આ પ્રમાણે

પોપની સત્તાના બે ભાગ પડયા. અસલ પોપ રોમમાં રહેવા લાગ્યા અને નવા પોપ આવીગ્નામાં રહેવા લાગ્યા. જર્મની, ઈંગ્લાંડ, હંગરી, અને ઉત્તર યુરોપના રાજાઓ અસલ પોપને વફાદાર રહ્યા અને ફ્રાન્સ, સ્કૉટલેન્ડ, સ્પેન, તથા પોર્ટુગાલના રાજાઓ નવા પોપને વફાદાર રહેવા લાગ્યા.

આ ઉપરથી જણાય છે કે યુરોપના લોકો હવે ધર્મની બાબતમાં સ્વતંત્રપણે વિચાર કરતાં શિખ્યા હતા. ખ્રિસ્તી ધર્મમાં ફ્રાન્સિસ્કન અને ડોમિનિકન નામની બે નવી સંસ્થાઓ ઉભી થઇ હતી. એ શિવાય બીજી સંસ્થાઓ પણ ઉભી થઈ હતી. તે સ્વતંત્રપણે વર્તતી. દોઢ સૈકા પછી (૧૩૨૦–૧૩૮૪) વિકલીફ નામનો એક વિદ્વાન ઑાકસફર્ડમાં થયો. તેણે પાદરીઓ અને દેવળો ઉપર ઘણી ટીકાઓ કરવા માંડી. તેણે બાઈબલનો તરજુમો ઇંગ્રેજીમાં કર્યો. ઘણા મનુષ્યો તેના અનુયાયીઓ થયા. રોમના ધર્માચાર્યોએ ગુસ્સે થઇને તેને કેદ કરવાનો હુકમ કર્યો. પણ તે સ્વતંત્રતામાંજ મરી ગયો. રોમન કૅથૉલીક ધર્મનો હવે નાશ થવા બેઠો હતો તેથી રોમના ધર્માચારીઓની બુદ્ધિમાં પણ સડો પેઠો હતો. તેમણે વિકલીફનાં હાડકાં કબરમાંથી બહાર કઢડાવ્યાં અને તેમને બળાવ્યાં. એ કૃત્ય સૂચવે છે કે હવે રોમના ધર્માચાર્યોની સત્તાનો અંત આવ્યો હતો.



# પ્રકરણ ૪૮ મું.

## માંગોલિયનોની જીત.

તેરમા સૈકામાં જે વખતે પોપની સત્તા નીચે સઘળા ખ્રિસ્તીઓને એકત્ર કરવાનો પ્રયાસ ચાલી રહ્યો હતો તે વખતે એશિયામાં ઘણા ગંભીર બનાવો બની રહ્યા હતા. ચીનની ઉત્તરે આવેલા મુલકમાં તુર્ક લોકો વસતા હતા. તે એકદમ આબાદીમાં આવ્યા. જગતની દૃષ્ટિએ કદિ નહિં પડી હોય તેવી જીત તે મેળવવા લાગ્યા. પ્રથમ તે હુણ લોકોની પેઠે અહીં તહીં ભટકનારા જંગલી લોકો હતા. તેમનું મુખ્ય મથક માંગોલિયામાં આવેલા કારાકોરમમાં હતું.

આ વખતે ચીનમાં ટંગ વંશનો નાશ થયો હતો. રાજ્યમાં ફાટફુટ અને પરસ્પર યુદ્ધ ચાલી રહ્યાં હતાં. આખરે ચીન ત્રણ વિભાગમાં વહેંચાઇ રહ્યું હતું. ઉત્તરમાં કીન નામનો વિભાગ હતો તેની રાજધાની પેકીન હતું. દક્ષિણમાં સંગ નામનો વિભાગ હતો તેની રાજધાની નાનકીન હતું. મધ્યમાં આવેલો મુલક ઝીઆ કહેવાતો. સને ૧૨૧૪ માં માંગોલ લોકોના સરદાર જંગીસખાને કીન ઉપર ચ્હડાઈ કરી અને પેકીન લીધું. પછી તે પશ્ચિમ તરફ વળ્યો અને તેણે પશ્ચિમ તુર્કસ્તાન, પરશિયા, આરમેનિયા, લાહોર સુધીનું હિંદુસ્તાન, અને કીફ સુધીનું દક્ષિણ રૂશિયા જીતી લીધાં. તેના રાજ્યનો વિસ્તાર પાસિફિક મહાસાગરથી નીપર નદી સુધી પહોંચ્યો.

તેના પછી ઓગદાઈખાન ગાદીએ બેઠો. તેણે પણ મુલકો જીતવાનું કામ શરૂ રાખ્યું. તેનું લશ્કર સારી રીતે કેળવાયલું હતું. તેણે કીનનો મુલક પુરેપુરો જીતી લીધો અને લશ્કરને રૂશિયામાં મોકલ્યું. તેણે કીફનો નાશ કર્યો અને લગભગ આખું રૂશિયા માંગોલ લોકોને તાબે થયું. પછી પોલાંડ ઉપર તેણે હુમલો કર્યો અને પોલ તથા જર્મનોના લશ્કરને લિબનીટઝ આગળ હરાવ્યું. બાદશાહ બીજો ફ્રેડરિક પણ તેને અટકાવવાને પ્રયાસ કરી શકયો નહિં.

માંગોલ લોકોની જીત માત્ર તેમના મોટા લશ્કરને લીધે હતી તેમ ન હતું. યુરોપનો ઇતિહાસ હવે જણાવે છે કે પોલાંડ અને હંગરીને તાબે કરનાર માંગોલ લોકોનું લશ્કર કળાકૌશલ્યવાળું હતું. વિસ્ચુલા અને ટ્રાન્સિલવેનિયાની વચ્ચેના પ્રદેશોમાં લડાઇનાં કાર્યો કેવી ત્વરાથી અને યુક્તિથી કરવામાં આવતાં હતાં એ જાણીને સૌ આશ્ચર્ય જ પામશે. તે વખતે માંગોલ સરદાર સુબુતાઈ જોડે સ્પર્ધા કરી શકે એવો સેનાપતિ યુરોપમાં એક પણ ન હતો. વળી માંગોલ લોકો પોલાંડ અને હંગરીની રાજકીય પરિસ્થિતિથી વાકેફ હતા, અને તે ખબર મેળવવાને જાસુસ રાખતા. પણ હંગેયરિનો અને બીજાં ખ્રિસ્તી રાજ્યો તેમના દુશ્મનો વિષે કંઇ પણ જાણતાંજ નહિં.

હવે માંગોલ લોકોએ એશિયામાં જ જીત મેળવવાને વધારે લક્ષ આપ્યું. તેરમા સૈકામાં તેમણે સંગ રાજ્ય જીતી લીધું. ઓગદાઇખાન પછી મંગુખાન ગાદીએ બેઠો હતો. તેણે પોતાના ભાઇ કુબ્લાઇખાન-ને ચીનનો સુબો બનાવ્યો હતો. માંગોલ લોકોએ તેને ચીનનો બાદશાહ નીમ્યો. મંગુખાનનો બીજો ભાઈ પરશિયા અને સિરિયાને જીતવા લાગ્યો. માંગોલ લોકો ઇસ્લામ ધર્મ તરફ તિરસ્કાર દર્શાવવા લાગ્યા, અને તેમણે બગદાદની વસ્તીનો નાશ કર્યો, અને મેસોપોટે-મિયાને ઉજ્જડ કર્યું. તે વખતથી તે અત્યાર સુધી મેસોપોટેમિયા જંગલ જેવું જ બની રહેલું છે.

એ સમય પછી માંગોલ લોકો પાછા પડવા લાગ્યા. તેમનું રાજ્ય નાના નાના ભાગોમાં વહેંચાઇ ગયું. પૂર્વ તરફના માંગોલ લોકો બુદ્ધધર્મી થયા. પશ્ચિમ તરફના મુસલમાન બન્યા. ચીના લોકોએ તેમની સત્તા કહાડી નાંખી અને પોતાનો રાજા નીમ્યો. મો-સ્કોમાં વડા ડયુકે માંગોલ સત્તાને નાકબુલ કરી અને તે આધુનિક રૂશિયાનો પાયો નાંખવા લાગ્યો.

ચૌદમા સૈકામાં જંગીસખાનનો વંશજ તૈમુર ગાદીએ આવ્યો. તેણે માંગોલ સત્તાને ફરીથી જમાવવા માંડી. તે પશ્ચિમ તુર્કસ્તાનમાં રહ્યો

અને ત્યાં તેણે વડા ખાનનો ઈલકાબ ધારણ કરીને સિરિયાથી દિલ્લી સુધીનો મુલક જીતી લીધો. તે ઘણો જંગલી અને ઘાતકી સરદાર હતો. તેણે મેળવેલું રાજ્ય તેના મરણ પછી રહ્યું નહિં. તેની પછી તેનો વંશજ બાબર ગાદીએ આવ્યો. તેણે હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરી. તેના પૌત્ર અકબરે તેની જીત પુરી કરી, અને એ મોંગોલ લોકો લગભગ અરાઢમા સૈકા સુધી હિંદુસ્તાનમાં રાજ્યકર્તા રહ્યા. આરબ લોકો તેમને મુગલ કહેતા અને તેથી તેઓ પાછળથી મુગલો કહેવાયા.

તેરમા સૈકામાં મોંગોલ લોકોએ પોતાની જીતથી ઓટોમાન તુર્ક લોકોને તુર્કસ્તાનમાંથી હાંકી મુકયા. એ તુર્કો એશિયા માઇનોર-માં જઇને વસ્યા. ત્યાં તેમણે પોતાની સત્તા જમાવી. પછી તેમણે ડાર્ડનલ્સને ઓળંગીને મેસિડોનિયા, સર્વિયા, અને બલ્ગેરિયા જીતી લીધાં. માત્ર કૉન્સ્ટેન્ટિનોપલ તેમના હાથમાં આવ્યું નહિં. પછી સને ૧૪૫૩માં ઓટોમાન બાદશાહ બીજા મહમ્મદે તેને પણ જીતી લીધું. એથી યુરોપમાં મોટો ખળભળાટ થઈ રહ્યો.

સોળમા સૈકામાં ઓટોમાન બાદશાહોએ બગદાદ, હંગરી, ઇજીપ્ત, અને ઉત્તર આફ્રિકા જીતી લીધાં અને પોતાના નૌકાસૈન્યથી તે ભૂમધ્ય સમુદ્રના ઉપરી થઈ બેઠા. તેમણે વિએનાને લગભગ કબજે કર્યું. છેવટે સને ૧૫૭૧માં લેપાન્ટોની લડાઇ થઇ તેમાં ઓટોમાન તુર્કો હાર્યા અને ભૂમધ્ય સમુદ્ર ખ્રિસ્તીઓના હાથમાં આવ્યો.



# પ્રકરણ ૪૯ મું

## યુરોપિયનોનો બુદ્ધિવિકાસ.

બારમા સૈકામાં યુરોપવાસીઓની બુદ્ધિમાં ચેતન આવ્યું. એ ચેતનનાં ચિહ્ન સર્વત્ર નજરે પડવા લાગ્યાં. ગ્રીક લોકોના વૈજ્ઞાનિક શોધોને યુરોપિયનો હવે હાથમાં લેવા લાગ્યા. તેમ કરવાનાં કારણ અનેક હતાં. યુરોપમાં હવે પરસ્પર યુદ્ધ બંધ થયું હતું. ધાર્મિક વિગ્રહો પછી લોકો ઉંચા પ્રકારનો વૈભવ ભોગવવાનું ઇચ્છતા હતા. ગત વર્ષોના વિગ્રહોથી તેમનાં મન ઘડાઇને દૃઢ થયાં હતાં. ફરીથી વેપાર ચાલવા લાગ્યો હતો. નગરોમાં શાંતિ વ્યાપી રહી હતી. તે હવે સહી-સલામત હતાં. પાદરીઓ વધારે કેળવણી લેવાનું ઉચિત ધારતા હતા. બીજા લોકોમાં પણ કેળવણી પ્રસરવા લાગી હતી. તેરમા અને ચૌદમા સૈકામાં વેનિસ, ફ્લોરન્સ, જીનોવા, લિસ્બોન, પારિસ, લંડન વગેરે જેવાં મોટાં અને સ્વતંત્ર શહેરો અસ્તિમાં આવ્યાં હતાં. તે બધાં વેપાર કરનારાં નગરો હતાં. એ નગરોમાં ઘણા મુસાફરો આવતા. ત્યાં મનુષ્યો વેપાર કરતા અને પરસ્પર વાતવિચાર ચલાવતા.

ઉપર આપણે જોયું છે કે આરબ લોકોએ ઍરિસ્ટોટલના સિદ્ધાંતોને યુરોપમાં ફેલાવ્યા હતા. વળી આપણે જોયું છે કે બીજા ફ્રેડરિકની મદદથી આરબ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની ઉંડી છાપ યુરોપિયનોના મન ઉપર પડી હતી. યાહુદીઓ મનુષ્યોનાં મનને વધારે ઉશ્કેરતા હતા. તેઓ પાદરીઓના હક્કની વિરૂદ્ધ હતા, અને સ્વતંત્ર વિચારને પોષતા હતા. વળી કિમિયાગરોની શોધોથી લલચાઇને લોકો અનેક પ્રકારના પ્રયોગો કરવાને તત્પર થયા હતા.

અગિયારમા સૈકાથી પારિસ, ઑક્સફર્ડ, બોલોના વગેરે શહેરો-માં વિશ્વવિદ્યાલયો સ્થપાયાં હતાં. તેમાં લોકો જ્ઞાનસંબંધી વાદવિવાદ કરતા. સ્કુલમેન નામના સાક્ષરો દરેક શબ્દનો અર્થ નક્કી કરવાને પ્રયાસ કરી રહ્યા હતા. એથી કરીને યોગ્ય તર્ક કરવાનો માર્ગ સુલભ

થતો હતો. આ વખતે બેકન નામનો મહાન તત્વવેત્તા કે જે આધુનિક વિજ્ઞાનનો પિતા કહેવાય છે તે પોતાની મેળે પ્રસિદ્ધિમાં આવતો હતો. તેના લેખો અજ્ઞાનની સામે ભારે લડત ચલાવતા હતા. દિવાનો પ્રકાશ જેમ અંધકારને ટાળે તેમ તેનું જ્ઞાન અજ્ઞાનને ટાળતું હતું. ઍરિસ્ટોટલનો જુસ્સો તેનામાં આવી રહ્યો હતો. તે દરેક જણને પ્રયોગ કરી જોવાનું કહેતો. જુના સિદ્ધાંતોને વળગી રહેવાની અને અમુક વ્યક્તિઓને પ્રમાણભૂત ગણવાની તે ના પાડતો. પોતાની મેળે વિચાર કરી જોવાનો તે સૌને બોધ આપતો.

ઉપર પ્રમાણે બેકન લખતો અને બોધ આપતો. પણ ત્રણ સૈકાં સુધી તેના બોધની અસર થઈ નહિં અને મનુષ્યો જ્ઞાનનો ભંડાર ખોળવાને અને કુદરતની શક્તિઓનો ઉપયોગ કરવાને પ્રયાસ કરવા લાગ્યા નહિં.

પણ આરબો ખ્રિસ્તીઓનાં મન તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન તરફ વાળવા લાગ્યા હતા. તેમણે તેમને કાગળ બનાવવાની કળા શિખવી હતી. એ કળાથી યુરોપમાં ફરીથી બુદ્ધિની ખીલવણી થવા લાગી. સૌથી પહેલા કાગળો ચીનમાં બનતા હતા. સને ૭૫૧ માં ચીના લોકોએ સમરકંદની મસીદો ઉપર હુમલો કર્યો. તેમાં તે હાર્યા અને કેટલાક ચીનાઓ કેદ પકડાયા. એ ચીનાઓ કાગળ બનાવવાની કળા જાણતા હતા. તેમની પાસેથી આરબો એ કળા શિખ્યા. તેમની મારફત એ કળા યુરોપમાં પ્રસરી. તેરમા સૈકાના અંત સુધી યુરોપમાં સારા કાગળો બનતા ન હતા. ત્યાર પછી ઈટાલીમાં સારા કાગળો બનવા લાગ્યા. ચોદમા સૈકામાં એ કળા જર્મનીમાં ગઈ અને એ સૈકાના અંતમાં કાગળો ઘણા બનવા લાગ્યા. કાગળની પુષ્કળ બનાવટથી છાપવાની કળાની શોધ થઇ, ઘણાં પુસ્તકો છપાયાં, અને યુરોપવાસીઓની બુદ્ધિમાં ઘણો વધારો થતો ગયો.

છાપવાની કળાની શોધ થઈ તેનું એક સારૂં પરિણામ એ આવ્યું કે ઘણાં બાઇબલો પ્રસિદ્ધિમાં આવ્યાં. શાળોપયોગી પુસ્તકો સસ્તાં

થયાં. લોકોમાં વાચન જલદીથી પ્રસર્યું. જગતમાં પુસ્તકોની સંખ્યા વધી એટલુંજ નહિં પણ તે પુસ્તકો સાદાં અને સમજી શકાય તેવાં થવા લાગ્યાં. પુસ્તકોની સગવડથી વાંચનારા વધ્યા. લોકો હવે માતૃભાષામાં પુસ્તકો લખવા લાગ્યા. ચૌદમા સૈકાથી યુરોપના આધુનિક સાહિત્યની શરૂઆત થવા લાગી.

ઉપર પ્રમાણે આરબોએ યુરોપની જાગૃતિમાં ભાગ આપ્યો હતો. હવે આપણે જોઇએ કે માંગોલ લોકોએ તેમાં શો ઉમેરો કર્યો હતો. વડા ખાનની સત્તા નીચે કારાકોરમમાં એશિયા અને પશ્ચિમ યુરોપના લોકો છુટથી એકબીજાની સાથે મળતા હળતા હતા. કારાકોરમના દરબારમાં સઘળી પ્રજાઓના પ્રતિનિધિઓ એકઠા થતા. યુરોપ અને એશિયાની વચ્ચે ઉભા થયેલા ધાર્મિક પ્રતિબંધો માંગોલ પાદશાહોના વખતમાં નાશ પામતા હતા. કારાકોરમના દરબારમાં પોપના પાદરીઓ, બુદ્ધના ભિક્ષુઓ, ઇટાલી અને ચીનના કારીગરો, આરબ અમલદારો, હિંદુ અને ઈરાની ખગોળવેત્તાઓ અને ગણિતશાસ્ત્રીઓ, તથા બાઇઝેન્ટિયમ અને આર્મેનિયાના વેપારીઓ એકઠા થતા. જ્ઞાનના પ્રચારક તરીકે માંગોલ લોકોએ જગતના ઇતિહાસ ઉપર ઘણી ઉંડી છાપ પાડી છે. જંગીસખાન અથવા કુબ્લાઇખાન મહાન અલેકઝાન્ડર કે શાલિમૅન જેવા જ સમજુ અને ઉત્પાદક શક્તિવાળા પાદશાહો હતા.

માંગોલ પાદશાહોની કચેરીમાં જે વિદ્વાનો એકઠા થતા તેમાં માર્કોપોલો ઘણો પ્રખ્યાત હતો. તેણે પોતાનો ઇતિહાસ લખ્યો છે. તે પોતાના પિતા અને કાકાની સાથે ચીનમાં ગયો હતો. તે વખતે કુબ્લાઇખાન ત્યાં રાજ્ય કરતો હતો. તેણે માર્કોના પિતા અને કાકાને ખ્રિસ્તી ધર્મના ઉપદેશકોને શોધી લાવવાને પાછા મોકલ્યા. તે પેલેસ્ટાઇનને રસ્તે ગયા. તે પોતાની સાથે કુબ્લાઇખાને આપેલું સોનાનું પદક લઇ ગયા હતા. તે આર્મેનિયામાં થઇને પાછા ઈરાની અખાત ઉપર ઓરમઝમાં આવી પહોંચ્યા. ત્યાં તેમને હિંદના વેપારીઓ મળ્યા.

ત્યાંથી તે પેકીન ગયા. ત્યાં કુબ્લાઇખાને તેમનો આદરસત્કાર કર્યો.

માર્કોપોલો જુવાન અને હોંશિયાર હતો. તે કુબ્લાઇખાનને ઘણો પસંદ પડ્યો. માર્કો તાર્તર ભાષા શિખ્યો હતો, તેથી કુબ્લાઇ-ખાને તેને અમલદાર બનાવ્યો અને કેટલાંક કામ કરવાને તેને જુદે જુદે ગામ મોકલ્યો. યુરોપમાં ફરતે ફરતે માર્કોએ માંગોલ રાજ્યનો સુંદર અને ફળદ્રુપ પ્રદેશ, સ્થળે સ્થળે આવેલાં મુસાફરખાનાં, સુંદર બાગબગીચાઓ, સાધુઓના મઠ, રેશમી અને કસબી કાપડની બનાવટો, સુશોભિત નગરોની બાઝી રહેલી હારો, વગેરેની હકીકત યુરોપવાસીઓને કહેવા માંડી. તેણે બર્મોના લશ્કરનું વર્ણન કર્યું, અને જાપાનમાં ભરેલા સોનાની વાત સૌને કહી સંભળાવી. માર્કો પોલોની મુસાફરીના વર્ણનથી યુરોપિયનોના મન ઉપર ભારે અસર થઇ. પંદરમા સૈકાનું યુરોપિયન સાહિત્ય અને ખાસ કરીને નવલકથાઓ માર્કોપોલોનાં ઐતિહાસિક પાત્રોનાં નામોથી ભરપૂર છે.

બે સૈકાં પછી માર્કોપોલોની મુસાફરીનું વર્ણન વાંચનારાઓમાં કોલમ્બસ નામનો એક નાવિક હતો. તેણે પૃથ્વીની આસપાસ ફરીને ચીન જવાનો નિશ્ચય કર્યો. તે દરેક રાજ્યમાં ફરી આવ્યો પણ તેને કોઇએ મદદ કરી નહિં. આખરે તે ફર્ડિનન્ડ અને આઇસાબેલ પાસે આવ્યો. તેમણે તેને મદદ કરી અને તે ત્રણ વહાણ લઇને નીકળ્યો. બે મહિના અને નવ દિવસની મુસાફરી કર્યા પછી તે એક ભૂમિ આગળ આવી પહોંચ્યો. તેણે તેને હિંદુસ્તાન ધાર્યું, પણ તે અમેરિકા નામનો નવો દેશ હતો. ત્યાંથી કોલમ્બસ પાછો સ્પેન આવ્યો અને સાથે સોનું, રૂ, અને કેટલાંક વિચિત્ર પક્ષીઓ લેતો આવ્યો. થોડાં વરસ પછી સર્વે લોકોને સમજાયું કે એ નવી દુનિયાની શોધથી જગતને ઘણો લાભ થશે.

કોલમ્બસની ફતેહથી લોકોને ઘણું ઉત્તેજન મળ્યું. સને ૧૪૯૮ માં વાસ્કોડી ગામા નામનો પોર્ટુગીઝ આફ્રિકાની આસપાસ ફરીને હિંદુસ્તાનમાં આવ્યો અને સને ૧૫૧૫માં પોર્ટુગીઝ વહાણો જાવામાં

દેખાવા લાગ્યાં. સને ૧૫૧૯માં મેગેલન નામનો નાવિક પાંચ વહાણ લઇને સેવિલથી પશ્ચિમ તરફ ગયો. તેનું એક વહાણ દુનિયાની આસપાસ ફરીને સહીસલામત પાછું આવ્યું. એવી રીતે મુસાફરી કરીને પાછું આવનાર તે પહેલુંજ વહાણ હતું. તેમાં બેશીને ૨૮૦ મનુષ્યો ગયા હતા પણ પાછા આવતી વખતે તેમાં માત્ર ૩૧ મનુષ્યો જ રહ્યા હતા. મેગેલન જાતે ફિલિપ્પાઈન બેટોમાં મરાયો હતો.

યુરોપવાસીઓની બુદ્ધિ હવે સતેજ થઇ રહી હતી. તેમ થવાનાં કારણ અનેક હતાં. હવે ઘણાં પુસ્તકો છપાતાં હતાં અને તે તેમના વાંચવામાં આવતાં હતાં. પૃથ્વી ગોળ છે અને તેની આસપાસ ફરી શકાય તેમ છે એવી શોધથી તેમના મનમાં અનેક આશાભરી કલ્પનાઓ ઉત્પન્ન થતી હતી. નવી નવી ભૂમિઓ શોધવાની, નવાં પશુ પક્ષીઓ જોવાની, નવા રીતરિવાજોને આલેખવાની, અને જીવનના નવા નવા મોજશોખો માણવાની હવે તેમને હોંસ થઇ રહી હતી. ઘણા સમયથી વિસ્મરાયલું ગ્રીક સાહિત્ય હવે ફરીથી છપાવા લાગ્યું હતું અને તે મનુષ્યોનાં હૃદયમાં પ્લેટોની કલ્પનાઓ અને પ્રજાસત્તાક રાજ્યની સ્વતંત્ર ભાવનાઓ ભરતું હતું. વળી માંગોલ લોકોના સહવાસથી યુરોપિયન આર્યો જુની દંતકથાઓને બાજુએ મુકી, બુદ્ધિનો વિકાસ કરી, જગતનું નેતૃત્વ ધારણ કરવાને તત્પર થતા હતા.



# પ્રકરણ ૫૦ મું.

## લૅટીન ધર્મસંસ્થાની સુધારણા.

યુરોપિયન લોકોના બુદ્ધિવિકાસથી રોમન ધર્મસંસ્થાને ઘણો ધક્કો લાગ્યો. હવે લોકો તેના સભાસદો થતા બંધ થયા. ઉપર આપણે જોયું છે કે અગિયારમા અને બારમા સૈકાઓમાં રોમન ધર્માધ્યક્ષ (પોપ) સઘળા ખ્રિસ્તીઓનાં મન ઉપર કેવી અજબ સત્તા ચલાવતો હતો. તેમજ આપણે જોયું છે કે ચૌદમા અને પંદરમા સૈકાઓમાં તે સત્તાનો ધીમે ધીમે નાશ થવા માંડયો હતો. પ્રથમ લોકોના ધાર્મિક ઉત્સાહને લીધે ધર્માધ્યક્ષોને બળ મળતું હતું પણ પાછળના સમયમાં ધર્માચાર્યોના ગર્વ અને જુલમને લીધે લોકોની શ્રદ્ધા શિથિલ થઇ હતી અને તેમની સત્તામાં ઘટાડો થયો હતો. ફાટફુટને લીધે તેમની મહત્તા કમી થઇ હતી. હવે ચારે તરફ તેમના દુશ્મનો ઉભા થતા હતા.

આ વખતે જૉન વિકલીફનો બોધ આખા યુરોપમાં પ્રસરવા લાગ્યો. બીજો એક જૉન હસ નામનો ઉપદેશક પ્રેગના વિશ્વવિદ્યાલયમાં ભાષણો કરવા લાગ્યો. તેના ઉપદેશથી આખા દેશમાં ઉત્સાહ વ્યાપી રહ્યો. બંનેનાં ભાષણ રોમન ધર્મની વિરૂદ્ધ હતાં. એ વિરોધનો નિકાલ લાવવાને કૉન્સ્ટન્સમાં એક ધાર્મિક મંડળ ભરવામાં આવ્યું. હસને ત્યાં બોલાવવામાં આવ્યો, પણ રસ્તામાં તેને પકડીને મારી નાંખવામાં આવ્યો. એથી બોહેમિયન લોકોએ બંડ કર્યું અને ધાર્મિક લડાઈ શરૂ થઇ. કૉન્સ્ટન્સમાં પાંચમા માર્ટિનને ધર્માધ્યક્ષ નીમવામાં આવ્યો અને તેણે તેમની સામે ધાર્મિક વિગ્રહનો ઉપદેશ કર્યો. પાંચ ધાર્મિક લડાઇઓ કરવામાં આવી પણ બોહેમિયન લોકો હાર્યા નહિં. છેવટે સંધિ કરવાને એક ધાર્મિક મંડળ પાછું ભરવામાં આવ્યું અને તેમાં બોહેમિયન લોકોના કેટલાક સુધારા સ્વીકારવામાં આવ્યા.

ચૌદમા સૈકામાં યુરોપમાં મોટી મરકી ચાલી. તેને લીધે લોકોને ઘણું ખમવું પડ્યું. ફ્રાન્સ અને ઇંગ્લાંડમાં ખેડુતો પૈસાદાર વર્ગની સામે થયા. જર્મનીમાં એ તકરારે ઘણું ગંભીર અને ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું. મુદ્રણ કળાથી એ કલહનો વેગ વધ્યો. હોલાંડ, ઈંગ્લાંડ, અને ઇટાલીમાં હવે છાપવાની કળા દાખલ થઈ ગઇ હતી. એનું પરિણામ એ આવ્યું કે હવે ઘણાં બાઇબલ છપાવા અને વહેંચાવા લાગ્યાં. એથી લોકોને વાદવિવાદ કરવાનું સુલભ થઈ પડ્યું. આખુ યુરોપ વાંચતું લખતું થઇ રહ્યું. આ વખતે રોમન ધર્મસંસ્થામાં ફાટ-ફુટ પડી રહી હતી, અને ઘણા રાજાઓ તેની લક્ષ્મી ઉપર તરાપ મારવાનો લાગ શોધી રહ્યા હતા.

જર્મનીમાં માર્ટિન લ્યુથર નામનો એક ધર્મોપદેશક ઉભો થયો. તેણે જુના ધાર્મિક સિદ્ધાંતો અને ક્રિયાઓ ઉપર આક્ષેપ કરવા માંડ્યા. પહેલાં તો તેણે લૅટીનમાં ઉપદેશ કરવા માંડ્યો, પણ પછી તેણે જર્મન ભાષામાં ઉપદેશ કર્યો, તેથી સામાન્ય વર્ગ તે સમજી શક્યો. તેને મારી નાંખવાનો પ્રયાસ કરવામાં આવ્યો, પણ તે ફોગટમાં. કારણ કે લ્યુથરને ઘણા મિત્રો હતા. વળી હવે યુરોપના રાજાઓ પોતાને ધર્મના વડા તરીકે કહેવરાવવાને અને રોમન ધર્માધ્યક્ષની સત્તા તોડવાને મથન કરી રહ્યા હતા. ઇંગ્લાંડ, સ્કૉટલાંડ, સ્વીડન, નૉર્વે, ડેન્માર્ક, ઉત્તર જર્મની, અને બોહેમિયા, એક પછી એક, રોમન ધર્માધ્યક્ષની સત્તા નીચેથી નીકળી જવા લાગ્યાં.

યુરોપના રાજાઓને પ્રજાઓના નૈતિક કે ધાર્મિક વિકાસની કંઇ પડી ન હતી. તેઓ તો તેમને રોમન ધર્મસંસ્થા સામે ઉશ્કેરીને માત્ર પોતાનું બળ વધારવાનો પ્રયાસ કરી રહ્યા હતા. એથી પરિણામ એ આવ્યું કે દરેક રાજ્યમાં એક ધર્મસંસ્થા સ્થપાઇ અને તેનો ઉપરી રાજા થયો. છતાં પણ ધર્મકાર્યમાં રાજાનું ઉપરીપણું નહિ માનનારી અને બાઇબલને જ આધારે ચાલનારી કેટલીક સંસ્થાઓ કાયમ રહી હતી. ઇંગ્લાંડમાં તેના સભાસદો નૉન કન્ફૉર્મીસ્ટસ કહે-

વાયા. તેઓએ સત્તર અને અરાઢમા સૈકામાં ઇંગ્લાંડના રાજ્યપ્રકરણ-માં ઘણો મોટો ભાગ લીધો હતો. ધર્મની બાબતમાં તે રાજાનું ઉપરીપણું સ્વીકારતા ન હતા અને તે એટલે સુધી કે ધર્મમાં આડે આવવાને લીધે પહેલા ચાર્લ્સને તેમણે હંફાવ્યો હતો અને અગિયાર વરસ સુધી ઈંગ્લાંડ તેમના અમલ નીચે પ્રજાસત્તાક રાજ્ય બની રહ્યું હતું.

આ પ્રમાણે ઉત્તર યુરોપની વસ્તીનો ઘણો મોટો ભાગ રોમના ધર્માધ્યક્ષની સત્તા નીચેથી ખસી ગયો. એ બનાવ ધર્મસુધારણાને નામે ઓળખાય છે. એથી રોમન ધર્મસંસ્થાને મોટો ધક્કો લાગ્યો, અને તેથી તેમાં ભારે ફેરફારો થયા. એ સંસ્થાનું બંધારણ ફરીથી બાંધવામાં આવ્યું અને તેના જીવનમાં નવો જુસ્સો આવ્યો. એ પુન-રૂદ્ધારના કાર્યમાં એક વ્યક્તિ મુખ્ય હતી. તેનું નામ સેંટ ઈગ્નેશિયસ હતું. પ્રથમ તે સ્પેનનો એક સૈનિક હતો. પછી તે પાદરી થયો. તેણે એક મંડળ સ્થાપ્યું. તે જીસસનું મંડળ કહેવાયું. ધર્મને નામે સેવા કરવામાં પણ સૈનિકોના નિયમો, વીરત્વ, અને ઉદારતાનું પાલન કરવું એવો એ મંડળનો ઉદ્દેશ હતો. એ મંડળના સભાસદો જેસ્યુઇટસ કહેવાયા. એ મંડળ જગતમાં એક મોટામાં મોટી કેળવણી આપ-નારી અને ધર્મનો બોધ કરનારી સંસ્થા થઇ રહી. તેના વડે ખ્રિસ્તી ધર્મ હિંદુસ્તાન, ચીન, અને અમેરિકામાં દાખલ થયો. રોમન કૅથૉ-લિક પંથના અનુયાયીઓમાં તેણે કેળવણીનું આદર્શ ઘણું ઉંચું બનાવ્યું. તેને લીધે પ્રોટેસ્ટંટો પણ કેળવણી વિષયક પ્રયાસો કરવા લાગ્યા. આજે આપણે રોમન કૅથૉલિક પંથમાં જે જુસ્સો અને સાહસ જોઇએ છીએ તે તેને લીધે જ છે.

---

# પ્રકરણ ૫૧ મું.

## પાદશાહ પાંચમો ચાર્લ્સ.

પાદશાહ પાંચમા ચાર્લ્સના વખતમાં ધાર્મિક રોમન રાજ્ય ચઢતીમાં આવ્યું હતું. યુરોપમાં પાંચમો ચાર્લ્સ એક અસાધારણ વ્યક્તિ થઇ ગયો. શાર્લિમૅન પછી થોડા વખત સુધી તે મોટામાં મોટો પાદશાહ થઇ રહ્યો હતો. પણ ચાર્લ્સે પોતાની મોટાઇ જાતે મેળવી ન હતી. તેના દાદા પહેલા મેકસિમિલિયને તે તેને વારસામાં આપી હતી. મેકસિમિલિયન પાસે પ્રથમ ઓસ્ટ્રિયા, સ્ટિરિયા, આલ્પ્સ અને બીજાં પરગણાં હતાં. તે પરણ્યો ત્યારે નેધરલેન્ડ અને બર્ગન્ડી તેને મળ્યાં. તેની સ્ત્રીના મરણ પછી બર્ગન્ડીનો ઘણો ભાગ તેના હાથમાંથી જતો રહ્યો. પછી તેણે બ્રિટન લેવાનો પ્રયાસ કર્યો. પછી તેણે પોતાના દિકરાને સ્પેનના રાજા ફર્ડિનન્ડની દિકરી સાથે પરણાવ્યો. તે વખતે ફર્ડિનન્ડ સ્પેન, સાર્ડિનિયા, સિસિલીઝ, અને અમેરિકાના ઘણાખરા ભાગ ઉપર રાજ્ય કરતો હતો. તેથી કરીને પાંચમા ચાર્લ્સને અમેરિકાનો લગભગ આખો મુલક અને યુરોપનો લગભગ અરધો ભાગ વારસામાં મળ્યો હતો. જ્યારે ફર્ડિનન્ડ મરી ગયો ત્યારે તેને આખું સ્પેનનું રાજ્ય મળ્યું અને મેકસિમિલિયન મરી ગયો ત્યારે તે વીસ વરસની કુમળી વયે પાદશાહ નીમાયો.

ચાર્લ્સ દેખાવે સુંદર હતો. તેના મ્હોં ઉપરથી તે બહુ બુદ્ધિશાળી લાગતો ન હતો. તે ગાદીએ બેઠો ત્યારે તેની આસપાસના મુલકોમાં જુવાન અને જુસ્સાવાળા રાજાઓ રાજ્ય કરતા હતા. પહેલો ફ્રાન્સિસ એકવીસ વરસની ઉમ્મરે ફ્રાન્સની ગાદીએ બેઠો હતો. ઇંગ્લાંડમાં આઠમો હેનરી અરાઢ વરસની વયે રાજા થયો હતો. તે વખતે હિંદુસ્તાનમાં બાબર રાજ્ય કરતો હતો. તુર્કસ્તાનમાં સુલેમાન અમલ ચલાવી રહ્યો હતો. તે વખતનો પોપ દસમો લિઓ પણ ઘણો પ્રખ્યાત

પુરૂષ હતો. ફ્રાન્સિસ અને લિઓએ ચાર્લ્સને ગાદીએ બેસવામાં હરકત કરી; કારણકે એક જ મનુષ્યના હાથમાં એટલી બધી સત્તા આવે તેથી તે બંને ડરતા હતા. પણ ગમે તેમ કરીને ચાર્લ્સ ગાદીએ બેઠો હતો.

પ્રથમ તો ચાર્લ્સ તેના પ્રધાનોના હાથમાં એક રમકડા જેવો હતો. પછી ધીમે ધીમે તેણે સત્તા હાથમાં લેવા માંડી. પાદશાહ તરીકેની જવાબદારી તે હવે સમજવા લાગ્યો. તેની સ્થિતિ સારી હતી પણ તે સહીસલામત ન હતી. આ વખતે લ્યુથરના બોધથી જર્મનીમાં ખળભળાટ ચાલી રહ્યો હતો. પોપ ચાર્લ્સની સામે પડ્યો હતો તેથી પ્રથમ તો ચાર્લ્સ લ્યુથરના અનુયાયીઓનો પક્ષ લેવા લાગ્યો. પણ તે કૅથૉલિક સંપ્રદાયવાળા સ્પેનમાં ઉછર્યો હતો તેથી તેણે આખરે પોપનો પક્ષ લીધો. તેથી પ્રોટેસ્ટંટ રાજાઓની જોડે તેને વિરોધ થયો. એ વખતે જર્મનીમાં ખેડુતોએ બળવો કર્યો અને પૂર્વ અને પશ્ચિમમાંથી રાજ્ય ઉપર હુમલા થવા લાગ્યા. પશ્ચિમમાં તેનો પ્રતિસ્પર્ધી ફ્રાન્સિસ હતો અને પૂર્વમાં તુર્ક લોકો આસ્ટ્રિયા ઉપર ચ્હડી આવતા હતા. ચાર્લ્સ પાસે સ્પેનનું લશ્કર અને દ્રવ્ય બંને હતાં, પણ જર્મનીમાંથી કોઈએ તેને મદદ કરી નહિં. તેથી તે ઘણો સપડાયો. આખરે આઠમા હેનરીની મદદથી તે ફ્રાન્સિસ અને તુર્કોની સામે થયો. ઉત્તર ઇટાલીમાં યુદ્ધ ચાલ્યું. જર્મન લશ્કરે ફ્રાન્સ ઉપર હુમલો કર્યો. તેનાથી માર્સેલ્સ લેવાયું નહિં. તે ઇટાલીમાં પાછું ગયું. તેણે મિલાન ખોયું. પેવિઆમાં તે ઘેરાઈ ગયું. પેવિઆ ઉપર ઘેરો ઘાલતાં ફ્રાન્સિસ હાર્યો, ઘાયલ થયો અને કેદ પકડાયો. એથી પોપ અને હેનરી ચાર્લ્સની સામે થયા. જર્મન લશ્કરે રોમને ઘેરો ઘાલ્યો અને તેને લુંટયું. આ પ્રમાણે દસ વરસ મારામારી ચાલી અને તેથી આખા યુરોપને ઘણું નુકશાન થયું. આખરે પોપે બોલોનામાં ચાર્લ્સને રાજ્યાભિષેક કર્યો. પોપને હાથે રાજ્યાભિષેક કરાવનાર એ છેલ્લામાં છેલ્લો જર્મન પાદશાહ હતો.

એ વખતે તુર્ક લોકો હંગરીમાં આગળ વધતા હતા. તેમણે હંગરીના રાજાને મારી નાંખ્યો, બુડાપેસ્થને જીતી લીધું, અને વિએના લેવાની તૈયારીમાં હતા. એથી ચાર્લ્સ ગભરાટમાં પડ્યો, પણ જર્મન રાજકુમારો દુશ્મન સામે થવાને પણ એકઠા થયા નહિં. એટલામાં વળી ફ્રાન્સિસે લડાઇ જાહેર કરી, પણ ચાર્લ્સે તેને સમજાવી દીધો, અને બંને ભેગા મળીને તુર્કોની સામે થયા. એટલામાં પોપની વિરૂદ્ધ પડેલા પ્રોટેસ્ટંટ જર્મન રાજકુમારો એકત્ર થઈને ચાર્લ્સની સામે થયા. હંગરી પાછું મેળવવાને તુર્કો સાથે લડાઇ કરવાને બદલે ચાર્લ્સને હવે અંદર અંદરના કલહ પતવવામાં રોકાવું પડ્યું. સત્તા મેળવવાને રાજકુમારોએ એ કલહ ઉભો કર્યો હતો. એથી કોઇ વાર લડાઈ થતી, કોઇ વાર બંડ ઉઠતું, અને એ પ્રમાણે થવાથી આખા મધ્ય યુરોપને ભવિષ્યમાં ભારે નુકશાન ખમવું પડયું હતું.

ચાર્લ્સ એ કલહનું ખરેખરૂં કારણ સમજી શકયો ન હતો. એણે ધાર્યું કે ખરેખરા ધાર્મિક મતભેદોથી એ કલહ ઉત્પન્ન થયો હશે તેથી તેણે સભાઓ ભરી, ખાણાં આપ્યાં, અને પરસ્પર સંધિ કરવાને પ્રયાસ કર્યા. ન્યુરેન્બર્ગની સંધિ, રેટીસ્બોનનું ખાણું, અને ઑગ્ઝબર્ગની સભાનો વિગતવાર હેવાલ જર્મનીના ઇતિહાસના અભ્યાસકે જાણવો આવશ્યક છે. પણ એકે બાબતમાં યુરોપના રાજાઓ પ્રમાણિકપણે વર્તતા ન હતા. યુરોપમાં ચાલી રહેલું ધાર્મિક પરિવર્તન, લોકોનું સત્યાન્વેષણ અને જ્ઞાનવૃદ્ધિ, એ બધાંને તેઓ કાર્ય સાધવાનાં સાધનો તરીકે ગણતા હતા. એથી ઈંગ્લાંડનો આઠમો હેનરી કે જેણે પોપ પાસેથી ધર્મરક્ષકનો ઇલિકાબ મેળવ્યો હતો તે પોતાની પહેલી સ્ત્રીને છુટાછેડા આપવાને અને એન બોલિન નામની બીજી સ્ત્રી પરણવાને તથા દેવળોનું અઢળક દ્રવ્ય લુંટવાને પ્રોટેસ્ટંટ રાજકુંવરોને મળી ગયો. સ્વીડન, નૉર્વે, અને ડેન્માર્ક, પ્રોટેસ્ટંટ પક્ષમાં કયારનાંયે ભળી ગયાં હતાં.

લ્યુથરના મરણ પછી જર્મનીમાં ધાર્મિક લડાઇ શરૂ થઈ.

ચાર્લ્સનો શત્રુ હેસેનો ફિલિપ કેદ પકડાયો અને તુર્ક લોકોને ખંડણી આપવાનું કહીને સમજાવી દેવામાં આવ્યા. એવામાં ચાર્લ્સના સારા નસીબે ફ્રાન્સિસ મરી ગયો. હવે ચાર્લ્સે સમાધાની કરવાને ઘણા પ્રયાસ કર્યા; પણ ફોગટમાં આખું જર્મની લડાઇમાં જોડાયું. ચાર્લ્સ ઇન્સબ્રુકમાંથી ન્હાશી ગયો અને તેથી કેદમાંથી બચ્યો. પછી પાસૅાની સંધિ થઇ અને થોડા વખત સુધી સર્વત્ર શાંતિ વ્યાપી.

આ પ્રમાણે બત્રીસ વરસ સુધી જર્મનીના રાજ્યમાં બનાવો બની રહ્યા હતા. વળી આ પ્રમાણે આખા યુરોપમાં સત્તાને માટે પરસ્પર સ્પર્ધા ચાલી રહી હતી. કોઇ પણ યુરોપિયન પ્રજા હજી અમેરિકા કે એશિયા તરફ દૃષ્ટિ કરતી ન હતી. પાસૅાની સંધિ પછી ચાર્લ્સના સમજવામાં આવ્યું કે પરસ્પર સ્પર્ધા કરવી નકામી છે. તેના શરીરનો બાંધો મજબૂત ન હતો. તે સંધિવાથી પીડાતો હતો. તેણે હવે રાજ્યને છોડી દીધું, અને જર્મની તેના ભાઇ ફર્ડિનન્ડને આપ્યું અને સ્પેન તથા નેધરલેન્ડ તેના દિકરા ફિલિપને આપ્યાં. પછી તે દુનિયાનો ત્યાગ કરીને એક મઠમાં રહેવા ગયો. આખરે ત્યાં તે મરી ગયો.

ચાર્લ્સના ત્યાગ વિષે ઘણી વાતો લખાયલી છે. દુનિયાનો ત્યાગ કરીને તે એકલો રહેતો ન હતો. તે લગભગ દોઢસો નોકરો રાખીને ઠાઠથી રહેતો. તે ભાવતાં ભોજન ખાતો. તેને વાંચવાનો શોખ ન હતો પણ ખાણા વખતે કોઇની પાસે કંઇ વંચાવીને સાંભળતો. તે કોઈ વખત સંગીત અથવા ધર્મોપદેશ સાંભળતો અને કોઇ વાર રાજ્યનું કામ પણ જોતો. તેની રાણીના મરણ પછી તેનું ચિત્ત ધર્મ તરફ વળ્યું હતું. તે ધાર્મિક ક્રિયાઓ વધારે કરતો. લૅન્ટના તહેવારોમાં તે બીજા સાધુઓની માફક પોતે પોતાને કોરડા મારતો. પ્રોટેસ્ટંટો તરફ તે ધિક્કારથી જોતો અને તેમને શિક્ષા કરવાનું કહેતો.

આ વખતે ચાર્લ્સના જીવનમાં ખાસ કરીને લક્ષમાં રાખવા

જેવું એ હતું કે તે દફ્‌ન ક્રિયાને ઘણી મહત્ત્વની ગણતો. કોઈ મરી જાય તો તેની દફ્‌નક્રિયા વખતે તે હાજર રહેતો અને ભૂતકાળમાં મરી ગયેલા મનુષ્યો માટે પ્રાર્થના કરાવતો. પોતાની રાણીના સંવત્સરીને દિવસે તે ધર્મક્રિયા કરાવતો. પોતે જીવતો હતો છતાં પણ તેણે પોતાના દફ્‌ન વખતની ધર્મક્રિયા કરાવી હતી, અને એક કાળી કામળી ઓઢીને તે ક્રિયા જોવાને તે ઉભો રહ્યો હતો.

એ બનાવ પછી બે મહિનામાં ચાર્લ્સ મરી ગયો. તેની સાથે ધાર્મિક રોમન રાજ્યનો અંત આવ્યો. પહેલા નેપોલિયનના સમય સુધી તે જેમ તેમ કરીને ટકી રહ્યું પણ તેની દશા ઘણી નબળી અને મરણતોલ બની રહી હતી.



# પ્રકરણ પર મું.

## રાજકીય પ્રયોગોનો યુગ.

લૅટીન ધર્મસંસ્થા પડી ભાગી. રોમન ધાર્મિક રાજ્યની પાયમાલી થવા બેઠી. સોળમા સૈકાથી યુરોપનો ઇતિહાસ જુદું સ્વરૂપ ધારણ કરે છે. એ સૈકામાં યુરોપની પરિસ્થિતિ બદલાવા લાગી અને પ્રજાઓ તે પરિસ્થિતિને લગતાં નવાં રાજકીય અને સામાજીક બંધારણો બાંધવાને પ્રયાસ કરવા લાગી. જુના જમાનામાં રાજાઓ અથવા તેમનો વંશ કે જાતિ બદલાતી પણ રાજ્યબંધારણ તેનું તેજ રહેતું. પ્રજાજીવનમાં પણ કશો ફેરફાર થતો નહિં. હવે પ્રજાઓ સામાજીક જીવનમાં પણ ઘટતો ફેરફાર કરવાને તૈયાર થવા લાગી. આ પ્રમાણે ફેરફાર થવાનાં કારણો અનેક હતાં. પ્રજાઓના સામાન્ય જ્ઞાનમાં વધારો થયો હતો અને તે જલદી સર્વત્ર ફેલાતું હતું. શારીરિક સુખમાંજ સંતોષ માની લોકો બેશી રહેતા નહિં. વધારે ઉચ્ચ જીવનની ભાવનાઓ તેમના હૃદયમાં ઉત્પન્ન થવા લાગી. પ્રજાનું ભૌતિક જ્ઞાન વધતું હતું અને તેથી મનુષ્યોના સુખ અને પરસ્પર વ્યવહારનાં સાધનો અને યુક્તિઓની શોધો થતી હતી. છાપવાના કાગળની શોધને લીધે લોકોને જ્ઞાન મેળવવું સહેલું અને સસ્તું થઇ પડયું. એક સ્થળેથી બીજે સ્થળે જવાને સારા રસ્તા બાંધવામાં આવ્યા અને અશ્વ, ઉંટ, ગાડી વગેરેને વાહન તરીકે વાપરવામાં આવ્યાં. શિક્કાવાળું નાણું ચલાવવામાં આવ્યું અને કરજ, માલકી, તથા વેપારની વ્યાખ્યામાં ઘટતો ફેરફાર કરવામાં આવ્યો. રાજ્યોનો વિસ્તાર પણ હવે વધતો ગયો અને તેની સાથે મનુષ્યોની માનસિક દૃષ્ટિ વધારેને વધારે ઉઘડતી ગઈ.

ગ્રીસ અને અલેકઝાન્ડ્રિયાએ શરૂ કરેલી વૈજ્ઞાનિક ક્રિયાઓ થોડોક વખત તો બંધ રહી. ટયુટૉનિક લોકોના હુમલા, માંગોલિયનોનું

પશ્ચિમ તરફ પ્રયાણ, ધર્મસુધારણાના પ્રયાસ, અને મરકીને લીધે યુરોપની રાજકીય અને સામાજીક સુધારણામાં ઘણું વિઘ્ન નડયું. એ વિઘ્નમાંથી પસાર થયા પછી યુરોપની સંસ્કૃતિએ નવું સ્વરૂપ ધારણ કરવા માંડયું. હવે સર્વ પ્રકારનું સાહિત્ય છપાઇને બહાર પડવા લાગ્યું. લોકોને વિવિધ પ્રકારની માહિતી મળવા લાગી, અને ધીમે ધીમે વિજ્ઞાનની પદ્ધતિસર શોધ કરવાની ફરી શરૂઆત થવા લાગી. તેને લીધે ઘણી શોધો થઈ અને મનુષ્યોમાં પરસ્પર વ્યવહાર અને સહકાર વધવા લાગ્યા. જે નવી વસ્તુઓ શોધી કહાડવામાં આવી તેમાં છાપવાના કાગળ અને દરિયાઇ મુસાફરી કરવાનું વહાણ તથા હોકાયંત્ર ઘણાં અગત્યનાં હતાં. છાપવાના કાગળથી લોકોમાં જ્ઞાન ફેલાયું, જુદા જુદા પ્રકારની માહિતી તેમને મળવા લાગી, તેઓ વાદવિવાદ કરવા લાગ્યા, અને તેમનામાં રાજકીય જાગૃતિ આવવા લાગી. વહાણની શોધને લીધે આખી પૃથ્વી જાણે એકજ દેશ હોય તેમ બની રહ્યું. વળી માંગોલ લોકોએ દાખલ કરેલી તોપ અને તેમાં ફોડવાના દારૂમાં સુધારો કરવામાં આવ્યો. એ પણ ઘણો અગત્યનો સુધારો હતો. તેને લીધે ઉમરાવોના કિલ્લા અને શહેરોની દિવાલો નકામી થઇ રહી અને લશ્કરી જમીનદારીનો ( ફયુડેલિઝમનો ) અંત આવ્યો. કૉન્સ્ટેન્ટીનોપલ, મેક્ષિકો, અને પીરૂ તોપના મારથીજ સર કરવામાં આવ્યાં હતાં.

સત્તરમા સૈકામાં વૈજ્ઞાનિક શોધોનો વિકાસ થવા લાગ્યો. સર ફ્રાન્સિસ બેકન તેની ઉપયોગિતા સર્વેને સમજાવવા લાગ્યો. કુદરતનું અવલોકન કરીને પ્રયોગો કરી જોવાનું તે સર્વેને કહેવા લાગ્યો. તે વખતે લંડનમાં રૉયલ સોસાયટી, ફ્લોરેન્ટાઈન સોસાયટી, અને બીજી સંસ્થાઓ સ્થપાઈ. તે જ્ઞાનનો શોધ કરી તેનો ફેલાવો કરવા લાગી. એ સંસ્થાઓએ નવી શોધો કરી એટલુંજ નહિં પણ માનવજાતિના વિચારોની પ્રગતિ અટકાવનારા જુના પૌરાણિક ઇતિહાસ સામે તેમણે જબરી લડત ચલાવી. પણ સત્તરમા અને અરાઢમા સૈકાઓમાં ઘણું અગત્યનું કામ તો એ થયું કે નવા નવા દેશો ખોળવામાં આવ્યા

અને તેમના નકશા ચિતરાયા. તાસ્માનિયા, આસ્ટ્રેલિયા, અને ન્યુ-ઝીલાંડને નકશામાં સ્થાન અપાયાં. ગ્રેટ બ્રિટનમાં ધાતુ ગાળવાને લાકડાના કોયલાને બદલે ખનિજ કોયલાનો ભૂકો વાપરવામાં આવ્યો, તેથી લોઢું સોંઘું થયું, અને તેનો પુષ્કળ ઉપયોગ કરવામાં આવ્યો. એથી હાલનાં યંત્રોની શરૂઆત થઈ. આગગાડી, આગબોટ, મોટા પુલો, મોટાં મકાનો બંધાવા લાગ્યાં, અગાધ શક્તિવાળાં યંત્રો બનવા લાગ્યાં, અને વિજળીક બળના ગૂઢ ખજાનાની ચાવી મનુષ્યોના હાથમાં આવવા લાગી.

સોળમા સૈકામાં યુરોપની પ્રજાઓની ઇચ્છા હતી કે રોમન કૅથૅાલીક સંસ્થાની સત્તા નીચે ધાર્મિક રોમન રાજ્ય સ્થાપવું. પાદશાહ પાંચમો ચાર્લ્સ એમાં સંમત હતો પણ ઈંગ્લાંડનો આઠમો હેનરી અને લ્યુથર કૅથૅાલીક સંપ્રદાયનું બળ તોડવાને મથી રહ્યા હતા. સત્તરમા અને અઢારમા સૈકાઓમાં યુરોપની પ્રજાઓનું મન બદલાયું. સર્વે હવે પ્રજાને માથે રાજા જોઇએ એવા વિચારના થયા. રાજા નીમવો, તેને સ્વતંત્ર સત્તા સોંપવી, રાજ્યને વધારવું, અને આસપાસના મુલકોને તાબે કરવા એવા એવા પ્રયાસો હવે સઘળે થવા લાગ્યા. ઉમરાવો અને પૈસાદાર વર્ગ તેની સામે થયા. એ કલહમાં કોઇ વાર રાજા જીતતો અને કોઇ વાર પૈસાદાર વર્ગ ફાવી જતો. એક સ્થળે રાજા સર્વોપરી સત્તા ભોગવતો દેખાતો અને બીજે સ્થળે જોરાવર વેપારી વર્ગ પ્રજાસત્તાક રાજ્ય ચલાવતો જણાતો. આ ઉપરથી સહજ સમજાશે કે એ વખતે યુરોપમાં રાજ્યબંધારણના અનેક પ્રયોગો ચાલી રહ્યા હતા.

એ સઘળા પ્રયોગોનું વિગતવાર વર્ણન આપવું અહિં અશક્ય છે. હૅાલેન્ડનો વેપારીવર્ગ પ્રૅાટેસ્ટંટ બની ગયો અને તેણે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. ઇંગ્લાંડમાં આઠમા હેનરી અને એલીઝાબેથે સંપૂર્ણ અધિકારનો પાયો નાંખ્યો. પાછળથી એ અધિકાર પહેલા જેમ્સ અને પહેલા ચાર્લ્સની મુર્ખાઇથી નાશ પામ્યો. પ્રજાદ્રોહને લીધે પહેલા

ચાર્લ્સને મારી નાંખવામાં આવ્યો. યુરોપના રાજકીય વાતાવરણમાં એ તદ્દન નવોજ બનાવ હતો. પછી લગભગ બાર વરસ સુધી બ્રિટનમાં પ્રજાસત્તાક રાજ્ય રહ્યું. ત્યાર પછીના સમયમાં ત્યાં રાજાની સત્તા અસ્થિર રહેતી. વારંવાર પાર્લામેન્ટ તેને નરમ પાડતી. છેવટે ત્રીજા જ્યૉર્જે જબરો પ્રયત્ન કર્યો અને તેણે લગભગ સંપૂર્ણ સત્તા પાછી મેળવી.

પણ યુરોપના સઘળા રાજાઓમાં ફ્રાન્સનો રાજા ચૌદમો લુઇ રાજ્ય સ્થાપવામાં સૌથી વધારે ફતેહમંદ નીવડયો હતો. તેને રીશૅલ્યુ અને મૅઝૅરીન નામના બે બુદ્ધિશાળી પ્રધાન હતા. લુઈ એક નમુનેદાર રાજા હતો. ફ્રાન્સના રાજ્યનો વિસ્તાર હાઇન અને પિરિનીઝ સુધી વધારવો અને સ્પેનીશ નેધરલેન્ડઝ લઇ લેવા એવી તેની ઇચ્છા હતી. શાર્લિમૅનનો તે વંશજ છે એમ તે માનવા લાગ્યો. લાંચ આપીને કામ કહાડી લેવું એ રાજ્ય ખટપટનું એક અતિ ઉપયોગી અંગ છે એમ તે ધારતો. એથી એનો બધો પૈસો લાંચ આપવામાં જતો. બીજો ચાર્લ્સ અને પોલાંડના ઘણા ઉમરાવોને તેના તરફથી પૈસા મળતા. પણ તેની મુખ્ય ઇચ્છા તો એ હતી કે ઘણા ઠાઠ અને વૈભવથી રહેવું. તેણે વર્સૅલ્સમાં એક ઘણો સુંદર મહેલ બંધાવ્યો હતો. એ મહેલના ઝરૂખા, અગાસીઓ, ફુવારા, બાગ, બગીચા, વગેરેના સૌંદર્યથી આખી દુનિયા અંજાઈ રહી હતી.

યુરોપમાં બધે લુઈનું અનુકરણ થવા લાગ્યું. દરેક રાજા, રાજકુંવર, અને ઉમરાવ તેના જેવો મહેલ બંધાવવા લાગ્યો. એથી સુંદર કોતરકામ અને મહેલ શણગારવાની વસ્તુઓનો ઉદ્યોગ વધ્યો. મોજશોખનાં સાધન પુરાં પાડનારી કળાઓની પણ આબાદી થઇ. આરસપહાણનું કોતરકામ, લક્કડ ઉપર સોનેરી કામ, ચિત્ર, રંગરોગાન, સંગીત, અને સુંદર છાપકામ ઘણાં વધવા લાગ્યાં. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો સારા સારા રેશમી પોશાક પહેરી, કૃત્રિમ ઠાઠ કરી જીવન ગાળવા લાગ્યાં. સર્વે લુઇનું અનુકરણ કરતાં હતાં.

એ વખતે જર્મન પ્રજામાં જુદા જુદા ભાગ પડી ગયેલા હતા. જર્મન, સ્વીડ, અને બોહેમિયન પ્રજાઓ વચ્ચે ચાલેલા ત્રીસ વરસના વિગ્રહથી જર્મની ઘણું નિર્બળ થઈ ગયું હતું. વેસ્ટફેલિયાની સંધિ પછીનો યુરોપનો નકશો બતાવે છે કે એ વિગ્રહનો અંત ઘણી દુર્દશામાં આવ્યો હતો. એ વખતનો નકશો અહિંતહિં થીંગડાં મારેલા વસ્ત્ર જેવો જણાય છે. તેમાં જર્મની નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયેલું નજરે આવે છે. તેમાં સ્વીડનની સત્તા ઘણે સુધી પહોંચી ગયેલી માલમ પડે છે. જર્મન રાજ્યની હદમાં આવેલા કેટલાક બેટ ફ્રાન્સને તાબે હતા પણ તેની સત્તા હજી ર્‌હાઇન સુધી પહોંચી ન હતી. એ વખતે પ્રુશિયાનું રાજ્ય ધીમે ધીમે આબાદીમાં આવતું હતું. તેનો રાજા ફ્રેડરિક ધિ ગ્રેટ હતો. તેણે પોટ્સડામમાં સુંદર મહેલ બાંધ્યો હતો. તેના દરબારમાં સર્વે ફ્રેન્ચ ભાષા બોલતા અને ફ્રેન્ચ સાહિત્ય વાંચતા.

પાંચમા ચાલ્સના ઑસ્ટ્રિયન વંશજો પાદશાહનો ઇલકાબ ધારણ કરતા, પણ હવે પૂર્વમાં પણ બીજો પાદશાહ થયો હતો. કૉન્સ્ટેન્ટિનોપલના પતન પછી મોસ્કોનો ડયુક ઇવાન ધિ ગ્રેટ બાઇઝેન્ટિયમની ગાદીનો વારસ હોવાનો દાવો કરીને ત્યાંનું રાજચિહ્‌ન હાથ ઉપર ધારણ કરવા લાગ્યો. તેના પછી તેના પૌત્રે ઝારનો ઇલકાબ ધારણ કર્યો. અત્યાર સુધી રૂશિયા ઘણે દૂરનો એશિયાનો પ્રદેશ ગણાતું પણ પીટર ધિ ગ્રેટ નામના ઝારે તેને પશ્ચિમની રાજકીય બાબતોમાં ભાગ લેતું કર્યું. તેણે પિટ્સબર્ગ બાંધ્યું અને તેમાં રાજધાની કરી. એ પિટ્સબર્ગ રૂશિયા અને યુરોપ વચ્ચે દ્વારની ગરજ સારવા લાગ્યું. પીટર ધિ ગ્રેટે ફ્રેન્ચ શિલ્પશાસ્ત્રીને બોલાવીને પિટરહૉફમાં સુંદર મહેલ બંધાવ્યો. તે મહેલની અગાશીઓ, છજાં, બાગબગીચા, ફુવારા, વગેરે એક મોટા રાજાને છાજે તેવાં હતાં. પ્રુશિયાની માફક રૂશિયાના દરબારમાં પણ ફ્રેન્ચ ભાષા વપરાતી.

ઑસ્ટ્રિયા, પ્રુશિયા, અને રૂશિયાની વચ્ચે પોલેન્ડનું રાજ્ય આવેલું

હતું. તેમાં ઘણા જમીનદારો હતા. તે પોતાના રાજાની સત્તાની અદેખાઇ કરતા. રાજ્યમાં અવ્યવસ્થા ચાલી રહી હતી. આખરે તે રાજ્ય રૂશિયા, પ્રુશિયા અને ઑસ્ટ્રિયા વચ્ચે વહેંચાઇ ગયું. એ વખતે સ્વિટઝર્લાંડ નાનાં નાનાં રાજ્યોનું બનેલું હતું. વેનિસમાં પ્રજાસત્તાક રાજ્ય ચાલતું. ઇટાલી નાના નાના ઉમરાવો અને રાજકુંવરો વચ્ચે વહેંચાઇ ગયેલું હતું. રોમન કૅથૉલીક રાજ્યોમાં પોપની સત્તા ચાલતી પણ તે હવે રાજા પ્રજાની તકરારોમાં વચ્ચે પડતો નહિં; કારણ કે તેને ડર લાગતો કે તેથી એની સત્તાનો નાશ થશે. એ વખતે યુરોપમાં રાજ્યવહીવટ સંબંધી એક પણ સામાન્ય સિદ્ધાંત પ્રવર્તતો ન હતો. આખા યુરોપમાં મતભેદ અને વિવિધતા વ્યાપી રહેલાં હતાં.

યુરોપના રાજાઓ અને પ્રજાઓ એક બીજાનો મુલક પડાવી લેવાને યોજનાઓ કરતાં. દરેક જણ પોતાના પાડોશીની સામે થવાને બીજા સાથે સંધિ કરતો. નજીવાં કારણોને લીધે રાજાઓ લડાઈ કરતા, લાંચ આપતા લેતા, અને એક બીજાની સાથે સ્પર્ધામાં ઉતરતા. અહિં એટલું કહેવું જરૂરનું છે કે સરહદ ઉપર લડાઇઓ ચાલતી પણ પ્રજામાં વાચન અને જ્ઞાનનો ફેલાવો થતો અને શોધો કરવામાં આવતી. અઢારમા સૈકાનું સાહિત્ય એ સમયની રાજ્યનીતિ અને દરબાર ઉપરની ટીકાઓથી ભરપુર છે.



## પ્રકરણ ૫૩ મું.

### દરિયાપારનાં યુરોપિયન રાજ્યો.

ઉપર આપણે જોયું છે કે મધ્ય યુરોપમાં કુસંપ અને વિરોધ ચાલી રહ્યા હતા. પણ પશ્ચિમ યુરોપમાં તેમ ન હતું. ડચ, સ્કેન્ડિનેવિયન, સ્પેનીશ, પોર્ટુગીઝ, ફ્રેન્ચ, અને ઇંગ્રેજ લોકો સમુદ્રની પેલી પાર પણ લડત ચલાવી રહ્યા હતા. મુદ્રણાલયે આખા યુરોપના વિચારોમાં મોટો ફેરફાર કર્યો હતો અને તેથી લોકો ખળભળી રહ્યા હતા. પણ વહાણની શોધથી લોકો દરિયાની પેલી પાર જઇને ઘણો અનુભવ મેળવવા લાગ્યા.

પ્રથમ વલંદાઓ અને બીજા કેટલાક યુરોપિયનો દરિયાની પેલી પાર જઇને વસ્યા. પણ તે માત્ર વેપારને અર્થેજ ગયા હતા. મુલકને અર્થે જનારાઓમાં સ્પેનીશ લોકો પ્રથમ હતા. તેમણે આખું અમેરિકા તાબે હોવાનો દાવો કર્યો. પોર્ટુગીઝ લોકોએ તેમાં ભાગ માગ્યો. તે વખતે પોપ સૌનો પંચ લેખાતો. પોપે વચ્ચે પડીને તેનો નિકાલ કર્યો. તેણે બ્રાઝીલ તથા કેપ વર્ડની પશ્ચિમનો મુલક પોર્ટુગીઝોને આપ્યાં અને બાકીનો મુલક સ્પેનને સોંપ્યો.

એ વખતે પોર્ટુગીઝ લોકો દરિયાની પેલીપાર દક્ષિણ અને પૂર્વ તરફ પણ જતા હતા. સને ૧૪૯૭ માં વાસ્કો ડિ ગામા લિસ્બોનમાંથી નીકળી કેપ ઑફ ગુડ હોપની આસપાસ ફરીને ઝાન્ઝીબાર ગયો હતો અને ત્યાંથી હિંદુસ્તાનમાં કાલીકટ પહોંચ્યો હતો. સને ૧૫૧૫માં પોર્ટુગીઝ વહાણો જાવા અને મલાક્કામાં આવ્યાં હતાં અને પોર્ટુગીઝ લોકો હિંદી મહાસાગરના કિનારા ઉપર વેપારનાં મથકો સ્થાપતા હતા. હિંદમાં મોઝામ્બિક, ગોવા, વગેરે અને ચીનમાં મકાઉ વગેરે હજી પણ તેમને તાબે છે.

પોપે અમેરિકાના મુલકોની જે વહેંચણી કરી હતી તે બીજી પ્રજાઓએ કબુલ ન રાખી. ઇંગ્રેજ, ડેન, સ્વીડ, અને ડચ લોકો

ઉત્તર અમેરિકા અને વૅસ્ટ ઈંડીઝમાં મુલક માગવા લાગ્યા. ફ્રાન્સનો રાજા પણ પોપના ચુકાદાની અવગણના કરવા લાગ્યો. એથી કરીને યુરોપમાં લડતી પ્રજાઓ અમેરિકામાં પણ મુલક માટે લડવા લાગી. એ લડાઇઓમાં આખરે ઇંગ્રેજ લોકો જીત પામ્યા. ડેન અને સ્વીડ લોકો જર્મનીની ખટપટમાં રોકાયા હતા. .જર્મની સાથેની લડાઇ-ઓથી સ્વીડન નબળું પડી ગયું હતું. હિંદમાં ઇંગ્રેજ, ડચ, અને ફ્રેન્ચ લોકો રાજ્ય માટે સ્પર્ધા કરી રહ્યા હતા, અને અમેરિકામાં ઇંગ્રેજ, ફ્રેન્ચ, અને સ્પેનીશ લોકો વચ્ચે હરિફાઈ ચાલતી હતી. પણ ફ્રાન્સ યુરોપમાં સ્પેન, જર્મની, અને ઇટાલી ઉપર સત્તા ભોગવવાને આતુર રહેતું તેથી તે પૂર્વ કે પશ્ચિમમાં વધારે ફાવી શકતું નહિ. સત્તરમા સૈકામાં ચાલેલા ધાર્મિક કલહને લીધે કેટલાક ઇંગ્રેજો સદાને માટે અમેરિકામાં જઇને વસ્યા હતા. તેમણે આ વખતે ઇંગ્રેજોને ઘણી મદદ કરી. વળી સને ૧૭૬૦ સુધીમાં આખું કેનેડા ફ્રેન્ચના હાથમાંથી ઇંગ્રેજોના તાબામાં આવ્યું. એથી અમેરિકામાં ઇંગ્રેજોની મોટી ફતેહ થઈ. થોડાંક વરસ પછી બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદમાં ફ્રેન્ચ, ડચ, અને પોર્ટુગીઝ ઉપર ભારે ફતેહ મેળવી. એ વખતે હિંદમાં મહાન્ મોગલ બાદશાહ બાબર અને તેના વંશજોનું રાજ્ય ઘણી દુર્દશામાં આવી પડયું હતું.

બ્રિટિશ ઇસ્ટ ઇંડિયા કંપની પ્રથમ એક વેપારી મંડળી હતી. ધીમે ધીમે તેણે લશ્કર ઉભું કરવા માંડયું, અને વહાણમાં હથિયાર રાખવા માંડયાં. જેમ જેમ તેને વેપારમાં લાભ મળતો ગયો તેમ તેમ તેણે હિંદુસ્તાનના રાજાઓના કારભારમાં હાથ ઘાલવા માંડયો. તેની સામે થાય તેવું હિંદમાં કોઇ હતું નહિ, તેથી તેના અમલદારો, કારકુનો અને સિપાઇઓ પણ દ્રવ્યથી પોતાનાં ખીસ્સાં તર કરીને ઇંગ્લાંડ જવા લાગ્યા. ઇંગ્લાંડમાં તેમના ઉપર સખત આરોપ મુકાવા લાગ્યા. પાર્લામેન્ટે ઠરાવ કરીને કલાઇવની વર્તણુંક વખોડી કહાડી. તેણે આપઘાત કર્યો. વૉરન હેસ્ટીંગ્સના ઉપર કામ ચાલ્યું, અને તેમાં

તે નિર્દોષ ઠર્યો. એ સમયની પરિસ્થિતિ જગતના ઇતિહાસમાં અપૂર્વ હતી. ઇંગ્લાંડની પાર્લામેન્ટ લંડનની એક વેપારી મંડળી ઉપર સત્તા ચલાવતી હતી અને તે મંડળી હિંદુસ્તાન જેવા એક મોટા દેશ ઉપર રાજ્ય કરતી હતી. એ વખતે ઘણા ઈંગ્રેજ લોકો હિંદુસ્તાનને ઘણો દૂર આવેલો વિચિત્ર દેશ ગણતા. ઇંગ્લાંડના ગરીબ જુવાનો સાહસ કરીને ત્યાં જતા અને પૈસાદાર થઇને પાછા આવતા. હિંદવાસીઓનું જીવન કેવું હશે તેનો ખ્યાલ ઇંગ્રેજોને આવી શકતો ન હતો. એથી કરીને ઇંગ્રેજો ઇસ્ટ ઇંડિયા કંપની ઉપર જોઇએ તેવી દેખરેખ કે દાબ રાખી શકતા ન હતા.

જ્યારે પશ્ચિમ યુરોપનાં રાજ્યો આ પ્રમાણે દરિયાની પેલીપાર રાજ્ય માટે લ્હડી રહ્યાં હતાં ત્યારે એશિયાની ભૂમિ ઉપર બે રાજ્યો સ્થપાતાં હતાં. ચીનમાં માંગોલ સત્તાનો નાશ થયો હતો અને તે મીંગ્ઝ નામના દેશી રાજાઓની સત્તા નીચે આબાદીમાં આવ્યું હતું. ફરીથી એક વાર મંચુઝ નામના માંગોલ લોકોએ તેને જીતી લીધું હતું અને તે ત્યાં રાજ્ય કરતા હતા. એ વખતે રૂશિયા પોતાના રાજ્યને પૂર્વ તરફ વધારતું હતું અને આબાદીમાં આવતું હતું. પૂર્વ અને પશ્ચિમ બંને તરફનું તે હોવાથી તેનો ઇતિહાસ જાણવો અગત્યનો છે. રૂશિયાના રાજ્યની આબાદી કૉસેક્સ નામના લોકોથી થઇ હતી. તે રૂશિયાની દક્ષિણમાં રહેનારા જંગલી લોકો હતા. રૂશિયામાં લુંટ, બંડ કે ચોરી કરનારા લોકો ત્યાં જઇને તેમને મળતા અને બધા ભેગા થઇને પોલાંડ, તાર્તરી અને રૂશિયા સામે સ્વાતંત્ર્ય માટે લડતા. ધીમે ધીમે રૂશિયાએ તેમને રાજ્યની નોકરીમાં દાખલ કરવા માંડયા. એશિયામાં તેમને જમીન આપવામાં આવી. તે આગળ વધ્યા અને પૂર્વ તરફ જઇને ખેતી કરવા લાયક પ્રદેશોમાં વસવા લાગ્યા. આખરે એમને લીધે રૂશિયાઈ રાજ્યની સીમા પાસિફિક મહાસાગર સુધી પહોંચી. એવી રીતે તે માંગોલ લોકોની સામે રૂશિયાનું એક ખરેખરૂં હથિયાર બની રહ્યા, અને તેમના વડે રૂશિયાની આબાદી થઇ.

સત્તરમા અને અઢારમા સૈકામાં માંગોલ લોકોની સત્તા નાશ પામી. તેનું કારણ સમજવું મુશ્કેલ છે. જંગીસખાન અને તૈમુરના વખત પછી બે ત્રણ સૈકાંમાં મધ્ય એશિયા નબળું પડી ગયું હતું. ગમે તો હવામાં ફેરફાર થયો હોય, અથવા મરકી ચાલી હોય, ગમે તેમ હોય પણ, સોળમા સૈકામાં માંગોલ, તાર્તરો અને તુર્કી લોકો આગળ વધી શકતા ન હતા. એટલું જ નહિં પણ ઉલટા બીજા લોકો તેમના ઉપર હુમલા કરતા. પશ્ચિમમાંથી રૂશિયાના ખ્રિસ્તી લોકો અને પૂર્વમાંથી ચીના લોકો તેમના ઉપર ચ્હડી આવતા.



## પ્રકરણ ૫૪ મું.

---

### અમેરિકાનો સ્વાતંત્ર્યવિગ્રહ.

ઉપર આપણે જોયું છે કે અરાઢમા સૈકાના મધ્યકાળ પછી આખા યુરોપમાં પરસ્પર વિરોધ ચાલી રહ્યો હતો. એકતા પ્રાપ્ત કરાવનારો કોઇ પણ રાજકીય કે ધાર્મિક સિદ્ધાંત લોકોમાં પ્રવર્તતો ન હતો. પરંતુ એ સમયે યુરોપમાં ઘણાં પુસ્તકો અને નકશા છપાતા. લોકો પુસ્તકોને વાંચતા અને નકશા જોતા. તેથી તેમનાં મન ઘણાં ઉશ્કેરાતાં હતાં. વળી વહાણુની શોધ થઇ હતી. આવાં આવાં કારણોને લીધે યુરોપવાસીઓ બધા સમુદ્રો ઉપર સત્તા ચલાવવાને શક્તિવાન થયા હતા. અમેરિકાનો ઘણો પ્રદેશ હજી વસ્તી વગર ખાલી પડી રહ્યો હતો, ત્યાં પશ્ચિમ યુરોપના લોકો જઇને વસ્યા, અને દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડ યુરોપવાસીઓને ભવિષ્યમાં રહેવાનાં સ્થાન તરીકે નક્કી થઇ ચુકયાં હતાં.

વેપારને અર્થે કોલમ્બસ અમેરિકામાં અને વાસ્કો ડી ગામા હિંદુસ્તાનમાં ગયો હતો. પણ પૂર્વમાં ગયેલા યુરોપિયનો માત્ર વેપાર કરીને જ અટકયા, પણ અમેરિકામાં ગયેલા યુરોપિયનો તેથી પણ આગળ વધ્યા અને સોના રૂપાની શોધ કરવા લાગ્યા. સ્પેનીશ અમેરિકાની ખાણોમાંથી રૂપું ઘણું નીકળતું હતું. એથી કરીને યુરોપવાસીઓ હવે અમેરિકામાં વેપાર કરવાને માટે ગયા એટલું જ નહિ પણ તે ખાણો ખોદવાને, ખનિજ પદાર્થોની શોધ કરવાને, અને ખેતી કરવાને પણ ત્યાં જવા લાગ્યા. એવાં કારણોને લીધે કેટલાકને ત્યાં જાથુને માટે ઘર કરીને રહેવાની જરૂર પડી. છેવટે સત્તરમા સૈકામાં ઇંગ્લાંડના પ્યુરીટન લોકો જુલમમાંથી બચવાને અમેરિકામાં જઇને વસ્યા. અરાઢમા સૈકામાં ઑગલથોર્પે કેટલાક દેવાદારોને કેદખાનામાંથી કહાડીને જ્યૉર્જીયામાં મોકલ્યા, અને ડચ

લોકોએ માબાપ વગરનાં છોકરાંને કેપ ઓફ ગુડ હોપ મોકલ્યાં. પછી જ્યારે આગબોટ ચાલતી થઇ ત્યારે ઘણા યુરોપિયનો અમેરિકા અને આસ્ટ્રેલિયામાં જઇને વસ્યા.

આ પ્રમાણે દરિયાની પેલી પાર ઘણી યુરોપિયન જાતો જઇને વસી હતી. તેમની સાથે તેમની વિદ્યા અને સંસ્કૃતિ પણ ત્યાં ગયાં હતાં. તેને આધારે તે પ્રગતિ કરતી હતી. યુરોપના રાજદ્વારીઓ તે સમજતા ન હતા અને તેમની સાથે કેવી રીતે વર્તવું તેનો વિચાર કરતા ન હતા. તેમણે સ્થાપેલાં સંસ્થાનોને તે આશ્રિત અને આવકનાં સાધનો તરીકે આલેખતા અને તે માતૃભૂમિને તાબે છે એમ માનતા.

અરાઢમા સૈકાના છેલ્લા ભાગમાં ફ્રાન્સે અમેરિકા છોડી દીધું હતું. બ્રાઝીલ પોર્ટુગીઝના તાબામાં હતું. ફ્લોરિડા, કેલિફોર્નિયા, અને દક્ષિણ અમેરિકા સ્પેનના તાબામાં હતાં. ઉત્તર અમેરિકાની ઉત્તરનો બે તૃતીયાંશ ભાગ ઇંગ્રેજોના કબજામાં આવ્યો હતો. અમેરિકામાં આવેલાં ઇંગ્રેજી સંસ્થાનોની ઉત્પત્તિ અને રીતરિવાજ જુદા જુદા પ્રકારનાં હતાં. સંસ્થાનવાસીઓમાં કેટલાક કૅથૉલીક હતા અને કેટલાક પ્રોટેસ્ટંટ હતા. કેટલાક પોતાની જમીન હાથે ખેડતા અને કેટલાક ગુલામો પાસે ખેડાવતા. સંસ્થાનો વચ્ચે એકતા જેવું કંઈ ન હતું. પણ બ્રિટિશ સરકારની સ્વાર્થબુદ્ધિને લીધે તેમના મતભેદ ટળી ગયા અને તે સર્વે એક થઇ રહ્યાં હતાં. બ્રિટિશ સરકારે મતાધિકાર આપ્યા વગર તેમના ઉપર કર નાંખ્યા અને લંડનના ઇંગ્રેજોનું હિત જાળવવાને તેમના વેપારને ધોક્કો પહોંચાડયો. વર્જીનિયાના લોકોની મરજી વિરૂદ્ધ સરકારે ગુલામી વેપાર ચલાવવા માંડયો.

એ વખતે બ્રિટનના લોકો રાજાને વધારે સત્તા આપવાની તરફેણમાં હતા. તે વખતે ત્રીજો જ્યૉર્જ રાજા હતો. તે જક્કી હતો. તેણે સરકાર અને સંસ્થાનો વચ્ચે ભારે કલહ ઉત્પન્ન કરાવ્યો. અમેરિકાના વહાણવટીઓને નુકશાન પહોંચે અને લંડનની ઇસ્ટ ઈંડિયા કંપનીને ફાયદો થાય એવો એક કાયદો પસાર કરવામાં આવ્યો.

એથી કલહ વધ્યો. બોસ્ટનના બંદરમાં અમેરિકનોએ ચાહની ત્રણ પેટીઓ ઉંધી વાળી નાંખી. સરકારે બે અમેરિકન નેતાઓને પકડવાનો પ્રયત્ન કર્યો. લડાઇ શરૂ થઇ. પ્રથમ ઇંગ્રેજોએ ગોળીબાર કરવાનું શરૂ કર્યું.

આ પ્રમાણે અમેરિકાનો સ્વાતંત્ર્યવિગ્રહ શરૂ થયો. તોપણ સંસ્થાનવાસીઓએ એક વરસ સુધી માતૃભૂમિ સાથેનો સંબંધ તોડી નાંખવાને નાખુશી બતાવી. છેવટે સને ૧૭૭૬ માં તેમણે પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું. તેમણે વૉશિંગટનને પોતાનો સેનાપતિ બનાવ્યો. લડાઈ શરૂ થઈ. સને ૧૭૭૭ માં બ્રિટિશ સેનાપતિ બર્ગોઇન કેનેડાથી ન્યુયૉર્ક જતો હતો, તે રસ્તામાં હાર્યો અને અમેરિકનોને તાબે થયો. બ્રિટિશ લશ્કરની બીજી ટુકડી કૉર્નવૉલીસના હાથ નીચે હતી. તે યૉર્કટાઉનમાં પકડાઇ ગઈ અને તે પણ તાબે થઇ. સને ૧૭૮૩ માં પારિસમાં સંધિ કરવામાં આવી અને મેઈનથી જ્યૉર્જીયા સુધીનાં તેર સંસ્થાનોને સ્વતંત્ર કરવામાં આવ્યાં. એ પ્રમાણે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો હયાતીમાં આવ્યાં. કેનેડા બ્રિટિશ સરકારને વફાદાર રહ્યું.

આ સંસ્થાનોનો વહીવટ ચાર વરસ સુધી ઘણો નબળો રહ્યો. તે છુટાં થઈ જશે એમ સૌને લાગતું હતું. પણ ઇંગ્રેજો તેમના તરફ વેર રાખતા હતા અને ફ્રેન્ચ લોકો તેમનો મુલક પડાવી લેવાની કોશીશ કરતા હતા. એને લીધે સર્વ સંસ્થાનો એક થઈ રહ્યાં. સને ૧૭૮૮ માં તેમણે રાજ્યબંધારણ ઘડયું. તેમણે એક કોંગ્રેસ સ્થાપી અને તેના અધ્યક્ષને ઘણી સત્તા આપી. પણ સંસ્થાનો એક બીજાથી ઘણે દૂર આવેલાં હતાં તેથી પ્રતિનિધિઓને મહાસભામાં જવા આવવાનું ઘણું કઠણ થઈ પડતું. પણ એટલામાં આગબોટ, આગગાડી, તાર, વગેરે ચાલવા લાગ્યાં અને તેથી કરીને વિખરાઇ ગયેલા સંસ્થાનવાસીઓ એક મોટી પ્રજા તરીકે એક થઇ રહ્યા.

બાવીસ વરસ પછી ઇંગ્રેજી સંસ્થાનોનો દાખલો લઇને સ્પેનીશ સંસ્થાનોએ યુરોપ સાથેનો સંબંધ તોડવાનો વિચાર કર્યો. પણ તે

એક બીજાથી ઘણે દૂર આવેલાં હતાં. તેમની વચમાં મોટા પર્વતો અને જંગલો આવેલાં હતાં. તેથી તે એકતા સાધી શક્યાં નહિં. એ કારણથી તેમાંનું દરેક જુદું જુદું પ્રજાસત્તાક રાજ્ય બની રહ્યું.

બ્રાઝીલ પણ પોર્ટુગાલથી છુટું પડયું. સને ૧૮૦૭ માં નેપોલિયને પોર્ટુગાલ જીતી લીધું. ત્યાંનો રાજા બ્રાઝીલમાં જઇને વસ્યો. તે વખતથી બ્રાઝીલ પોર્ટુગાલથી છુટું પડયું. સને ૧૮૨૨ માં તે જુદું રાજ્ય બની રહ્યું. પોર્ટુગીઝ રાજાનો દિકરો પહેલો પેડ્રો ત્યાં રાજ્ય કરવા લાગ્યો. પણ અમેરિકામાં રાજાની સત્તા ઝાઝીવાર ટકતી નથી. સને ૧૮૮૯ માં બ્રાઝીલના રાજાને યુરોપ મોકલી દેવામાં આવ્યો, અને બ્રાઝીલનાં સંયુક્ત રાજ્યો બીજાં અમેરિકન રાજ્યોની માફક પ્રજાસત્તાક બની રહ્યાં.



# પ્રકરણ ૫૫ મું.

## ફ્રાન્સમાં રાજ્યવિપ્લવ અને રાજશાહીનો પુનરુદ્ધાર.

અમેરિકાનાં તેર સંસ્થાનો બ્રિટનથી છુટાં પડયાં તે વખતે યુરોપમાં એક મોટું સામાજીક અને રાજકીય પરિવર્તન ચાલી રહ્યું હતું. એ પરિવર્તને રાજસત્તાને સખત ફટકો માર્યો અને આખા યુરોપને સમજાવ્યું કે જગતની રાજકીય વ્યવસ્થાઓ હજી અપૂર્ણ છે.

ઉપર આપણે જોયું છે કે ફ્રાન્સમાં રાજા રાજ્ય કરતો હતો. તેનું રાજ્ય આખા યુરોપમાં શ્રેષ્ઠ ગણાતું હતું. બીજાં રાજ્યો તેની ઈર્ષા અને અનુકરણ કરતાં. પણ ફ્રાન્સના રાજ્યની આબાદી અન્યાયથી થઈ હતી તેથી જલદી તેનો અંત આવ્યો. રાજ્ય સારી રીતે ચલાવવામાં આવતું પણ પ્રજાના સાધારણ વર્ગોનું તેમાં લોહી ચુસાતું. રાજ્યમાં પાદરીઓ અને ઉમરાવોને કરમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા એથી આખા રાજ્યના ખર્ચનો ભાર મધ્યમ અને કનિષ્ઠ વર્ગને માથે પડતો હતો. ખેડુતો કરથી કચ્ચડાઈ જતા હતા અને મધ્યમ વર્ગના પ્રજાજનો ઉપર ઉમરાવો સત્તા ચલાવતા હતા.

સને ૧૭૮૭ માં રાજ્યમાં ઘણું દેવું થઇ ગયું. રાજ્યની આવક તથા ખર્ચ વિષે પુછવાને રાજાએ જુદા જુદા વર્ગોના પ્રતિનિધિઓને એકઠા કર્યા. સને ૧૭૮૯ માં ઉમરાવો, પાદરીઓ અને સામાન્ય પુરૂષોની એક સભા વર્સેલ્સમાં મળી. એ સભા સ્ટેટસ જનરલને નામે ઓળખાવા લાગી. એવી સભા સને ૧૬૧૦ પછી એકેવાર મળી ન હતી. કારણકે ફ્રાન્સનો રાજા આપખુદી સત્તા ચલાવતો હતો. એ સભામાં પોતાનાં દુઃખ જાહેર કરવાની લોકોને તક મળી. પણ સામાન્ય વર્ગોએ નિશ્ચય કર્યો કે સભાનો સઘળો કારભાર પોતાના હાથમાં રાખવો. તેથી સભામાં તકરાર ઉઠી. પણ સામાન્ય વર્ગોને જય મળ્યો અને સ્ટેટસ જનરલ લોકસભા બની રહી. તેણે રાજાની સત્તાને અંકુશમાં રાખવાનો નિશ્ચય કર્યો. તે વખતે સોળમો લુઇ રાજા હતો. તેણે

પ્રાંતોમાંથી લશ્કર બોલાવ્યું. તેથી પારિસ અને ફ્રાન્સના બીજા ભાગોમાં બળવો ઉઠયો.

રાજાની આપખુદી સત્તાનો હવે જલદી અંત આવવાનો હતો. પારિસના લોકોએ બેસ્ટાઇલ નામની જેલ તોડી નાંખી. બળવો આખા ફ્રાન્સમાં પ્રસર્યો. ખેડુતોએ ઉમરાવોનાં મકાન, સનદો, વગેરેને બાળી નાંખ્યાં, અને કેટલાકને મારી નાંખ્યા. એક મહિનામાં જુનો સરદાર વર્ગ નાશ પામ્યો. ઘણા રાજદ્વારીઓ અને રાજકુમારો પરદેશ ચાલ્યા ગયા. લોકસભાએ પારિસ વગેરે શહેરોમાં બંદોબસ્ત રાખવાને કામચલાઉ બંધારણ ઘડયું અને રાજાના સૈન્ય સામે થવાને નવું પ્રજાકીય લશ્કર ઉભું કર્યું.

લોકસભાએ જાણ્યું કે તેણે હવે ફરીથી નવા જમાનાને લગતાં નવાં સામાજીક અને રાજકીય બંધારણો બાંધવાં જોઇએ. એ કામ ઘણું કઠણ હતું. લોકસભાએ પોતાની સઘળી શક્તિ તેમાં વાપરી. આપખુદી સત્તાનો સઘળો અન્યાય તેણે દૂર કર્યો, સર્વેને કર ભરવાની ફરજ પાડી, ગુલામગિરિ બંધ કરાવી, ઉમરાવોના ખાસ હક્ક રદ કર્યા, અને રાજ્યનું બંધારણ બાંધ્યું. રાજાએ વર્સેલ્સ છોડયું અને ઠાઠ ઓછો કરીને પારિસમાં તે રહેવા લાગ્યો.

લોકસભાએ કરેલું કામ સંગીન હતું. પીનલકોડના કાયદાઓમાં તેણે ફેરફાર કર્યો. જુલમ, વગર ગુન્હે કેદ, મતભેદ માટે શિક્ષા વગેરેને તેણે કાયદામાંથી કહાડી નાંખ્યાં. ફ્રાન્સ, નૉર્મન્ડી, બર્ગન્ડી, વગેરે પ્રાન્તોને સ્થાને જુદાં જુદાં એંશી ખાતાં તેણે ખોલ્યાં. દરેક વર્ગના મનુષ્યને તેણે લશ્કરમાં ઉંચો દરજ્જો ભોગવવાનો હક્ક આપ્યો. ન્યાયની કચેરીઓ સ્થાપવામાં આવી, અને ન્યાયાધીશોને ચુંટી કહાડવાનો હક્ક લોકોને આપવામાં આવ્યો. ધર્મખાતાની સઘળી મિલકત લઇ લેવામાં આવી અને તેનો વહીવટ રાજ્યને સોંપાયો. જે ધાર્મિક સંસ્થાઓ શિક્ષણ આપવાનું કે પરોપકાર કરવાનું કામ કરતી હતી તેને જ રાખવામાં આવી, અને પાદરીઓનો પગાર પ્રજા પાસેથી લેવામાં આવ્યો.

પણ સને ૧૭૯૧ માં ફ્રાન્સના રાજા અને રાણીએ પરદેશી રાજાઓ અને ઉમરાવો સાથે મસલત ચલાવી, અને લોકસભાએ બાંધેલા બંધારણનો અંત આણ્યો. ફ્રાન્સની પૂર્વે સરહદ ઉપર પરદેશી લશ્કર એકઠું થવા માંડયું અને જુન માસની એક રાત્રિએ રાજા અને રાણી પારિસમાંથી ન્હાશી ગયાં, અને પોતાના પરદેશી મિત્રોને મળ્યાં. તેમને પકડીને પાછા પારિસ લાવવામાં આવ્યાં. એ વખતે આખું ફ્રાન્સ ઉશ્કેરાઈ ગયું, પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવામાં આવ્યું, આસ્ટ્રિયા અને પ્રુશિયા સાથે યુદ્ધ કરવામાં આવ્યું, અને રાજા ઉપર કામ ચલાવી તેને ફાંસી દેવામાં આવી.

ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય માટે ઘણું ઝનુન વ્યાપી રહ્યું. રાજાનો પક્ષ લેનારા અને પ્રજાસત્તાક રાજ્યને બીનવફાદાર રહેનારાઓનો હવે નાશ કરવાનો હતો. પરદેશમાં ફ્રાન્સે રાજ્યવિપ્લવવાદીઓના રક્ષક થવાનું હતું. આખું યુરોપ, આખું જગત, પ્રજાસત્તાક બનવાનું હતું. ફ્રાન્સના જુવાનો રાષ્ટ્રીય લશ્કરમાં જોડાયા. એક નવું અને સુંદર રાજગીત સઘળે ગવાવા લાગ્યું. એ રાજગીત અને ફ્રેન્ચ પ્રજાનાં હથિયાર તથા તોપો આગળ પરદેશી લશ્કર ટકી શકયાં નહિં. ફ્રેન્ચ પ્રજાનાં પરાક્રમો રાજા ચૌદમા લુઇ કરતાં પણ વધી ગયાં. જ્યાં ને ત્યાં ફ્રેન્ચ લશ્કર પરદેશી ભૂમિ ઉપર જઇને ઉભું રહ્યું. તે બ્રુસેલ્સમાં ગયું, તેણે સેવૉય લીધું, મેયન્સ ઉપર હુમલો કર્યો, અને હૉલેન્ડ પાસેથી શેલ્ટ પડાવી લીધું.

અહિં ફ્રેન્ચ લોકોએ એક મોટી ભૂલ કરી. જ્યારે તેમણે લુઇને મારી નાંખ્યો ત્યારે તેમના પ્રતિનિધિને ઇંગ્રેજોએ ઈંગ્લાંડમાંથી હાંકી મુકયો હતો. તેથી ફ્રેન્ચ લોકો ગુસ્સે થયા હતા. તેમણે હવે ઈંગ્લાંડ સામે યુદ્ધ જાહેર કર્યું. તે પગલું ઘણું ભૂલભરેલું હતું, કારણકે ફ્રાન્સ પાસે પાયદળ અને તોપો ઘણાં સારાં હતાં પણ તેનું નૌકા સૈન્ય ઇંગ્લાંડના જેવું જબરૂં ન હતું. અત્યાર સુધી ફ્રેન્ચ રાજ્ય-

વિપ્લવ તરફ ઇંગ્રેજો ઉદાર વૃત્તિથી જોતા હતા પણ ફ્રાન્સે જ્યારે યુદ્ધ જાહેર કર્યું ત્યારે ઇંગ્લાંડની સઘળી પ્રજા તેની સામે થઈ ગઇ.

હવે ફ્રાન્સને એકઠાં થયેલાં યુરોપીય રાજ્યો સાથે લડાઈ કરવી પડી. તેનો વિગતવાર હેવાલ આપવો અશક્ય છે. તેણે ઑસ્ટ્રિયનોને બેલ્જીયમમાંથી હાંકી કહાડયા, અને હૉલેન્ડને પ્રજાસત્તાક બનાવ્યું. ડચ લોકોનું નૌકા સૈન્ય તેને તાબે થયું. નેપોલિયન બોનાપાર્ટની સરદારી નીચે તેનું લશ્કર મેન્ચુઆ અને વેરોના જઈ પહોંચ્યું. એ વખતે પારિસમાં રાજ્યવિપ્લવવાદીઓનો સરદાર રૉબેસ્પિયર થયો હતો. તે ઝનુની હતો. તે ધારતો કે ફ્રાન્સ તેને હાથેજ સુરક્ષિત રહેશે. ફ્રાન્સમાં હવે બંડ થવા લાગ્યાં. ધર્મચુસ્ત પાદરીઓ પાસેથી મિલકત લઇ લેવામાં આવી તેથી કેટલાક લોકો તેની સામે થયા અને ઉમરાવો તેમની મદદે આવ્યા. રાજદ્વારીઓને મારી નાંખો, એજ રસ્તો હવે સૌને બતાવવામાં આવ્યો. રાજ્યવિપ્લવાદીઓની સમિતિ કામ કરવા લાગી, અને ઘણાની કતલ થવા માંડી. રાણીને મારી નાંખવામાં આવી. રૉબેસ્પિયરના શત્રુઓને હણવામાં આવ્યા. નાસ્તિકોને મારવામાં આવ્યા. લાખોનો ઘાણ વળ્યો. રૉબેસ્પિયરના અમલમાં પુષ્કળ લોહી વહ્યું. આખરે તેને પણ લોકોએ બરતરફ કર્યો અને જે શૂળી ઉપર તેણે લાખોને ચ્હડાવ્યા હતા તેજ શૂળી પરથી તેને મારી નાંખવામાં આવ્યો.

રૉબેસ્પિયરની પછી ફ્રાન્સમાં પાંચ માણસોની સમિતિ નીમવામાં આવી. તે સઘળો કારભાર ચલાવવા લાગી. તેણે પરદેશમાં લડાઇ જારી રાખી અને ફ્રાન્સમાં એકતા જાળવી રાખી. ફ્રાન્સનું લશ્કર હવે હૉલેન્ડ, બેલ્જીયમ, સ્વીટ્ઝરલેન્ડ, દક્ષિણ જર્મની, અને ઉત્તર ઇટાલીમાં ફરી વળ્યું. દરેક દેશમાંથી રાજાને કહાડી મુકવામાં આવ્યો અને ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવામાં આવ્યું. જ્યાં ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું એવો ફ્રેન્ચ સરકારનો ઉદ્દેશ હતો છતાં ફ્રેન્ચ લશ્કર છુટા થયેલા લોકોને લુંટતું હતું; કારણકે ફ્રાન્સનો

ખજાનો ખાલી હતો. સ્વાતંત્ર્યના પવિત્ર કાર્ય માટે લડવું એવો અંદરખાનેથી ફ્રાન્સનો હેતુ ન હતો. તે મુલક વધારવાને લડતું હતું.

ક્રમનશીબે ફ્રાન્સમાં એક ઘણો મગરૂર પુરૂષ ઉત્પન્ન થયો. દસ વરસ સુધી તેણે ફ્રાન્સને યશ પ્રાપ્ત કરાવ્યો પણ છેવટે તેણે તેને મોટી હાર ખવરાવી. એ પુરૂષનું નામ નેપોલિયન બોનાપાર્ટ હતું. પાંચ વરસ સુધી પ્રયાસ કરીને તેણે રાજ્યમાં ઉંચો દરજ્જો મેળવ્યો. તે બહુ બુદ્ધિશાળી ન હતો પણ તે અડગ નિશ્ચયવાળો હતો. તેનામાં ઘણી શક્તિ હતી. રૉબેસ્પિયરના અનુયાયી તરીકે તેણે જીવનની શરૂઆત કરી હતી. તેથી તે ઉંચે દરજ્જે ચ્હડયો હતો. પણ યુરોપની પરિસ્થિતિનો તેને બરાબર ખ્યાલ ન હતો. પશ્ચિમનું રાજ્ય ફરીથી સ્થાપવું એવી એની કલ્પના હતી. ધાર્મિક રોમની રાજ્યનો અંત લાવીને પારિસમાં એક મધ્ય સરકારની સ્થાપના કરવી એવો એનો વિચાર હતો. સને ૧૭૯૯માં પહેલા કૉન્સલ તરીકે તે ફ્રાન્સનો રાજા થયો અને સને ૧૮૦૪માં તે શાર્લિમેનની પેઠે પાદશાહ થયો. પારિસના ધર્માધ્યક્ષે તેને રાજ્યાભિષેક કર્યો. શાર્લિમેનની માફક તેણે રાજમુગટ પોપના હાથમાંથી લઇ લીધો અને પોતાને હાથે માથે મુકયો. કેટલાંક વરસ સુધી નેપોલિયનનું રાજ્ય ફતેહમંદ થયું. તેણે ઇટાલી અને સ્પેનનો ઘણો મુલક જીતી લીધો, પ્રુશિયા અને ઑસ્ટ્રિયાને હરાવ્યાં, અને રૂશિયાની પશ્ચિમે સઘળા યુરોપ ઉપર સત્તા ચલાવી. પણ સમુદ્ર ઉપર ઇંગ્રેજોની સત્તા હતી તે તેનાથી લેવાઈ નહિં. ટ્રફાલગરની લડાઈમાં નેલ્સને તેના નૌકાસૈન્યને સખત હાર ખવરાવી. સને ૧૮૦૮ માં સ્પેન તેની સામે થયું. વેલિંગ્ટનની સરદારી નીચે ઇંગ્રેજી લશ્કર સ્પેનમાં ગયું અને તેણે ફ્રેન્ચ લશ્કરને હાંકી કહાડયું. સને ૧૮૧૧માં તેને રૂશિયાના ઝાર પહેલા અલેકઝાન્ડર જોડે તકરાર થઈ. સને ૧૮૧૨માં નેપોલિયને છ લાખ માણસો સાથે રૂશિયા ઉપર હુમલો કર્યો, પણ તેનું લશ્કર હાર્યું. જર્મની અને સ્વીડન તેની સામે થયાં. ફ્રેન્ચ લશ્કરને તેમણે પાછું હાંકી કહાડયું. ફૉન્ટેનબ્લૉ આગળ

નેપોલિયને સરદારી છોડી દીધી. તેને એલ્બા મોકલવામાં આવ્યો. સને ૧૮૧૫માં ફરીથી એક વાર તે ફ્રાન્સ ગયો અને તેણે છેલ્લો પ્રયાસ કર્યો, પણ વૉટરલુની લડાઈમાં ઈંગ્રેજો, બેલ્જીયનો, અને પ્રુશિયનોએ મળીને તેને હરાવ્યો. તે ઈંગ્રેજોના કેદી તરીકે સેંટ હેલિનામાં સને ૧૮૨૧માં મરણ પામ્યો.

ફ્રાન્સના રાજ્યવિપ્લવે જે રાજ્યોને સ્વતંત્ર કર્યાં હતાં તેમની માઠી દશા થઈ હતી. વીએનામાં મિત્રરાજ્યોની એક મોટી કોન્ગ્રેસ ભરવામાં આવી. તેણે સઘળાં રાજ્યોની પુનર્ઘટના કરવા માંડી. યુરોપ હવે થાકી ગયું હતું, તેથી ચાળીસ વરસ સુધી ત્યાં શાંતિ પ્રસરી રહી.



# પ્રકરણ ૫૬ મું

## નેપોલિયનની હાર પછી યુરોપની શાંતિમાં રહેલી અશાંતિ.

નેપોલિયનની હાર પછી યુરોપમાં શાંતિ વ્યાપી રહી હતી, પણ તે શાંતિમાં અશાંતિ રહેલી હતી. તેમ હોવાનાં બે કારણો હતાં. એક તો એ હતું કે રાજદ્વારીઓ ખાસ હક્ક માગતા હતા અને સ્વતંત્ર વિચાર, લખાણ, અને બોધની આડે આવતા હતા; અને બીજું એ હતું કે વિએનામાં મળેલી કોન્ગ્રેસે રાજ્યોની સરહદ બરાબર નક્કી કરી ન હતી.

પોતાની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવાને સ્પેને પ્રથમ શરૂઆત કરી. આટલાંટિક મહાસાગરની પેલીપાર આવેલાં સ્પેનીશ સંસ્થાનોએ યુનાઇટેડ સ્ટેટસની પેઠે બળવો કર્યો. એ બળવો દાબી દેવાને સ્પેન શક્તિવાન નહતું. આસ્ટ્રિયાએ સઘળા યુરોપિયન રાજાઓને સૂચવ્યું કે ધાર્મિક સંધિ ( હોલિ ઍલાયન્સ )ને અનુસરીને તેમણે સ્પેનને મદદ કરવી જોઇએ. બ્રિટન તેમાં વિરૂદ્ધ પડ્યું. સો વરસ સુધી અમેરિકા કોઈ મહારાજ્યને તાબે થયું ન હતું અને તેણે નવાં સ્પેનીશ સંસ્થાનોને સ્વતંત્રપણે પ્રગતિ કરવા દીધી. તેથી યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ મનરોએ સૌને જાહેર કર્યું કે કોઇ પણ પરદેશી મહારાજ્યે અમેરિકામાં પોતાની સત્તા વધારવી નહિં. એ ઉપરથી એક નવો સિદ્ધાંત ઉત્પન્ન થયો કે અમેરિકામાં કોઈ પરદેશી રાજ્યની સત્તા હોવી ન જોઇએ. એ સિદ્ધાંતને મનરોનો સિદ્ધાંત એવું નામ આપવામાં આવ્યું.

સ્પેને અમેરિકામાં પોતાનાં સંસ્થાનો ખોયાં પણ બીજા રાજાઓની મદદથી તે યુરોપમાં પોતાનું ધાર્યું કરી શક્યું. સ્પેનમાં એક બળવો થયો તેને ફ્રેન્ચ લશ્કરે દાબી દીધો, અને નેપલ્સમાં બંડ જાગ્યું તેને આસ્ટ્રિયાએ દબાવી દીધું.

સને ૧૮૨૪માં અરાઢમો લુઇ મરણ પામ્યો, અને દસમો ચાર્લ્સ

ગાદીએ બેઠો. તેણે વર્તમાનપત્રો અને વિશ્વવિદ્યાલયની સ્વતંત્રતા છીનવી લીધી, અને આપખુદી સત્તા મેળવવાને પ્રયાસ કરવા માંડયો. આખું પારિસ તેની સામે થયું. લોકોએ તેને ગાદીએથી ઉઠાડીને લુઇ ફિલિપ્પીને રાજા બનાવ્યો. હજી પણ ફ્રાન્સમાં રાજાનું રાજ્ય ચાલતું હતું. લુઇ ફિલિપ્પીએ અરાઢ વરસ રાજ્ય કર્યું.

આ પ્રમાણે યુરોપમાં અશાંતિ ચાલી રહેલી હતી. વિએનામાં મળેલી કોન્ગ્રેસે રાજ્યોની હદ મુકરર કરતી વખતે જુદી જુદી પ્રજાઓના આચારવિચાર, ભાષા, સાહિત્ય વગેરેનો વિચાર કર્યો ન હતો. કોઇ સ્થળની એકજ ભાષા બોલનારી પ્રજા ભિન્ન ભિન્ન રાજ્યોમાં વહેંચાઈ જતી હતી. કોઈ રાજ્યમાં જુદા જુદા ધર્મ અને વિચારવાળા લોકો એકઠા થઇ જતા હતા. આવી વ્યવસ્થા હોવાથી તેમના ઉપર રાજ્ય કરવું બહુ મુશ્કેલ થઈ પડતું હતું. એ કોંગ્રેસે ડચ પ્રજાસત્તાક રાજ્યનો નાશ કર્યો હતો, અને પ્રોટેસ્ટંટ ધર્મવાળા ડચ લોકોને સ્પેનીશ નેધરલેંડઝના ફ્રેન્ચ ભાષા બોલનારા કેથોલીક લોકો જોડે ભેળવીને નૅધરલાંડનું રાજ્ય સ્થાપ્યું હતું. વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય અને ઉત્તર ઇટાલીનો સઘળો પ્રદેશ જર્મન ભાષા બોલનારા આસ્ટ્રિયનોને સોંપવામાં આવ્યાં હતાં. સાર્ડિનિયાનું રાજ્ય સ્થાપવાને ફ્રેન્ચ ભાષા બોલનારા સેવૉયને તેણે ઇટાલીના કેટલાક પ્રદેશો જોડે જોડી દીધું હતું. પોલેન્ડના કેથોલીક લોકોને રૂશિયાના ઝારના તાબામાં મુકવામાં આવ્યા હતા, અને તેના સારા સારા પ્રદેશો પ્રુશિયાને સોંપવામાં આવ્યા હતા. નૉર્વે અને સ્વીડનના લોકો સ્વભાવે મળતા ન હતા, તેમને એકજ રાજાના અમલ નીચે મુકવામાં આવ્યા હતા. જર્મનીની સ્થિતિ વળી ઘણી ખરાબ કરવામાં આવી હતી. પ્રુશિયા અને આસ્ટ્રિયા કંઇક તેના તાબામાં અને કંઇક તેનાથી સ્વતંત્ર હતાં. આવી સ્થિતિ માનવજાતિની શાંતિનો ભંગ કરનારી જ હોય ! એકજ ભાષા કે ધર્મવાળા લોકો જ્યાં એકઠા રહેતા હોય ત્યાં સલાહસંપ વધે. એથી ઉલટી સ્થિતિ હોય ત્યાં અશાંતિ જ હોય !

સને ૧૮૩૦માં બેલ્જીયમમાં ફ્રેન્ચ ભાષા બોલનારા લોકોએ બળવો કર્યો. બીજાં રાજ્યોને ધાસ્તી લાગી કે બેલ્જીયમ ફ્રાન્સ સાથે જોડાઈ જશે, તેથી તેમણે બેલ્જીયનો ઉપર એક રાજા નીમ્યો. તે વખતે ઇટાલી અને જર્મનીમાં પણ બળવા થયા. વળી પોલેન્ડનો જે ભાગ રૂશિયાને તાબે હતો તેમાં બળવો જાગ્યો. વાર્સોમાં લોકો રાજાની સામે થયા, પણ તેમને દબાવી દેવામાં આવ્યા. પોલીશ ભાષાને કહાડી નાંખવામાં આવી, અને કેથોલીક સંપ્રદાયને બદલે ગ્રીક ઑર્થોડોક્સ સંપ્રદાય રાજ્યધર્મ તરીકે દાખલ કરવામાં આવ્યો.

સને ૧૮૨૧માં ગ્રીક લોકોએ તુર્કો સામે બંડ કર્યું. ૭ વરસ સુધી તેઓ લડયા; યુરોપનાં બીજાં રાજ્યો તટસ્થ રહ્યાં; પણ ઉદાર દીલવાળા લોકોને એ વાત ગમી નહિં. એથી દરેક યુરોપીય રાજ્યે સ્વયંસેવકો મોકલ્યા અને છેવટે બ્રિટન, ફ્રાન્સ, અને રૂશિયાએ ગ્રીકોને મદદ કરી. ફ્રેંચ અને ઇંગ્રેજોએ નેવેરીનો આગળ તુર્કી નૌકા-સૈન્યનો નાશ કર્યો. રૂશિયાના ઝારે તુર્કસ્તાન ઉપર હુમલો કર્યો. પછી આડ્રિઆનોપલની સંધિ થઇ. ગ્રીસને સ્વતંત્ર ગણવામાં આવ્યું, પણ તેને માથે એક જર્મન રાજા નીમવામાં આવ્યો. ડાન્યુબ નદીના પ્રદેશ રોમાનિયા અને સર્વિયામાં ખ્રિસ્તી ગવર્નરો નીમવામાં આવ્યા. એ પ્રદેશોમાંથી તુર્કોને પુરેપુરા હાંકી કહાડવાને હજી પણ વધારે મારા-મારી થવાની હતી.



# પ્રકરણ ૫૭ મું.

## ભાતિક જ્ઞાનનો વિકાસ.

ઉપર આપણે જોયું છે કે સત્તરમા અને અરાઢમા સૈકામાં તથા ઓગણીસમા સૈકાની શરૂઆતમાં યુરોપના રાજાઓ અને રાજ્યો સત્તા માટે પરસ્પર લડાઇ કરી રહ્યાં હતાં. વેસ્ટફેલિયાની સંધિમાં ફેરફાર થઇ વિએનાની સંધિ પ્રમાણે રાજ્યોની પુનર્ઘટના ઘડાતી હતી, અને વહાણુદ્વારા યુરોપીય રાજ્યોની સત્તા આખા જગતમાં પ્રસરતી હતી. એક બાજુએ રાજદ્વારીઓ ઉપર પ્રમાણે રાજકીય પ્રવૃત્તિ કરી રહ્યા હતા પણ બીજી બાજુ તરફ નજર કરતાં આપણને માલમ પડે છે કે તેજ સમયે યુરોપમાં ભૌતિક જ્ઞાનનો પણ મોટો વધારો થતો જતો હતો. યુરોપના ધનવાન અને સ્વતંત્ર વિચારના લોકો તેમાં મુખ્ય ભાગ લેતા હતા. તે સદ્દગૃહસ્થોને નામે ઓળખાતા. ગ્રીસમાં વિજ્ઞાનની શરૂઆત કરનારા એવા સદ્દગૃહસ્થો જ હતા અને એવા સદ્દગૃહસ્થોને હાથેજ યુરોપમાં તેનો પુનરુદ્ધાર થતો હતો.

આપણે પાછળ જોયું છે કે સને ૧૬૬૨ માં રૅાયલ સોસાઇટીની સ્થાપના થઇ હતી. એ સોસાઈટી બેકનના સિદ્ધાંતોને કૃતિમાં મુકવાનું કામ કરી રહી હતી. અરાઢમા સૈકામાં લોકોમાં દ્રવ્ય અને ગતિ (મૅટર ઍન્ડ મોશન) વિષેના વિચારોમાં મોટો ફેરફાર થયો હતો. ગણિતના વિષયમાં વધારો થયો હતો. સુક્ષ્મદર્શકયંત્ર અને દૂર્બીનમાં વપરાતા કાચમાં યોગ્ય સુધારો કરવામાં આવ્યો હતો. પ્રાકૃતિક ઇતિહાસ અને શારીરિક શાસ્ત્રનો પુનરુદ્ધાર થતો હતો. ખડકોનો ઇતિહાસ સમજાવવાનું મહાન કાર્ય ભૂસ્તરવેત્તાઓએ હાથ ધર્યું હતું. ભૌતિક શાસ્ત્રની પ્રગતિને લીધે ખનિજ પદાર્થ સંબંધી વધારે માહિતી મળી હતી, તેને લીધે વધારે ધાતુઓ વપરાવા લાગી, અને નવી શોધો થવા લાગી. નવાં નવાં યંત્રો શોધાયાં અને તેને લીધે ઉદ્યો-

ગોમાં મોટો ફેરફાર થઈ રહ્યો. વૉટના એન્જીનમાં સુધારો કરવામાં આવ્યો અને સને ૧૮૦૪ માં ટ્રેવિથિકે માલ ખેંચી જાય તેવું એન્જીન શોધી કહાડયું. સને ૧૮૨૫ માં સ્ટૉકટન અને ડાર્લિંગ્ટન વચ્ચે પહેલી આગગાડી ચાલી. તેમાં સ્ટિવ્હનસનનું એન્જીન વાપરવામાં આવ્યું. તે તેર ટન ભારવાળી ગાડી ખેંચી જતું અને કલાકના ચુંવાળીસ માઇલ ચાલતું. સને ૧૮૩૦ થી આગગાડીઓ વધવા લાગી. અરાઢમા સૈકાના મધ્ય ભાગમાં યુરોપના ઘણાખરા પ્રદેશોમાં આગગાડી થઈ ગઈ હતી.

અત્યાર સુધી યુરોપમાં મનુષ્યો અમુક સમયમાં અમુક માઇલની મુસાફરી કરી શકતાં. પણ તેમાં હવે મોટો ફેરફાર થયો હતો. રૂશિયામાં આવી પડેલી આફત પછી નેપોલિયન વિલ્નાથી પારિસ જવાને નીકળ્યો હતો. તેને મુસાફરીમાં લગભગ તેર દિવસ લાગ્યા હતા. તે લગભગ ૧૪૦૦ માઈલની મુસાફરી હતી. તેને બધા પ્રકારની સગવડ હતી તોપણ તે કલાકના પાંચ માઇલ જ જઇ શકતો. કોઈ સામાન્ય મુસાફર છવ્વીસ દિવસમાં પણ તેટલી મુસાફરી કરી શકયો ન હોત. જુના વખતમાં રોમમાં પણ લોકો તેટલી જ મુસાફરી કરી શકતા. પણ હાલમાં આગગાડીને લીધે તેમાં મોટો ફેરફાર થયો હતો. હવે તેટલી મુસાફરી અડતાળીસ કલાકમાં થઇ શકતી હતી. એ ઉપરથી એમ કહી શકાય કે યુરોપનાં મુખ્ય શહેરોનું અંતર હવે દસગણું ઓછું થયું હતું. એથી કરીને રાજ્યકારભાર ચલાવવાનું કામ ઘણું સુગમ થઈ રહ્યું, કારણકે આગગાડીને લીધે હવે એક જ રાજા દસગણા પ્રદેશ ઉપર અમલ ચલાવી શકતો હતો. પણ યુરોપ હજી એ પરિવર્તનનો પુરેપુરો લાભ લઇ શકતું ન હતું. પણ અમેરિકામાં તેની અસર પુરેપુરી થઈ હતી. ત્યાંનું દરેક રાજ્ય હવે વૉશીંગ્ટન સાથે એકાકાર થઇ રહ્યું હતું અને તેથી કરીને અત્યારસુધી અશકય થઇ પડેલી એકતા ત્યાં વ્યાપી રહી હતી.

વરાળથી ચાલતી હોડીઓની શોધ આગગાડી કરતાં કંઈક

વહેલી થઇ હતી. સને ૧૮૦૨ માં ફર્થ ઑફ કલાઇડની નહેરમાં શાર્લોટ ડન્ડાસ નામની એવી હોડી ફરતી હતી. સને ૧૮૦૭ માં ફુલ્ટન નામના અમેરિકન પાસે કલેરમંટ નામની આગબોટ હતી. તે હડસન નદીમાં ચાલતી હતી. ફેનિક્સ નામનું વરાળથી ચાલતું વહાણ પણ ન્યુયૉર્ક અને ફિલાડેલ્ફિયા વચ્ચે ચાલ્યું હતું. તેજ પ્રમાણે વરાળથી ચાલતું એક સેવેના નામનું વહાણ સને ૧૮૧૯ માં આટલાંટિક મહાસાગરને ઓળંગીને આગળ ગયું હતું.

હજી પણ આ હોડીઓ ચાટવાનાં પૈડાંથી ચાલતી હતી. તે મોટા મહાસાગરમાં ચાલી શકે તેવી ન હતી. ઘણી મુશ્કેલીઓ વેઠયા પછી સ્ક્રુવાળી આગબોટો ધીમે ધીમે વપરાશમાં આવી હતી. નવી આગબોટો પ્રથમ વહાણ કરતાં વધારે બોજો લઈ જઈ શકતી નહિં. અરાઢમા સૈકાના મધ્ય ભાગમાં તે વધારે બોજો લઇ જવા લાગી. પછીથી ધીમે ધીમે તેની શક્તિમાં વધારો થતો ગયો. વહાણમાં મુસાફરી કરનારાઓ પ્રથમ જાણતા ન હતા કે તેઓ અમુક સ્થાને કયારે પહોંચશે. આટલાંટિક મહાસાગરને ઓળંગીને આગબોટ કેટલાંક અઠવાડીયાં કે મહિના પછી અમુક સ્થાને પહોંચતી. તેની ઝડપમાં વધારો કરવામાં આવ્યો અને સને ૧૯૧૦ માં ઝડપથી ચાલનારી આગબોટ લગભગ પાંચ દિવસમાં તેટલી મુસાફરી કરી શકવા લાગી.

જળ અને જમીન ઉપર જવા આવવાનાં સાધનો વધ્યાં તેની સાથે વૉલ્ટા, ગૅલ્વેની, અને ફેરેડેએ વિજળીથી જતા તારની શોધ કરી મનુષ્યોના વ્યવહારમાં વધારે સુગમતા કરી આપી. સને ૧૮૩૫ માં તારની શોધ થઇ. સને ૧૮૫૧ માં પ્રથમ ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે તારનાં દોરડાં નંખાયાં. થોડાં વરસમાં એ તાર ઘણાખરા સુધરેલા દેશોમાં દાખલ થયો અને આખી પૃથ્વી ઉપર સ્થળે સ્થળે ખબરો પહોંચવા લાગી.

ઓગણીસમા સૈકાના મધ્ય ભાગમાં લોકોને આગગાડી, આગબોટ, અને તાર ઘણી નવાઇ જેવી વસ્તુઓ લાગતી. પણ તેમાં

નવાઇ જેવું કંઇ ન હતું. તેઓ તો વિજ્ઞાનશાસ્ત્રના વિશાળ પ્રયોગોનાં માત્ર સ્વાભાવિક પરિણામ હતાં. લોકોમાં હવે હુન્નરજ્ઞાન પહેલાં કરતાં વધારે ફેલાતું હતું અને તેને માટે જોઇતાં સાધનો મેળવવાની શક્તિ તેમનામાં વધતી જતી હતી. સોળમા સૈકામાં પ્રથમ લોઢું કોયલાથી ગળાતું અને પછી તેના જુદા જુદા કકડાને ટીપીને તેને ઘાટ ઘડવા લાયક કરવામાં આવતું. એ પ્રમાણે કરવાથી એકી વખતે બે ત્રણ ટન લોઢું તૈયાર થઇ શકતું. અરાઢમા સૈકામાં લોઢું ગાળવાની મોટી ભઠ્ઠી કરવામાં આવી અને તેને લીધે સામટું લોઢું ગળાવા લાગ્યું અને લોઢાનાં મોટાં મોટાં પતરાં અને સળીયા બનવા લાગ્યાં. સને ૧૮૩૮ માં નેસ્મીથે વરાળથી ટીપવાનો હથોડો શોધી કહાડયો.

જુના સમયમાં લોકોને ધાતુ સંબંધી વધારે જ્ઞાન ન હતું તેથી તે વરાળનો ઉપયોગ કરી શકતા ન હતા. લોઢાનાં પતરાં થવા માંડયાં ત્યારે વરાળથી ચાલતું એન્જીન બન્યું. પહેલાં તો એન્જીનો બેડોળ હતાં, પણ એ વખતના લોકો એથી વધારે સારાં બનાવી શકતા ન હતા. સને ૧૮૫૬ માં બેસેમરે એક યુક્તિ શોધી કહાડી અને સને ૧૮૬૪ માં ઉઘાડી ભઠ્ઠીમાં લોઢું ગાળવાની પ્રક્રિયા હાથ લાગી. તેથી હવે દરેક જાતનું લોઢું અને પોલાદ મોટા જથામાં ગળાઇને સ્વચ્છ થવા લાગ્યું અને તેના ગમે તેવા ઘાટ બનવા લાગ્યા. અત્યારે હવે વિજળીની ભઠ્ઠીમાં હજારો ટન લોઢું દુધની માફક ઉકળતું નજરે આવે છે. લોખંડ અને પોલાદ વડે અત્યારે મનુષ્યો જે કામો કરી રહ્યા છે તેવાં કામો જુના જમાનામાં કદિ થયાં જ ન હતાં. હાલમાં લોઢાથી મોટાં મોટાં વહાણ, મોટા મોટા પુલો, અને મોટી મોટી રેલ્વેઓ બંધાયાં છે. મનુષ્યો હવે સમજવા લાગ્યા છે કે હાલની રેલ્વે કરતાં પણ વધારે સગવડ અને ઝડપવાળી રેલ્વે તેઓ બનાવી શકે તેમ છે. ઓગણીસમા સૈકા પહેલાં ૨૦૦૦ ટન બોજો લઇ જઈ શકે એવાં જ વહાણ બનતાં પણ હાલમાં ૫૦૦૦૦ ટન બોજો લઇ જઇ શકે એવાં વહાણ જોઇને પણ કોઇને નવાઇ લાગતી નથી !

પોલાદથી થતાં કામોને આપણે ગણાવ્યાં. તેજ પ્રમાણે તાંબું, નીકલ, એલ્યુમિનમ વગેરેનાં પણ કામોને ગણાવી શકાય. અરાઢમા સૈકામાં નીકલ અને એલ્યુમિનમને કોઈ ઓળખતું ન હતું. હાલમાં તેમની ઘણી વસ્તુઓ બની રહી છે. જુદા જુદા પદાર્થો, કાચ, ખડકો, રંગ, વગેરેના ગુણદોષ જાણી લોકો તેમનો હજારો કામોમાં ઉપયોગ કરી રહ્યા છે. એ યાંત્રિક પરિવર્તનની ફતેહ દર્શાવે છે. તોપણ હજી એ કામોની શરૂઆતજ છે. મનુષ્યો પાસે શક્તિ છે પણ તેને કેવી રીતે વાપરવી તે હજી તેમણે શિખવાનું છે.

યાંત્રિક શક્તિઓનો વિકાસ થતો ગયો તેની સાથે વિદ્યુતશાસ્ત્ર પણ આગળ વધતું ગયું. ઓગણીસમા સૈકાના છેલ્લા ભાગમાં વિજળીનાં કેટલાંક કામો બહાર આવ્યાં. પછીથી વિજળીના દીવા થવા લાગ્યા. વિજળી વડે સંચા ચલાવવામાં આવ્યા, અને વિજળીનો પ્રવાહ આપીને તાંબાના તાર મારફત પ્રકાશ, ઉષ્ણતા કે ગતિ ઉત્પન્ન કરવામાં આવ્યાં.

પ્રથમ ઇંગ્રેજ અને ફ્રેન્ચ લોકોજ વિજ્ઞાનશાસ્ત્રથી વાકેફ હતા. પણ પછીથી જર્મનો પણ તેની માહિતી મેળવવા લાગ્યા અને આખરે તે ઇંગ્રેજ અને ફ્રેન્ચને ટપી ગયા. આ વખતે બ્રિટનનાં વિશ્વવિદ્યાલયો માત્ર લૅટીન અને ગ્રીકનોજ અભ્યાસ કરાવતાં હતાં. ફ્રાન્સમાં પણ તેવુંજ થતું. ફક્ત જર્મનીમાં નવા શોધકોનું એક મંડળ ઉભું થયું હતું. તેમની સંખ્યા નાની હતી પણ ઈંગ્લાંડ તથા ફ્રાન્સના કરતાં તે મોટી હતી. નવી શોધોથી બ્રિટન તથા ફ્રાન્સ ધનવાન તથા સત્તાવાન થતાં પણ ત્યાંના શોધકો તો ગરીબ જ રહેતા. ખરા વિજ્ઞાનશાસ્ત્રીઓ સંસારના પ્રપંચથી કંઇક અલગ રહે છે. તે પોતાના પ્રયોગોમાં એટલા બધા ગુંથાયલા હોય છે કે પૈસો મેળવવાની યુક્તિઓ તેઓ યોજી શકતા નથી. તેઓ નવી શોધો કરે છે પણ તેનો લાભ બીજા લઈ જાય છે.

એ બાબતમાં જર્મન લોકો ડાહ્યા હતા. જર્મન સાક્ષરો નવી વિદ્યા તરફ તિરસ્કાર દર્શાવતા ન હતા. તેઓ તેનો વિકાસ થવા દેતા. જર્મન કારીગરો અને વેપારીઓ પણ તેની આડે આવતા ન હતા. જર્મન લોકો શોધકોને ઉત્તેજન આપતા. શોધખોળના કામ પાછળ

તે ઘણો પૈસો ખરચતા, અને તેનો બદલો તેમને મળતો. ઓગણીસમા સૈકાના છેલ્લા ભાગમાં જર્મનોએ વિજ્ઞાનની કેટલીક શાખાઓમાં અને ખાસ કરીને રસાયણ શાસ્ત્રમાં બીજી પ્રજાઓ કરતાં ઘણું વધારે જ્ઞાન મેળવ્યું હતું અને તેથી કરીને જર્મની બ્રિટન તથા ફ્રાન્સને હુન્નર ઉદ્યોગમાં ટપી ગયું હતું.

ઓગણીસમા સૈકાના છેલ્લા ભાગમાં એક નવી જાતના એન્જીનની શોધ થઇ. એથી શોધખોળના ઇતિહાસમાં નવો યુગ પ્રવર્ત્યો. અત્યાર સુધી એન્જીન વરાળના બળ વડે ચાલતું પણ હવે તે દારૂકમિશ્રણના બળ વડે ચાલવા લાગ્યું. એથી એન્જીન એટલું બધું હલકું અને શક્તિવાળું બન્યું કે હવામાં જવાનું પણ શકય થઈ રહ્યું. સને ૧૮૯૭ માં વૉશિંગ્ટનમાં પ્રોફેસર લેંગલીએ એક ઉડતું યંત્ર શોધી કહાડ્યું. પણ તે માણસોને લઈ જઈ શકતું ન હતું. સને ૧૯૦૯ ના અરસામાં માણસોને પણ લઇ જાય એવાં હવાઇવિમાનો બનવા લાગ્યાં, અને તેથી મનુષ્યો થોડી વારમાં પૃથ્વીને એક છેડેથી બીજે છેડે જવા લાગ્યાં.

ઓગણીસમા સૈકામાં આગગાડી અને યંત્રોની ઝડપમાં વધારો થયો એટલુંજ નહિં પણ તેની સાથે કૃષિવિદ્યામાં પણ ઘણો સુધારો થયો. મનુષ્યો જમીનને ફળદ્રુપ બનાવીને તેમાંથી ચારપાંચ ગણો પાક લેતાં શિખ્યા. વૈદકશાસ્ત્રમાં પણ ઘણી પ્રગતિ થઇ. લોકોની તંદુરસ્તીમાં પણ ઘણો વધારો થયો અને તેઓ ઘણાં વરસ જીવવા લાગ્યા.

આ સૈકામાં માનવજીવનમાં એટલો બધો સુધારો થયો કે ઇતિહાસમાં તેને નવો યુગ કહી શકાય. લગભગ સો વરસમાંજ એ યુગે યાંત્રિક પરિવર્તન કરી મુકયું. એ યુગમાં મનુષ્યોની આર્થિક સ્થિતિ ઘણી સુધરી. ઇજીપ્તમાં પેપીના સમયથી તે ઇંગ્લાંડમાં ત્રીજા જ્યૉર્જના સમય સુધી લોકો જે પ્રગતિ કરી શકયા હશે તેના કરતાં પણ આ ઓગણીસમા સૈકાની પ્રગતિ વિશેષ હતી. એ પ્રગતિએ માનવજીવનનાં કાર્યો માટે નવું અને ભવ્ય બંધારણ આપણી આગળ ધર્યું છે અને તે પ્રમાણે આપણા આર્થિક, સામાજીક, અને રાજકીય જીવનની પુનર્ઘટના ઘડવાની તે માગણી કરી રહ્યું છે.

---

# પ્રકરણ ૫૮ મું.

## ઔદ્યોગિક પરિવર્તન.

યાંત્રિક અને ઔદ્યોગિક પરિવર્તનમાં ભેદ છે. તે બંને એક બીજા ઉપર આધાર રાખે છે છતાં પણ તે મૂળમાં જુદાં છે. પહેલું વિજ્ઞાનની પ્રગતિનું પરિણામ છે અને બીજું સામાજીક અને આર્થિક વિકાસનું ફળ છે. કોયલા, વરાળ કે યંત્ર વગર પણ ઔદ્યોગિક પરિવર્તન થઇ શકે. જુના વખતમાં રોમમાં આર્થિક અને સામાજીક વિકાસથી તે થઇ શકયું હતું. સ્વતંત્ર કૃષિકારો, મજુરોની ટોળીઓ, મોટી જાગીરો, વગેરે એ પરિવર્તનનાં સાધન હતાં. યંત્રની શોધ પહેલાં પણ કારખાનાં ઉઘડતાં અને તેમાં કામની વહેંચણીથી કાર્ય થતું. હાલમાં યંત્રથી બનતો ઘણા પ્રકારનો સામાન તેમાં બનતો. રોમમાં ઑગસ્ટસના વખતમાં ઘણાં કારખાનાં હતાં. તે વખતે પુસ્તક વેચનારાઓ નકલ કરનારાઓને હારબંધ બેસાડીને પુસ્તક ઉતરાવતા. ડિફો અને ફિલ્ડીંગનાં પુસ્તકો વાંચનારા જાણે છે કે ઇંગ્લાંડમાં પણ એક સમયે મનુષ્યોને એકઠા કરીને તેમની પાસે કામ કરાવવામાં આવતું. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ પરિવર્તન સામાજીક હતું, યાંત્રિક ન હતું.

અરાઢમા સૈકાના મધ્ય ભાગ સુધી પશ્ચિમ યુરોપ પણ રોમને પગલેજ ચાલતું. પણ પછી યુરોપમાં રાજકીય બાબતોથી કુસંપ વધ્યો, લોકો રાજાની સામે થવા લાગ્યા, અને પ્રજાઓમાં યાંત્રિક જ્ઞાન પ્રસરવા લાગ્યું, તેથી તેની કાર્યપદ્ધતિમાં ફેરફાર થવા લાગ્યો. ખ્રિસ્તી ધમ માનવજાતિના ભ્રાતૃત્વનો બોધ કરતો હતો તેથી ધનવાન થવાની ઇચ્છા રાખનારા ઉત્સાહી મનુષ્યો ગુલામો પાસેથી કામ લેવાની જુની રીતને છોડી દઇને યાંત્રિક બળ અને યંત્રો તરફ વળવા લાગ્યા.

યાંત્રિક પરિવર્તનથી માનવજાતિને નવોજ અનુભવ થયો. તેને

સામાજિક, આર્થિક, કે રાજકીય બાબતો સાથે સંબંધ ન હતો. પણ ઔદ્યોગિક પરિવર્તનને તે સાથે ઘણો સંબંધ હતો. અરાઢમા અને ઓગણીસમા સૈકામાં ઇગ્લાંડમાં ઔદ્યોગિક પરિવર્તન થવા માંડયું. જુના વખતમાં રોમમાં પણ ઔદ્યોગિક પરિવર્તન ચાલી રહ્યું હતું. ત્યાં પણ મુડીદારો મોટા પાયા ઉપર ખેતી કે વેપાર કરીને ઘણું દ્રવ્ય એકઠું કરતા અને નાના નાના ખેડુતો અને દુકાનદારોનો નાશ થતો, પણ રોમના અને ઈંગ્લાંડના પરિવર્તનમાં ઘણો ફેર હતો. રોમમાં સઘળું કામ મનુષ્યો પાસે કરાવવામાં આવતું. કોઈ વાર બળદ કે ઘોડાને કામે લગાડવામાં આવતા. ભાર ઉંચકવો, ખડકો ખોદવા, હળ ચલાવવું, હોડી હંકારવી વગેરે કામ માણસોજ કરતા. ઇગ્લાંડમાં તેમ થતું ન હતું. ત્યાં સઘળું કામ યંત્રથી કરવામાં આવતું. જ્યાં ખાસ બુદ્ધિ વાપરવાની જરૂર હોય ત્યાંજ માત્ર મનુષ્યને કામે લગાડવામાં આવતો.

જુના વખતમાં મનુષ્ય જાણે એક વૈતરો હોય તેમ તેની પાસે કામ કરાવવામાં આવતું. ઓગણીસમા સૈકાએ એ પદ્ધતિમાં ફેરફાર કર્યો. હલકું વૈતરૂં કરવાને તેણે યંત્રો શોધી કહાડયાં, અને સામાન્ય મનુષ્યોનો દરજ્જો વધાર્યો. તેમની કેળવણી માટે તેણે ગોઠવણ કરી. એ સૈકામાં જુદા જુદા સંપ્રદાયો પોતાનો મત ફેલાવવાને શાળાઓ સ્થાપવા લાગ્યા. તેથી કેળવણીનું કાર્ય ઘણું સહેલું થઈ પડયું. જેમ જેમ કેળવણી વધતી ગઈ તેમ તેમ લોકો વાંચતાં, લખતાં, અને વાદવિવાદ કરતાં શિખ્યા અને ઔદ્યોગિક પરિવર્તનને બરાબર સમજવા લાગ્યા.



# પ્રકરણ ૫૯ મું.

## આધુનિક રાજકીય અને સામાજીક વિચારોનો વિકાસ.

પ્રાચીન સમયની સંસ્થાઓ, રિવાજો, અને રાજકીય વિચારો પોતાની મેળે ધીમે ધીમે વિકાસને પામતાં હતાં. તેમને કોઇની સહાય ન હતી. માત્ર ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં મનુષ્યોના મનમાં વિચાર થયો હતો કે માનવજાતિના પરસ્પર સંબંધો, માન્યતાઓ, કાયદાઓ, અને રાજ્યવહીવટમાં ઘટતો ફેરફાર કરી તેમની પુનઃવ્યવસ્થા કરવી જોઇએ.

ગ્રીસ અને અલેકઝાન્ડ્રિયામાં કેવો બુદ્ધિવિકાસ થયો હતો તે ઉપર આપણે જોયું છે. વળી ગુલામો પાસે કામ લેવાની પદ્ધતિ, ધાર્મિક અસહિષ્ણુતા, અને આપખુદી સત્તાથી તેને કેટલો આઘાત પહોંચ્યો હતો તે પણ આપણે જોયું છે. પંદરમા અને સોળમા સૈકા સુધી યુરોપમાં વિચારસ્વાતંત્ર્યને જરાક પણ સ્થાન ન હતું. વળી આરબ અને માંગોલ લોકોના આવવાથી યુરોપના માનસિક વાતાવરણમાં ઘણો ફેરફાર થતો હતો તે પણ આપણે જોયું છે. એ ફેરફારથી યુરોપમાં પ્રથમ ભૌતિક જ્ઞાનનો પ્રચાર થયો અને લોકોની આર્થિક સ્થિતિ સુધરવા લાગી, પણ સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, વગેરેના સિદ્ધાંતો સુક્ષ્મ અને લાગણીઓ સાથે સંબંધ ધરાવનારા હોવાથી લોકો તેમને ઝટ ગ્રહણ કરી શકયા નહિં. યુરોપમાં તેમનો પ્રચાર ધીમે ધીમે થયો.

ગ્રીસમાં એરિસ્ટોટલે વાસ્તવિક બીનાઓની શોધ કરી તે પહેલાં પ્લેટોના કાલ્પનિક સિદ્ધાંતોનો પ્રચાર થયો હતો. યુરોપમાં પણ હવે તેમજ થવા લાગ્યું. નવજીવનની ભાવનાઓ કાલ્પનિક વાર્તાઓમાં પ્રગટ થવા લાગી. સર ટૉમસ મોર નામના વિદ્વાને આદર્શજીવન (યુટોપિયા) નામનું પુસ્તક લખ્યું. તે પ્લેટોના સિદ્ધાંતોનું અનુકરણ હતું. સત્તરમા સૈકાના અંતમાં સમાજ અને રાજ્ય સંબંધી ઘણું સાહિત્ય પ્રગટ

થવા લાગ્યું. જૉન લૉક તેમાં એક મુખ્ય લેખક હતો. તેણે રાજ્ય, સહિષ્ણુતા, અને કેળવણી ઉપર ઘણું લખ્યું. ફ્રાન્સમાં પણ તેના જેવો એક લેખક મોન્ટેસ્કયુ થયો અને તેણે સામાજીક, રાજકીય, અને ધાર્મિક સંસ્થાઓનું પૃથક્કરણ કરવા માંડયું. બંનેએ મળીને સમાજસુધારણાની આડે આવનારા ખોટા વિચારોને લોકોના મગજમાંથી કહાડી નાંખ્યા. લૉક પછી જ્ઞાનચક્રશાસ્ત્રીઓ થયા અને તેમણે નવી દુનિયા રચવાની યોજના કરવા માંડી. તેમની સાથે અર્થશાસ્ત્રીઓ બહાર આવ્યા અને તે અનાજ અને માલની ઉત્પત્તિ અને વહેંચણી વિષે તપાસ કરવા લાગ્યા. તેમાં મોરેલી (Morelly) નામનો એક સમાજશાસ્ત્રી હતો. તેણે સૌની ખાનગી મિલકતને સામાજીક મિલકતમાં ફેરવી નાંખવાનો બોધ કર્યો. ઓગણીસમા સૈકામાં યુરોપમાં જે સમાજશાસ્ત્રીઓ થયા તેમનો તે પુરોગામી હતો.

સમાજવાદ એટલે શું ? સમાજવાદની વ્યાખ્યાઓ અનેક છે અને સમાજવાદ સામાજીક હિતની દૃષ્ટિએ મિલકતની વહેંચણ કરનારો વાદ છે. સ્વમિલકતની ભાવના મનુષ્યોમાં તેમજ પ્રાણીઓમાં હોય છે. જુના વખતમાં મનુષ્યને તેનું કુટુંબ, છૈયાંછોકરાં, હથિયાર વગેરે હતાં. તેને માટે તે લડતો અને બીજાને મારતો. વળી તેના પુત્રો થતા અને તે પોતાનાં સ્ત્રી પુત્રાદિને લઇને રહેતા. એ પ્રમાણે સમાજની ઉત્પત્તિ થઇ હતી. સૌ પોતપોતાની મિલકત સાચવતા. પણ ખાનગી મિલકતને કંઇક હદ હતી. કેટલીક મિલકત સામાજીક પણ ગણાતી. મનુષ્ય જેમ સુધરતો જાય છે તેમ તેમ ખાનગી મિલકતનો આગ્રહ ઓછો થતો જાય છે.

અસલના જંગલી મનુષ્યોમાં સ્વમિલકતનો આગ્રહ વિશેષ હતો. જે વસ્તુઓ તેમના હાથમાં આવતી તેમને તે પોતાની મિલકત ગણતા. લડાઇમાં પકડાયલો કેદી, સ્ત્રીઓ, પ્રાણીઓ, જમીન, વગેરે જે હાથમાં આવ્યું તેને મિલકત ગણીને તે પોતાના કબજામાં રાખતા. દેવાદાર જો દેવું આપી ન શકે તો તે લહેણદારના કબજામાં આવતો.

આ પ્રમાણે દરેકની ખાનગી મિલકતને કંઈ હદ રહેતી નહિં. ધીમે ધીમે જેમ જેમ સામાજીક બંધારણો બંધાતાં ગયાં તેમ તેમ એવી અનહદ ખાનગી મિલકત સૌને નુકશાનકારક જણાવા લાગી. રોમ, એબિલોનિયા, વગેરે પ્રદેશોમાં એવી અનહદ મિલકત અને હક્કને અટકાવવામાં આવ્યાં હતાં. છેવટે ઇશુ ખ્રિસ્તે પણ પોતાના બોધમાં ખાનગી મિલકત તરફ તિરસ્કાર બતાવ્યો હતો. હાલમાં પણ છેલ્લાં પચ્ચીસ કે ત્રીસ વરસથી ખાનગી મિલકતની હદ બાંધવા વિષે જગતમાં ભારે વિવાદ ચાલી રહ્યો છે.

ઓગણીસમું સૈકું જેમ જેમ પસાર થવા લાગ્યું તેમ તેમ મનુષ્યો ખાનગી અને સામાજીક મિલકતનો ભેદ સમજવા લાગ્યા. પોતાનું શરીર, કારીગરનાં હથિયાર, કપડાં, દાંત સાફ કરવાના બ્રશ, વગેરે મનુષ્યની ખરેખરી ખાનગી મિલકત છે. પણ રેલ્વે, વિવિધ યંત્રો, મકાનો, બગીચા, હોડીઓ વગેરે કેટલે દરજ્જે ખાનગી મિલકત ગણી શકાય અને કેટલે દરજ્જે તેમનો સામાજીક મિલકતમાં સમાવેશ કરી શકાય એ વિચારવા જેવું છે. એનો વિચાર કરવાને આપણને રાજકીય બાબતો, સમાજશાસ્ત્ર, અને શિક્ષણશાસ્ત્રના વિષયોમાં ઉતરવું પડશે. મિલકતના સવાલ વિષે હજી પણ વાદવિવાદ થયા કરે છે. હજી તેના વિષે કંઇ નિર્ણય થયો નથી. એક બાજુએ વ્યક્તિવાદીઓ છે. તે ખાનગી મિલકતને સાચવીને હજી પણ વધારે સ્વતંત્રતા મેળવવા માગે છે. સરકારને કર આપવો પણ તેમને ગમતો નથી. બીજી બાજુએ સમાજવાદીઓ છે. તે માલકી અને હક્કની હદ બાંધી ખાનગી મિલકતનો નાશ કરવા માગે છે. વળી કેટલાક સમાજવાદીઓ મધ્યમ માર્ગને અનુસરનારા છે. તેઓ વ્યક્તિઓ પાસે થોડી મિલકત રહેવા દે છે અને કેળવણી, માલની આપ લે, ખાણો, જમીન, સ્થાનિક પદાર્થોની ઉત્પત્તિ વગેરે રાજ્યના હાથમાં સોંપી દે છે. આવા મધ્યમ સમાજવાદ તરફ ડાહ્યા પુરૂષોનું લક્ષ જવા લાગ્યું છે.

દરમિયાનમાં મુડીદારો અને મજુરો વચ્ચે તકરારો વધતી ગઈ. તેનો નિકાલ લાવવાને માર્કસ નામના પુરૂષે એક પ્રકારની હીલચાલ ઉભી કરી. તેણે મુડીદારો સામે મજુરવર્ગ ઉભો કર્યો. માર્કસે વિચાર કર્યો કે પોતાની જરૂરિયાતોને લીધે મનુષ્યોનાં મન સંકુચિત બની રહેલાં છે અને તેને લીધે મુડીદારો અને મજુરો વચ્ચે કલહ થવાનો જ; પણ યાંત્રિક પરિવર્તનને લીધે જેમ જેમ મજુરો કેળવણી લેતા જશે તેમ તેમ તેમનું સ્વાભિમાન વધશે અને તેઓ કોઇ દિવસ સત્તા પોતાના હાથમાં લઇ લેશે; તેથી એક પ્રકારની સારી સામાજીક સ્થિતિ ઉત્પન્ન થશે; પણ માર્કસ ભૂલ્યો હતો. તેની હીલચાલ રૂશિયામાં નિષ્ફળ નિવડી.

એકજ દેશમાં આવી હીલચાલ ઉભી કરવી તેના કરતાં તેને આંતરરાષ્ટ્રીય બનાવવી એવો માર્કસનો વિચાર હતો. પણ તેની સ્થિતિ વ્યક્તિવાદીઓના સિદ્ધાંતથી પણ ઉત્પન્ન કરી શકાય. મહાન્ અર્થશાસ્ત્રી એડમ્ સ્મીથના વખતથી સર્વે અનુભવતા આવ્યા છે કે દુનિયાના સુખને માટે નિરંકુશ વ્યાપારની આવશ્યકતા છે. રાજ્યે નિર્માણ કરેલી હદમાં રહીને વેપાર કરવો વ્યક્તિવાદીઓને ગમતો નથી. તે હદ તોડીને બહાર જવાની અને સામાજીક કાર્યનો ઘણી વિશાળ દૃષ્ટિએ વિચાર કરવાની ઇચ્છા રાખે છે. આ ઉપરથી સમજાશે કે વ્યક્તિવાદ અને સમાજવાદ બંનેનું લક્ષ્ય સરખું જ છે. બંને માનવજાતિને એકત્ર કરવાને ઘણા વિશાળ સમાજીક અને રાજકીય વિચારોની શોધ કરી રહેલા છે.

પણ એ શોધનું હજી કંઇ ચોક્કસ પરિણામ આવ્યું નથી. તેમાંથી કેટલીક સામાન્ય માન્યતાઓ ઉભી થઇ છે અને તેમણે હાલની રાજકીય બાબતો અને જાહેર કામો ઉપર મોટી અસર ઉત્પન્ન કરી છે. પણ મનુષ્યોને તેમાં પણ હજી દૃઢ વિશ્વાસ નથી. તેમનાં મન પ્રાચીન દંતકથાઓ અને નવી ભાવનાઓ વચ્ચે અથડાય છે.

છતાં પણ એટલું તો સ્પષ્ટ જ છે કે નવું સામાજીક બંધારણ એની મેળે બંધાતું જાય છે.

હાલમાં સઘળા મનુષ્યો જાણે એક જાતિના માણસો હોય તેમ ઘણી ખરી બાબતોમાં વર્તે છે, એ વાત પ્રતિ વર્ષ વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે. તેથી જગતના સઘળા મનુષ્યો ઉપર એક સર્વ સામાન્ય સત્તા અમલ ચલાવતી હોય તેમ કરવું ઘણું આવશ્યક છે. વેપાર ઉદ્યોગને લીધે આખું જગત જાણે એક કુટુંબ હોય તેમ બની રહ્યું છે. આવા જગતનો ઔદ્યોગિક વ્યવહાર ચલાવવામાં જુદા જુદા રાજ્યોના અમલ અંતરાયરૂપ છે. આર્થિક અને નાણાં સંબંધી બાબતોમાં પણ આખી દુનિયા ભાગ લેવા લાગી છે માટે તે બાબતોનો વિચાર પણ સમસ્ત જગતની દૃષ્ટિએ જ કરવાનો છે. મનુષ્યોની શક્તિ અને બુદ્ધિ વધવાથી વિગ્રહો વધતા જાય છે. અને જુદાં જુદાં રાજ્યો અથવા પ્રજાઓ મળીને જે સંધિ કરે છે તે નિષ્ફળ નીવડે છે. આ સઘળી બાબતો સૂચવે છે કે આખી દુનિયા ઉપર એક સર્વ સામાન્ય સત્તાના અમલની જરૂર છે.

આ ઉપરથી એમ નથી માનવાનું કે જુદાં જુદાં રાજ્યોનો નાશ કરવો અને એક સર્વોપરી સત્તા સ્થાપવી. માનવજાતિની પાર્લામેન્ટ કે આખી દુનિયાની કોન્ગ્રેસ ભરવી અથવા આખી દુનિયાનો એક પ્રમુખ કે બાદશાહ નીમવો એવો ઉપાય ઘણા મનુષ્યોએ સૂચવ્યો છે. પ્રથમ દૃષ્ટિએ એવો ઉપાય આપણને સ્વાભાવિક અને સારો લાગે છે પણ પચાસેક વરસના અનુભવથી સમજાય છે કે તેમ કરવામાં પણ ઘણા અંતરાયો આડે આવે છે. હાલમાં એ બાબતમાં લોકોનો વિચાર એવો છે કે જુદાં જુદાં રાજ્યોએ મળીને કેટલીક ખાસ કમિટીઓ નીમવી અને તેમને સ્થાનિક પેદાશ, નાણું, વસ્તી, આરોગ્ય, સુલેહ શાંતિ વગેરે બાબતો પુરતી સર્વોપરી સત્તા આપવી. પણ માનવજાતિની એકતા એટલી પણ સાધી શકાય તે પહેલાં

મનુષ્યોનાં ઝેર અને વેર દૂર કરવાને અને તેઓ એક કુટુંબનાં માણસો છે એવી ભાવના તેમનામાં ઉત્પન્ન કરવાને તેમને પ્રથમ યોગ્ય બોધ આપવો જોઈએ.

કેટલાંક સૈકાંથી જગતના મહાન્ ધર્મો મનુષ્યને ભ્રાતૃત્વનો બોધ કરતા આવ્યા છે; પણ પ્રજા પ્રજા વચ્ચેનાં અને જાતિ જાતિ વચ્ચેનાં ઝેર અને વેર હજી સુકાયાં નથી. તે મનુષ્યોના ઉદાર વિચારો અને લાગણીઓની આડે આવે છે. મનુષ્યોને ભ્રાતૃત્વનો બોધ કરવાને સંખ્યાબંધ સ્વધર્મનિષ્ટ ઉપદેશકોએ બહાર નીકળી પડવું જોઈએ.

સામાજીક અને આર્થિક પ્રશ્નો અન્ય દેશો સાથે સંબંધ ધરાવનારા હોય છે. દરેક પ્રશ્નનો નિકાલ કરવાને હૃદયમાં રહેલા સ્વાભાવિક સેવાભાવને જાગૃત કરવો પડશે. વ્યક્તિઓનો અહંભાવ અને અવિશ્વાસ સમસ્ત પ્રજાનો અહંભાવ અને અવિશ્વાસ દર્શાવે છે. વ્યક્તિઓનો લોભ પ્રજાઓ અને પાદશાહોના લોભમાં પ્રતીત થાય છે. તેમજ પ્રજાઓનો અહંભાવ, અવિશ્વાસ, અને લોભ વ્યક્તિઓમાં જણાઈ આવે છે. જુદી જુદી પ્રજાઓના પરસ્પર વર્તનને પ્રજા સમાજવાદ કહે છે. પ્રજાઓનાં પરસ્પર વર્તન અને સહકારના કોયડા ઉકેલવાને હજી જોઇએ તેવાં વિશાળ માનસ શાસ્ત્ર કે શિક્ષણશાસ્ત્ર રચાયાં નથી. આખી દુનિયામાં સલાહસંપ કરનારૂં મંડળ સ્થાપવાને આપણે હજી શક્તિવાન નથી. તેમ છતાં પણ આપણે ધારીએ છીએ કે તે સ્થાપવું શકય છે અને તે થોડા વખતમાં સ્થાપી શકાશે.

મનુષ્ય સર્વજ્ઞ નથી. તેનાં જ્ઞાન અને વિચારોને હદ હોય છે. હાલમાં આપણે મારામારી, નુકશાન, ભય, અને દુઃખ ભોગવીએ છીએ. એ સૌનો અંત કયારે આવશે અને જગતમાં સલાહશાંતિ કયારે ફેલાશે એ કોઇ કહી શકતું નથી. એ વિષે જે નિર્ણયો ઉપર

આપણે આવીએ છીએ તે સર્વે શંકાયુક્ત છે. વહેમ અને વિષય સુખ આપણને ઘેરી રહેલાં છે. બુદ્ધિનો વિકાસ કરવાનું કામ આ યુગમાં ચાલી રહ્યું છે, પણ તે હજી અપૂર્ણ છે. આપણી કેટલીક નવીન ભાવનાઓને લોકો બરાબર સમજતા નથી. તેનું કારણ એ જ છે કે તેમને તે બરાબર સ્પષ્ટ રીતે સમજાવવામાં આવતી નથી. તે જ્યારે બરાબર સમજાશે ત્યારે તે લોકોનાં મન ઉપર દૃઢ કાબુ મેળવશે અને નવી દુનિયાને માટે જોઈતી કેળવણીનું કાર્ય સપાટાબંધ આગળ ચાલશે.



# પ્રકરણ ૬૦ મું.

## યુનાઈટેડ સ્ટેટસનો વિસ્તાર

આગબોટ વગેરે સાધનોનાં એકાએક સારાં પરિણામો ઉત્તર અમેરિકામાં જણાવા લાગ્યાં. અરાઢમા સૈકાના ઉદાર વિચારો યુનાઈટેડ સ્ટેટસમાં ફેલાયા હતા. રાજ્યનો અમુક ધર્મ જોઇએ, પ્રજાને માથે રાજા જોઈએ, એવા એવા વિચારોને તેમણે કહાડી નાંખ્યા હતા. દરેકની ખાનગી મિલકતનું તે રક્ષણ કરતાં. દરેક ઉમ્મર લાયક શહેરીને તેમણે મતાધિકાર આપ્યો હતો. તેમનું મત લેવાનું ધોરણ વિચિત્ર હતું અને તેથી કોઈ વાર પ્રજામાં પક્ષ પડી અમુક પક્ષના હાથમાં સત્તા જતી. પણ તેથી નવી સ્વતંત્રતાને પ્રાપ્ત કરી રહેલી યુનાઇટેડ સ્ટેટસની પ્રજાની પ્રગતિ અટકતી ન હતી. તેનો જુસ્સો, સાહસ, અને જાહેર હિંમત આગળ વધ્યે જ જતાં હતાં.

યુનાઇટેડ સ્ટેટસનો ઉદય પ્રથમ વરાળથી ચાલતી હોડીથી અને પછી રેલ્વેથી થયો હતો. તેમના વડેજ અમેરિકાની એકતા જળવાઈ રહી હતી, તેમના વગર એ રાજ્યો સારી સ્થિતિમાં જલદી આવ્યાં ન હોત, તેમના વગર ત્યાંની વસતી મધ્ય પ્રદેશોને ઓળંગીને પશ્ચિમ તરફ પ્રયાણ કરી શકી ન હોત. દરિયા કિનારેથી મીસુરી સુધી જઇ ત્યાં જથ્થુનો વસવાટ કરવામાં તેને બસેં વરસ લાગ્યાં હતાં. સને ૧૮૨૧ માં પહેલું મીસુરીનું રાજ્ય સ્થપાયું હતું.

બસેં વરસ સુધી ત્યાંના લોકો દરિયા કિનારે અને નદી કાંઠે રખડયા હતા. છેવટે તે ધીમે ધીમે ઇંડિયાના અને કૅન્ટકીમાં આવીને વસ્યા હતા. પછી ધીમે ધીમે વરાળથી ચાલતી હોડીઓ થઈ. ધીમે ધીમે તે વધવા લાગી. પછી આશરે સને ૧૮૩૦માં રેલ્વે થઈ અને તેનો ફેલાવો પણ ધીમે ધીમે થવા લાગ્યો. હોડીઓ અને રેલ્વે વધતી ગઈ તેમ તેમ મોટાં મોટાં શહેરો વસવા લાગ્યાં.

યુનાઇટેડ સ્ટેટસનો ઉદય અપૂર્વ છે. તેના જેવો બનાવ જગતના

ઇતિહાસમાં કદિ બન્યો જ નથી. જુના વખતમાં એવાં રાજ્યો ઉભાં થયાં હોત પણ રેલ્વે વગર તેમનો જલદીથી નાશ થયો હોત. યુનાઇટેડ સ્ટેટસની સઘળી વસ્તી એકજ પ્રકારની છે. સૅન ફ્રાન્સિસ્કોનો મનુષ્ય ન્યુયૉર્કના મનુષ્ય જેવો જ છે. સઘળી વસ્તીનું સરખાપણું જાળવવાની ક્રિયા ચાલુ જ છે. યુનાઇટેડ સ્ટેટસ રેલ્વે, તાર, વગેરેથી એક બીજાની સાથે સંધાઈ રહેલાં છે. જાણે તેઓ એકજ વિશાળ રાજ્ય હોય તેમ ત્યાં એકતા વ્યાપી રહેલી છે. ત્યાંના લોકો મન, વાણી, અને કર્મથી પરસ્પર સહાનુભૂતિ દર્શાવી રહેલા છે.

યુનાઇટેડ સ્ટેટસનું સંમેલન ઇતિહાસમાં અપૂર્વ છે. પણ આધુનિક મહત્તા પ્રાપ્ત કરવાને તેમને માંહ્ય માંહ્ય ભયંકર લડાઇમાં ઉતરવું પડયું હતું. વિચારના ભેદને લીધે યુનાઇટેડ સ્ટેટસના પ્રથમ બે ભાગ પડી રહેલા હતા. ઉત્તરમાંનાં રાજ્યો અને દક્ષિણમાંનાં રાજ્યો. ઉત્તરમાં આવેલાં રાજ્યોમાં સઘળા લોકો સ્વતંત્ર હતા, પણ દક્ષિણમાં આવેલાં રાજ્યો ગુલામોને રાખતાં. એ ભેદને લીધે બંનેના વિચારોમાં મોટો ફેર પડી ગયો હતો, અને તેમાંથી બંને વચ્ચે મોટો કલહ ઉત્પન્ન થઈ રહ્યો હતો. સવાલ એ ઉભો થયો હતો કે ઉત્તર રાજ્યોના વિચારોને અનુસરીને રાજ્યોમાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય દાખલ કરવું કે દક્ષિણ રાજ્યોને અનુસરીને રાજ્યોમાં ઉમરાવવર્ગ ઉભો થવા દેવો અને તેને ગુલામો રાખવાની છુટ આપવી! બંને પક્ષો વચ્ચે સમાધાન કરવું મુશ્કેલ હતું. સને ૧૮૩૩માં ગુલામગિરિ તદન કહાડી નાંખવાને એક સમાજ ઉભી થઇ અને તેણે બધાં રાજ્યોમાં ખળભળાટ કરી મુકયો. એટલામાં યુરોપ છોડીને ઘણા લોકો ઉત્તર અમેરિકામાં આવીને વસવા લાગ્યા. તેમણે કેટલાંક સંસ્થાનો સ્થાપ્યાં. એથી ઉત્તરનાં રાજ્યોની સંખ્યા વધી. તેને લીધે સમિતિ તથા પ્રતિનિધિ સભામાં ઉત્તરનાં રાજ્યોના મત વધવા લાગ્યા. દક્ષિણ રાજ્યોને એથી ડર લાગ્યો કે તેમની વાત તદન મારી જ જશે. એથી તેમણે ઉત્તર રાજ્યોથી છુટા પડીને મેક્ષિકો તથા વેસ્ટ ઇંડીઝ જોડે ભળી જવાનો વિચાર કર્યો.

સને ૧૮૬૦માં અબ્રાહમ લિંકન પ્રમુખ થયો. તેણે ઠરાવ કર્યો કે દક્ષિણ રાજ્યોએ છુટા પડવું. દક્ષિણ કૅરોલીનાએ એકદમ છુટા પડવાનો હુકમ કર્યો અને લડાઇ માટે તૈયારી કરી. મિસિસીપી, ફ્લૉરિડા, એલ્બાના, જ્યૉર્જીયા, લુઝિયાના વગેરે તેને મળી ગયાં અને તેમણે જેફ્સર્ન ડેવિસ નામના પુરૂષને જુદો પ્રમુખ નીમ્યો.

ઉત્તર રાજ્યોનો પ્રમુખ અબ્રાહમ લિંકન રહ્યો. તે મોટો રાજદ્વારી પુરૂષ હતો. અમેરિકાના સ્વતંત્ર લોકોને જોઇએ તેવો તે હતો. તે કેન્ટકીમાં જન્મ્યો હતો. ઇંડિયાનામાં તે ઉછર્યો હતો. નાનપણમાં તેણે જંગલોમાં જીવન ગાળ્યું હતું, અને તેથી તેને જોઇએ તેવી કેળવણી મળી શકી ન હતી. પણ તેની માએ તેને વાંચતાં શિખવ્યું હતું તેથી તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં. સત્તર વરસની વયે તે કુસ્તી, કસરત, અને દોડવામાં ઘણો હોંશિયાર થયો. થોડોક વખત તેણે કારકુનની નોકરી કરી, પછી થોડો વખત તેણે વેપાર કર્યો, તેમાં તેને ઘણું દેવું થયું, અને તેને તે પંદર વરસ સુધી વાળી શકયો નહિં. પચ્ચીસ વરસની ઉમ્મરે તે ઇલિનોઇસ તરફથી પ્રતિનિધિ સભાનો સભાસદ નીમાયો. પછીથી તે પ્રમુખ થયો હતો.

એ વખતે ઉત્તર અને દક્ષિણ રાજ્યો વચ્ચે લડાઈ શરૂ થઈ. તે નવા મેક્ષિકો અને પૂર્વ સમુદ્ર વચ્ચેના મોટા મેદાન ઉપર ચાલી. વૉશિંગ્ટન અને રિચમંડ તેનાં મુખ્ય મથક હતાં. એ લડાઈનું વર્ણન અહીં આપવું અશક્ય છે. ટેનેસિ, વર્જીનિયા, અને મિસિસીપીનાં જંગલો અને ડુંગરો ઉપર તે જ્યાં ત્યાં પ્રસરી રહી હતી. એ લડાઇમાં ઘણું નુકશાન થયું. તેમાં ઘણાં મનુષ્યોનો ઘાણ વાળ્યો. પણ છેવટે લિંકન જીત્યો અને ગુલામગિરિનો અંત આવ્યો.

પણ ગુલામગિરિનો પુરેપુરો અંત લાવતાં યુનાઇટેડ સ્ટેટસને ઘણું ખમવું પડયું હતું. ઉત્તર રાજ્યો એ બાબતમાં મક્કમ હતાં. પોતે હાથમાં લીધેલું કાર્ય ખરૂં અને ન્યાયસર છે એમ તે માનતાં પણ સરહદ ઉપરનાં રાજ્યો અને વસ્તીનો મોટો ભાગ તેમ માનતો

ન હતો. પણ લિંકન દૃઢ હતો. યુનાઇટેડ સ્ટેટસની એકતા જાળવવાને તે ઉભો થયો. તે ગુલામગિરિની વિરૂદ્ધ હતો. પણ પ્રથમ એકતા જાળવવી અને પછી ગુલામગિરિના પ્રશ્નનો નિકાલ કરવો એવો એનો સિદ્ધાંત હતો. રાજ્યોમાં બે પક્ષ પડી ન જાય તેને માટે તે સાવચેત રહ્યો. તેથી તેણે ધીમે ધીમે બદલો આપીને ગુલામગિરિનો નાશ કરવા માંડયો અને સને ૧૮૬૫માં યુનાઇટેડ સ્ટેટસની કોન્ગ્રેસે ઠરાવ કરીને ગુલામગિરિનો અંત આણ્યો.

લગભગ બે વરસ સુધી લડાઈ લંબાઇ તેથી ઘણા લોકોને કંટાળો આવી ગયો હતો. હારી ગયેલા મનુષ્યો, રાજ્યદ્રોહીઓ, કહાડી મુકાયલા જનરલો, વિઘ્નસંતોષી રાજ્યખટપટીયાઓ, અને શંકાશીલ મનુષ્યો લિંકનની પાસે આવતા હતા. ઘણી વખત લશ્કર નાઉમેદ થઈ ગયેલું તેની નજરે પડતું હતુ. દક્ષિણ રાજ્યોએ વહાણમાં હથિયાર રાખવાનો પરવાનો મેળવ્યો હતો અને તેમનાં વહાણો ઉત્તર રાજ્યોનાં વહાણોની પાછળ પડતાં હતાં. મેક્ષિકોમાં ફ્રેન્ચ લશ્કર મનરોના સિદ્ધાંતને દાબી દેતું હતું. રિચમંડથી સંધિને માટે કહેણ આવતું હતું. પણ લિંકન મક્કમ હતો. જ્યાં સુધી ઉત્તર રાજ્યોની સર્વોપરી સત્તા મનાય નહિં ત્યાં સુધી લડવું એવો તેનો વિચાર હતો. લિંકનને માથે ઘણી મુશીબતો આવી પડી પણ તેણે યુનાઇટેડ સ્ટેટસની એકતા જાળવી રાખી. તે કદિ હિંમત હાર્યો નહિં.

છેવટે તેણે યુનાઇટેડ સ્ટેટસને ફતેહમંદ થયેલું જોયું. તે વાશિંગ્ટન ગયો અને ત્યાં તેણે છેલ્લું જાહેર ભાષણ આપ્યું. સાંજે તે નાટક જોવાને ગયો અને ત્યાં એક નટે તેને ગોળી મારીને મારી નાંખ્યો.

લડાઇ શરૂ થઇ તે પહેલાં પાસિફિક મહાસાગરના કિનારા તરફ જવા માટે યુનાઇટેડ સ્ટેટસમાં રેલ્વે ન હતી. પણ લડાઈ બંધ થયા પછી તે એક ઉગતા વેલાની માફક યુનાઇટેડ સ્ટેટસમાં સર્વત્ર પ્રસરી રહી અને તેને લીધે ત્યાંનાં સઘળાં રાજ્યોમાં, જાણે તેઓ એક જ વ્યકિત હોય તેમ, એકતા વ્યાપી રહી.

# પ્રકરણ ૬૧ મું.

## જર્મનીની ચઢતી.

ઉપર આપણે જોયું છે કે ફ્રાન્સના રાજ્યવિપ્લવથી અને નેપોલિયનની લડાઇઓથી યુરોપમાં મોટો ખળભળાટ થઇ રહ્યો હતો. ત્યાર પછી ત્યાં કંઇક શાંતિ ફેલાઇ હતી, પણ તેથી લોકો તદન નિર્ભય ન હતા. પછી તે સૈકાના મધ્યકાળમાં રેલ્વે અને આગબોટને લીધે લોકોને ઘણી સગવડો મળી અને યુરોપમાં કોઇ અગત્યનો રાજકીય બનાવ બનવા પામ્યો નહિં. પણ તે વખતે ફ્રાન્સ ઘણી અશાન્ત દશા ભોગવતું હતું. સને ૧૮૩૦ ના રાજ્યવિપ્લવ પછી ફ્રાન્સમાં સને ૧૮૪૮ માં બીજો રાજ્યવિપ્લવ થયો. તે વખતે નેપોલિયન બોનાપાર્ટનો ભત્રીજો ત્રીજો નેપોલિયન પ્રમુખ થયો અને પછી સને ૧૮૫૨ માં પાદશાહ થયો.

તેણે પારિસ શહેરને ફરીથી બાંધવા માંડયું. અત્યારે જે ભવ્ય અને વિશાળ પારિસ શહેર આપણી નજરે પડે છે તે તેના વખતમાં બંધાયું હતું. તેણે આખા ફ્રાન્સને ફરી બાંધવા માંડયું અને તેને આધુનિક સમયનું સુંદર રાજ્ય કરી મુકયું. સત્તરમા અને અરાઢમા સૈકામાં મહારાજ્યોની સ્પર્ધાને લીધે યુરોપમાં ઘણી લડાઇઓ ચાલી રહી હતી. તે સ્પર્ધાને ફરીથી જાગૃત કરવાનો તેનો ઇરાદો હતો. રૂશિયાનો ઝાર પહેલો નિકોલસ પણ દક્ષિણ તરફ તુર્કી રાજ્ય ઉપર ચ્હડીને આવતો હતો, અને તેનો ઇરાદો કૉન્સ્ટેન્ટિનોપલ લેવાનો હતો.

સૈકું પુરૂં થવા આવ્યું એટલે યુરોપમાં પાછી લડાઇઓ જાગી. ક્રિમિયન વિગ્રહ શરૂ થયો. ઇંગ્લાંડ, ફ્રાન્સ અને સાર્ડિનિયાએ તુર્કીનો બચાવ કરવાને રૂશિયા ઉપર હુમલો કર્યો. જર્મનીના નેતૃત્વ માટે પ્રુશિયા અને આસ્ટ્રિયા લડયાં. ફ્રાન્સે સેવૉય આપીને ઉત્તર ઇટાલીને આસ્ટ્રિયાથી છુટું પાડયું, અને ઇટાલી ધીમે ધીમે એક સ્વતંત્ર

રાજ્ય બનવા લાગ્યું. પછી ત્રીજા નેપોલિયનને કોઇએ ખોટી સલાહ આપી અને તેણે યુનાઇટેડ સ્ટેટસના વિગ્રહ વખતે મેક્ષિકોમાં હાથ ઘાલ્યો. તેણે મેક્ષિમિલિયનને મેક્ષિકોનો પાદશાહ બનાવ્યો અને છેવટે તેને એકલો છોડી દીધો. મેક્ષિકોના લોકોએ તેને મારી નાંખ્યો.

સને ૧૮૭૦ માં ફ્રાન્સ અને પ્રુશિયા વચ્ચે લડાઇ શરૂ થઇ. પ્રુશિયા તેને માટે તૈયાર થઇ રહ્યું હતું, પણ ફ્રાન્સની સ્થિતિ સારી ન હતી. જર્મનોએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી. ત્યાંના પાદશાહનું લસ્કર ધીમે ધીમે હારીને તેમને તાબે થવા માંડયું અને છેવટે સને ૧૮૭૧ માં પારિસ તેમના હાથમાં આવ્યું. ફ્રેન્કફોર્ટ આગળ સંધિ કરવામાં આવી. આલ્સસ અને લોરેન જર્મનીના તાબામાં આવ્યાં. આસ્ટ્રિયાને જુદું પાડવામાં આવ્યું અને જર્મનીના મુલકનું રાજ્ય સ્થાપવામાં આવ્યું. પ્રુશિયાનો રાજા જર્મન પાદશાહ તરીકે નીમાયો. પછીનાં તેંતાળીસ વરસ સુધી જર્મનીએ યુરોપમાં આગેવાની ભોગવી.



# પ્રકરણ ૬૨ મું.

## દરિયાપારનાં રાજ્યો.

બ્રિટિન, સ્પેન, વગેરે દેશો પોતાનાં અમેરિકન સંસ્થાનો સાથે જોઇએ તેટલો વ્યવહાર રાખી શકતાં ન હતાં, કારણ કે ત્યાં જવા આવવાનું કામ ઘણું મુસ્કેલી અને કંટાળાભરેલું હતું. એથી કરીને તેમનાં સંસ્થાનો જાણે જુદાં રાજ્યો હોય તેમ પ્રગતિ કરતાં. જેમ જેમ તેમનો ઉદય થતો ગયો તેમ તેમ તે માતૃભૂમિ સાથેનો સંબંધ તોડતાં ગયાં. ઓગણીસમા સૈકાની શરૂઆતમાં તે નામનો જ સંબંધ રાખી રહ્યાં હતાં. એથી ઘણા વિચારકોને એમ લાગ્યું કે દરિયા પારના મુલકો ઉપર ઇંગ્લાંડ વગેરે એથી વધારે સત્તા મેળવી શકશે નહિ. એ મુલકોની હદ પણ ઓછી થઇ ગઇ હતી.

સને ૧૮૧૫ માં બ્રિટિશ મહારાજ્યના તાબામાં નીચેના મુલકો હતાઃ–કેનેડામાં દરિયા કિનારા ઉપર આવેલી નદીઓ તથા સરોવર વાળા પ્રદેશો તથા હડસન બે કંપનીનાં કેટલાંક મથકોવાળું એક મોટું જંગલ; ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં રહેલો હિંદુસ્તાનનો લગભગ ત્રીજો ભાગ; કેપ ઑફ ગુડ હોપ આગળ દરિયા કિનારા ઉપર આવેલો કેટલોક મુલક, જેમાં કાળા ડચ લોકો વસતા હતા; પશ્ચિમ આફ્રિકાના કિનારા ઉપર આવેલાં થોડાં વેપારનાં મથકો; જીબ્રાલ્ટર, માલ્ટા, જમેઇકા, અને વેસ્ટ ઇંડીઝમાંના કેટલાક પ્રદેશો; દક્ષિણ અમેરિકામાં બ્રિટિશ ગાયેના; અને આસ્ટ્રેલિયા તથા તાસ્માનિયામાં બે સ્થળ.

સ્પેન પાસે કયુબા તથા ફિલિપ્પાઇન બેટોમાંનાં કેટલાંક સંસ્થાનો હતાં. પોર્ટુગાલ પાસે આફ્રિકામાંનો કંઇક મુલક રહ્યો હતો. હોલેન્ડના તાબામાં કેટલાક બેટ, ઇસ્ટ ઇંડિઝનો કેટલોક મુલક, તથા ડચ ગાયેના હતાં. ડેન્માર્ક પાસે વેસ્ટ ઈંડિઝનો એકાદ બેટ હતો. ફ્રાન્સને તાબે પશ્ચિમ હિંદના એક બે બેટો તથા ફ્રેન્ચ ગાયેના હતાં.

એ મુલકોનો વિસ્તાર એનો એજ રહ્યો. કોઇ પણ યુરોપીય રાજ્ય પોતાના તાબાના મુલકને વધારી શક્યું નહિ. માત્ર ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતાનો મુલક વધાર્યો. જ્યારે આખું યુરોપ નેપોલિયન સાથે લડાઈ કરવામાં રોકાયું ત્યારે ઈસ્ટ ઈંડિયા કંપનીએ હિંદુસ્તાનમાં ગવર્નર જનરલ નીમીને રાજ્ય ચલાવવા માંડયું. તેણે મહેસુલ ઉઘરાવવા માંડયું, રાજયોનો પક્ષ લઇને લડાઈઓ કરવા માંડી, અને એશિયાનાં રાજ્યોમાં એલચીઓ મોકલવા માંડયા. તેની સત્તા આસામ, સિંધ, અને આઉધ સુધી પહોંચી. ઘણાં દેશી રાજ્યો તેના હાથ નીચે આવ્યાં.

સને ૧૮૫૮માં હિંદુસ્તાનમાં બળવો થયો. ત્યાર પછી કંપનીનો અમલ ઇંગ્લાંડના રાજાના હાથમાં ગયો. હિંદુસ્તાનનો ગવર્નર જનરલ બ્રિટિશ રાજાનો પ્રતિનિધિ થયો અને તે વૉઇસરાય કહેવાયો. કંપનીનું સ્થાન સ્ટેટ સેક્રેટરીએ લીધું અને તે પાર્લામેન્ટને જવાબદાર બન્યો. છેવટે સને ૧૮૭૭થી ઈંગ્લાંડના રાજા હિંદુસ્તાનના પાદશાહ કહેવાવા લાગ્યા. એથી સઘળી વ્યવસ્થા બરાબર થઇ રહી.

રેલ્વે અને આગબોટ થયા પહેલાં હિંદુસ્તાન વગર કોઇ પણ યુરોપીય સંસ્થાનનો વિસ્તાર વધ્યો ન હતો. આસ્ટ્રેલિયાનાં સંસ્થાનો ધીમે ધીમે વધ્યાં અને જ્યારે તેમાં તાંબા અને સોનાની ખાણો જડી આવી ત્યારે તે વધારે પ્રખ્યાતીમાં આવ્યાં. કેનેડાએ પણ સને ૧૮૪૯ સુધી કંઈ પ્રગતિ કરી ન હતી. ત્યાં ફ્રેન્ચ અને બ્રિટિશ વચ્ચે તકરાર ચાલતી. છેવટે નવું રાજ્યબંધારણ બાંધવામાં આવ્યું ત્યારે ત્યાં શાંતિ થઇ. રેલ્વેથી કેનેડાની સ્થિતિ ફરી ગઇ. તેને લીધે તે પશ્ચિમ તરફ વધ્યું અને પોતાનું અનાજ તથા માલ યુરોપમાં વેચવા લાગ્યું. ન્યુઝીલાંડમાં પણ ઇંગ્રેજો જઇને વસ્યા હતા અને ત્યાંનો માલ લાવવાને ત્યાં એક કંપની ઉભી થઇ હતી. સને ૧૮૪૦માં ન્યુઝીલાંડ ઈંગ્લાંડનું સંસ્થાન ગણાવા લાગ્યું. રેલ્વે, તાર અને આગબોટથી સંસ્થાનોની સ્થિતિ સુધરવા લાગી હતી.

પણ માલ લઈ જવા લાવવાનાં સાધનોનો ખરેખરો ઉપયોગ

તો કેનેડા કરતું હતું. દક્ષિણ અમેરિકા અને આર્જેન્ટાઈનનાં પ્રજાસત્તાક રાજ્યો ઢોર અને કોફીનો વેપાર કરતાં હતાં. તેમને પોતાનો માલ વેચવાને રેલ્વે અને આગબોટથી યુરોપ ઘણું પાસે પડવા લાગ્યું. અત્યાર સુધી સોનું, રૂપું, હાથીદાંત, તેજાનો, વગેરે માટે યુરોપિયનો પરદેશમાં જતા હતા, પણ ઓગણીસમા સૈકાના છેલ્લા ભાગમાં તે સ્થાનિક પાક માટે પણ ત્યાં જવા લાગ્યા. ઔદ્યોગિક પરિવર્તનને લીધે કાચો માલ, ચરબી, રબર વગેરેની પણ માગણી યુરોપમાં થવા લાગી. ગરમ દેશોની વસ્તુઓ ઉપર ઇંગ્લાંડ, હોલાંડ, અને પોર્ટુગાલનો વધારે કાબુ હતો તેથી તેઓ વેપારમાં વધારે લાભ મેળવવા લાગ્યાં. આ વખતે ફ્રાન્સ, ઇટાલી, અને જર્મની પણ કાચો માલ ઉત્પન્ન કરનારા મુલકો મેળવવા માટે યત્ન કરવા લાગ્યાં. એથી કરીને ફરીથી એકવાર આખી દુનિયા ઉપર ખળભળાટ મચી રહ્યો. માત્ર અમેરિકા તેમાંથી મુક્ત રહ્યું, કારણ કે ત્યાં મનરોનો સિદ્ધાંત પ્રવર્તતો હતો, અને તે કોઇ પણ યુરોપિયનને નવું સંસ્થાન સ્થાપવા દેતો ન હતો.

યુરોપની પાસે આફ્રિકા ખંડ આવેલો છે. સને ૧૮૫૦ સુધી એ ખંડ વિષે કોઇ બરાબર જાણતું ન હતું. માત્ર મિસર દેશ અને ત્યાંનો દરિયા કિનારો સૌના જાણવામાં આવ્યા હતા. કેટલાક સાહસિકો અને શોધખોળ કરનારાઓ પ્રથમ આફ્રિકામાં ગયા. તેમની પાછળ વેપારીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ વગેરે ગયા. તેમની નજરે વિચિત્ર ઠુંકા માણસો, જનાવરો, ફળ, જીવડાં, અરણ્યો, પર્વતો, નદીઓ, પાણીના ધોધ વગેરે પડવા માંડયાં. ત્યાં એક તદ્દન નવી સૃષ્ટિ જ તેમને માલમ પડી. આ નવી દુનિયામાં યુરોપિયનો આવ્યા. ત્યાં ગુલામોનો વેપાર કરનારા આરબો અને અવ્યવસ્થિત જીવન ગાળનારા સીધીઓ તેમની નજરે પડયા.

સને ૧૯૦૦ના અરસામાં આખા આફ્રિકાનો નકશો બનાવવામાં આવ્યો અને તેનો મુલક યુરોપિયન રાજ્યોએ વહેંચી લીધો. ત્યાંના

દેશીઓના હિત તરફ કોઇએ લક્ષ આપ્યું નહિં. આરબોને દબાવી દેવામાં આવ્યા. બેલ્જીયન કાંગોમાં રબર ઘણું પાકતું હતું. તે બળાત્કારે દેશીઓ પાસે એકઠું કરાવવામાં આવતું. રબરના લોભને લીધે યુરોપિયન અમલદારો દેશીઓ ઉપર ઘણો જુલમ ગુજારતા. કોઇ પણ યુરોપીય રાજ્ય એ નિર્દય કાર્યના કલંકમાંથી પુરેપુરૂં મુક્ત નથી.

ગ્રેટ બ્રિટને ઇજીપ્તનો કબજો શી રીતે મેળવ્યો, ઇજીપ્ત તુર્કી રાજયનો એક ભાગ હોવા છતાં પણ ઈંગ્રેજો તેમાં શી રીતે રહ્યા, બ્રિટિશ સરકારે ઓરેંજ રીવર અને ટ્રાન્સવાલના બોર લોકોને દક્ષિણ આફ્રિકામાં પ્રજાસત્તાક રાજ્ય કેમ સ્થાપવા દીધું, અને પછી તેને બ્રિટિશ રાજ્ય સાથે કેમ જોડી દીધું, અને ટ્રાન્સવાલના બોર લોકો સ્વતંત્રતા માટે કેવી રીતે લડયા અને માજુબા હીલની લડાઇમાં કેવી રીતે જીત્યા, એ સર્વનો વિગતવાર ઇતિહાસ અહીં આપવો અશકય છે. સને ૧૮૯૯માં ઓરેંજ રીવર અને ટ્રાન્સવાલનાં પ્રજાસત્તાક રાજ્યો સાથે વિગ્રહ ઉભો થયો. તે ત્રણ વરસ ચાલ્યો. ઇંગ્રેજોને તેમાં ઘણું ખરચ થયું. પણ છેવટે એ પ્રજાસત્તાક રાજ્યો ઇંગ્રેજોને તાબે થયાં. થોડાં વરસ પછી ઉદાર નીતિવાળા ઈંગ્રેજ રાજદ્વારીઓએ તેમનો પ્રશ્ન ફરીથી હાથમાં લીધો અને તેઓ કેપ કોલોની અને નાતાલની જોડે બ્રિટિશ સરકારના હાથ નીચે સ્વરાજ્ય ભોગવનારાં દક્ષિણ આફ્રિકાનાં રાજ્યો સાથે ખુશીથી ભળી ગયાં.

લગભગ પા સૈકામાં આખા આફ્રિકાના ભાગલા પડી રહ્યા. માત્ર ત્રણ સ્થાનો સ્વતંત્ર રહ્યાં. લાઇબેરિયા, મોરોક્કો, અને એબિસિનીયા. પહેલામાં સ્વતંત્ર સીદ્દી ગુલામો વસતા હતા. બીજું એક મુસલમાન સુલતાનના હાથમાં હતું. ત્રીજામાં સ્વતંત્ર જંગલી લોકો વસતા હતા અને ત્યાં જુના વિચિત્ર ખ્રિસ્તી વિચારો પ્રવર્તતા હતા.



# પ્રકરણ ૬૩ મું.

## એશિયામાં યુરોપિયનોનો ધસારો અને જાપાનનો ઉદય.

યાંત્રિક પરિવર્તનને લીધે યુરોપવાસીઓ જગતમાં બીજા લોકો કરતાં વધારે લાભ મેળવતા હતા. તે ઉપરથી યુરોપના લોકો એમ સમજતા હતા કે તેઓ જગતનું નેતૃત્વ લેવાને સરજાયા છે. પણ તેમને ખબર ન હતી કે ચીનાઓ તેમજ હિંદવાસીઓ પણ તેમના જેટલીજ વૈજ્ઞાનિક શોધો કરી શકે તેમ છે. તેઓ એમજ સમજતા હતા કે યુરોપિયનોનામાં બુદ્ધિ જન્મસિધ્ધ છે અને પૂર્વમાં રહેનારાઓમાં આલસ્ય અને જુના વિચારો ભરાઇ બેઠેલાં છે, અને તેથી યુરોપિયનો અખિલ જગત ઉપર સત્તા મેળવી શકે તેમ છે. એ મોહને લીધે યુરોપનાં સઘળાં રાજ્યો જગતનો કેટલોક મુલક ઈંગ્રેજો પાસેથી પડાવવાને અને એશિયાના કેટલાક મુલકોને તાબે કરવાને પ્રયત્ન કરવા લાગ્યાં. હિંદમાં બ્રિટિશનો સુંદર અમલ ચાલતો હતો અને ડચ લોકોને તાબે ઇસ્ટ ઈંડિઝનો કેટલોક મુલક હતો. એ જોઇને સર્વેનાં મન ઉશ્કેરાયાં અને સર્વે ઇરાન, હિંદુસ્તાન, ચીન, અને જાપાનમાં એવો અમલ સંપાદન કરવાને તૈયાર થયાં.

સને ૧૮૯૮માં જર્મનીએ ચીનમાં કીયૌ ચૌ લીધું. બ્રિટને વી-હી-વી લીધું. બીજે વર્ષે રૂશિયનોએ પૉર્ટ આરથર લીધું. ચીનમાં યુરોપિયનો તરફ ધિક્કાર વ્યાપી રહ્યો. કેટલાક યુરોપિયનો અને દેશી ખ્રિસ્તીઓનાં ખુન થયાં. પછી ચીનાઓએ પેકીનમાંનાં યુરોપિયન મથકો ઉપર હુમલો કર્યો. સઘળા યુરોપિયનોએ મળીને તેમને પાછા હઠાવ્યા, અને પેકીનમાંથી તે ઘણો માલ લઈ ગયા. પછી રૂશિયનોએ માન્ચુરિયા લીધું અને સને ૧૯૦૪માં બ્રિટિશોએ ટીબેટ ઉપર હુમલો કર્યો.

પણ આ લડાઇ વખતે એક નવું એશિયાઈ રાજ્ય બહાર પડવા લાગ્યું. તે જાપાન હતું. અત્યાર સુધી જાપાન જગતના ઇતિહાસમાં

કંઇ જણાતું ન હતું. જાપાનીઓ માંગોલ વંશના છે. તેમની સંસ્કૃતિ, સાહિત્ય, અને કલા વગેરે ચીનમાંથી આવેલાં છે. તેમનો ઇતિહાસ રમુજી અને અજબ છે. લશ્કરી જમીનદારોનો ધારો તેમણે દાખલ કર્યો હતો, અને લોકોને પ્રેમશૌર્યભક્તિ શિખવવા માંડી હતી. તેમણે કોરીયા અને ચીન ઉપર હુમલા કર્યા હતા. સોળમા સૈકામાં જાપાન પ્રથમ યુરોપના સંબંધમાં આવ્યું. સને ૧૫૪૨માં કેટલાક પોર્ટુગીઝો ત્યાં ગયા હતા અને સને ૧૫૪૯માં એક પાદરી ફ્રાન્સિસ ઝેવિયર ત્યાં ઉપદેશ આપવા લાગ્યો. થોડા વખત સુધી તો જાપાને યુરોપિયનોનો સત્કાર કર્યો અને પાદરીઓએ જાપાનમાં ઘણાને ખ્રિસ્તી બનાવ્યા. પણ ધીમે ધીમે જુદા જુદા ખ્રિસ્તી સંપ્રદાયના પાદરીઓ ત્યાં આવવા લાગ્યા. તેઓ માંહ્યમાંહ્ય લડવા લાગ્યા અને કેટલાકે બૌદ્ધધર્મીઓનું અપમાન કર્યું. જાપાનને હવે સમજાયું કે યુરોપિયનો પેસવા દેવા લાયક નથી, અને કેથૉલીક સંપ્રદાય પોપ અને સ્પેનના રાજાની સત્તા જમાવનારો પ્રપંચ છે. પછી ખ્રિસ્તીઓ ઉપર જુલમ ગુજારવામાં આવ્યો અને સને ૧૬૩૮માં જાપાને યુરોપિયનોને આવતા બંધ કર્યા. બસેં વરસ સુધી તેનાં બારણાં યુરોપિયનો સામે બંધ રહ્યાં. તે વખતમાં જાપાન તદ્દન નિરાળું પડી ગયું. કોઇ પણ જાપાની બહાર જઇ શકયો નહિં, અને કોઇ પણ યુરોપિયન અંદર આવી શકયો નહિં !

બસેં વરસ સુધી જાપાન વેગળું રહ્યું. તે વખતે જાપાનમાં ઉમરાવવર્ગ અને સેમુરાઇ નામના લડાયક લોકો પ્રજા ઉપર જુલમ ગુજારતા; એટલામાં બીજા દેશોનાં વહાણો જાપાન આગળ થઇને જવા લાગ્યાં. ડચ, અમેરિકન, રૂશિયન, અને બ્રિટિશ લોકો આવીને જાપાનને પજવવા લાગ્યા. કેટલાક ધમકી આપે, કેટલાક જાપાની વહાણોને પકડે, કેટલાક પરાણે પરાણે જાપાનમાં વેપાર કરવાની રજા માગે, અને કેટલાક સમુદ્રમાંથી ખસે જ નહિં. આ બનાવોથી જાપાનીઓને ઘણું અપમાન લાગ્યું. એકદમ બુદ્ધિ અને બળ વાપરીને તેઓ પોતાનું જીવન અને શિક્ષણ યુરોપિયનોના જેટલાં ઉંચા પ્રકા-

રનાં બનાવવા લાગ્યા. એ બાબતમાં જાપાને ઘણું ઉતાવળું પગલું ભર્યું. તેના જેવું પગલું બીજી કોઇ પણ પ્રજાએ ભર્યું નથી. સને ૧૮૬૬માં તેના લોકો જુના વિચારના હતા; સને ૧૮૯૯માં તો તેના લોકો સુધરેલા યુરોપિયનોના જેવા બની રહ્યા. એશિયા યુરોપથી પછાત જ રહેવાનું એવો ખ્યાલ તેણે સૌના મગજમાંથી કહાડી નંખાવ્યો. તેની પ્રગતિ સાથે તુલના કરતાં યુરોપની પ્રગતિ ધીમી દેખાવા લાગી.

સને ૧૮૯૪-૯૫ માં જાપાન અને ચીન વચ્ચે વિગ્રહ ચાલ્યો હતો. તેનું વર્ણન અહીં આપવું અશક્ય છે. એ વિગ્રહ વખતે જાપાનમાં યુરોપનું અનુકરણ ખુલ્લું દેખાઇ આવ્યું. તેની પાસે પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે કેળવાયલું લશ્કર હતું અને નાનો દરિયાઇ કાફલો હતો. બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસ જાપાનની મહત્તા સમજતાં હતાં પણ બીજાં યુરોપીય રાજ્યોને તેનો કંઇ ખ્યાલ ન હતો. માન્ચુરિયામાં થઇને રૂશિયા કોરીયામાં જવાનો ઇરાદો રાખતું હતું. ફ્રાન્સે ટોન્કીન અને આનામમાં પડાવ નાંખ્યો હતો. જર્મની ત્યાં એક સંસ્થાન સ્થાપવાને લાગ ખોળી રહ્યું હતું. ત્રણે રાજ્યોએ એકઠાં મળીને જાપાનને ચીનાઇ વિગ્રહમાંથી કંઇ લાભ મેળવવા દીધો નહિં. જાપાન થાકી ગયું અને એ ત્રણે રાજ્યોએ એને ધમકી આપ્યા કરી.

કેટલોક વખત જાપાન તાબે થયું, પણ તે દરમિયાનમાં તેણે લશ્કર એકઠું કર્યું. લગભગ દસ વરસ પછી તેણે રૂશિયા સામે લડાઇ જાહેર કરી. રૂશિયાના રાજદ્વારીઓ પારકો મુલક પડાવી લેવાની વિરૂદ્ધ હતા, પણ ગ્રાન્ડ ડયુકસ અને તેના પિતરાઈ ભાઇઓ જેવા નાણાંના લોભીઓ માન્ચુરિયા અને ચીનને લુંટવાની આશા રાખતા હતા. તેમણે ઝારને સમજાવ્યો અને પાછો હઠવા દીધો નહિં. જાપાને મોટું લશ્કર પૉર્ટ આરથર અને કોરીયામાં મોકલવા માંડયું અને રૂશિયાએ આગગાડીઓ ભરી ભરીને લડવૈયા ખેડુતોને તે તરફ ઉતારવા માંડયા.

રૂશિયાના લશ્કરમાં અવ્યવસ્થા હતી, તેથી તે જમીન ઉપર તેમજ સમુદ્રમાં હાર ખાઈ ગયું. તેના એક દરિયાઇ કાફ્લાનો સુશીમાની સામુદ્રધુની આગળ નાશ કરવામાં આવ્યો. એ નાશને લીધે રૂશિયામાં લોકો ઉશ્કેરાઇ ગયા અને તેમણે લડાઇ બંધ કરવાની ઝારને ફરજ પાડી. તેથી ઝારે સેગેલિયનનો અરધો ભાગ જાપાનને પાછો આપ્યો, માન્ચુરિયામાંથી લશ્કર પાછું ખેંચી લીધું, અને કોરીયા જાપાનને હાથ જવા દીધું. યુરોપીય રાજ્યોના હુમલાનો પણ ધીમે ધીમે અંત આવવા લાગ્યો, અને તેઓ ધીમે ધીમે પાછાં હઠવા લાગ્યાં.

---

# પ્રકરણ ૬૪ મું.

## સને ૧૯૧૪ માં બ્રિટિશ રાજ્ય.

સને ૧૯૧૪ માં આખું બ્રિટિશ સામ્રાજ્ય આગગાડી અને આગબોટને લીધે એકત્ર થઇ રહ્યું હતું. બ્રિટિશ સામ્રાજ્ય જુદા જુદા દેશોમાં આવેલા મુલકોનો એક અપૂર્વ સમૂહ છે. એ સમૂહ રાજકીય સંબંધથી બંધાઇ રહેલો છે.

બ્રિટિશ રાજ્યના જુદા જુદા ભાગોમાં જુદા જુદા પ્રકારનો રાજ્યવહીવટ પ્રવર્તે છે. તે ભાગો નીચે પ્રમાણે છે. એ મહારાજ્યનો પ્રથમ અને મુખ્ય ભાગ તો ગ્રેટબ્રિટન અને આયર્લાંડ છે. ઇંગ્લાંડ, સ્કૉટલાંડ, અને આયર્લાંડમાંથી સભાસદો ચુંટી કહાડવામાં આવે છે અને તે પાર્લામેન્ટમાં બેસે છે. એ પાર્લામેન્ટ પ્રધાનમંડળને નીમે છે અને તેણે સ્વીકારવાની રાજ્યનીતિને મુકરર કરે છે. ખરી રીતે એ પ્રધાનમંડળ જ સઘળો રાજ્યકારભાર ચલાવે છે. આખા સામ્રાજ્યમાં લડાઇ કે સંધિ કરવાની સત્તા તેને આપવામાં આવેલી હોય છે.

રાજકીય બાબતોમાં બીજા નંબરની અગત્યતા ધરાવનારાં આસ્ટ્રેલિયા, કેનેડા, ન્યુફાઉન્ડલેન્ડ, ન્યુઝીલાંડ, અને સાઉથ આફ્રિકા છે. તેઓ બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવે છે. પણ દરેકમાં બ્રિટિશ રાજ્યનો એક પ્રતિનિધિ રહે છે.

ત્રીજું હિંદુસ્તાનનું રાજ્ય છે. તેમાં દેશી રાજ્યો સમાયેલાં છે. તેનો વિસ્તાર બલુચિસ્તાનથી બર્મા સુધી છે. તેનો વહીવટ રાજા તથા ઇંડિયા ઑફીસના હાથમાં છે. ચોથે નંબરે ઇજીપ્ત છે. તેમાં તેનો રાજા ખેડીવ રાજ્ય કરે છે, પણ બ્રિટિશ અમલદારોએ તેને પરાણે પરાણે કબજે રાખેલું છે. પાંચમે નંબરે સુદાન આવે છે. તેના ઉપર બ્રિટિશ અને ઇજીપ્ત બંનેની સત્તા ચાલે છે. છઠ્ઠે નંબરે માલ્ટા, જમેઇકા, બ્હામાઝ, અને બર્મ્યુડા આવે છે. તે થોડે અંશે

સ્વરાજ્ય ભોગવે છે. સાતમે નંબરે સિલોન, ત્રિનિદાદ, ફીજી, જીબ્રા-લ્ટર, અને સેંટ હેલિના છે. તે પુરેપુરા બ્રિટિશની સત્તા નીચે છે.

છેલ્લે નંબરે કાચો માલ ઉત્પન્ન કરનારા કેટલાક ઉષ્ણ પ્રદેશો છે. તેમાં નબળા અને જંગલી લોકો વસે છે. તે પ્રથમ બ્રિટિશ રક્ષિત રાજ્યો હતાં. તેમાં દેશી રાજાઓ અથવા સરકારી પટાવાળી કંપની અમલ ચલાવતી, અને તે સર્વે ઉપર બ્રિટિશ તરફથી એક હાઈ કમિશનર નીમવામાં આવતો. આવાં રાજ્યોમાં બાસુટો-લેન્ડ, રોડેશિયા, વગેરે છે. હાલમાં ફૉરીન ઑફીસ, ઇંડિયા ઑફીસ, કે કોલોનિયલ ઓફીસને તેમને જવાબદારી સોંપવામાં આવેલી છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે બ્રિટિશ રાજ્ય જુદા જુદા મુલકો અને જુદી જુદી જાતોનું બનેલું છે. તે સર્વને સલાહ શાંતિમાં રાખે છે અને જાનમાલનું રક્ષણ કરે છે. એથી કરીને જ એનો અમલ ટકી રહેલો છે. એથન્સના રાજ્યની માફક તે દરિયાપારના મુલકોનું બનેલું રાજ્ય છે. બ્રિટિશ નૌકારૂપી સાંકળથી તેના દેશો જોડાઇ રહેલા છે.

# પ્રકરણ ૬૫ મું.

## યુરોપમાં લશ્કરી યુગ અને મહાવિગ્રહ.

આગબોટ અને આગગાડીનાં સાધનો વડે કરીને અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું. તેજ સાધનોથી બ્રિટન દુનિયાના ઘણાખરા ભાગો ઉપર પોતાની સતા પ્રસારી રહ્યું હતું. પણ યુરોપનાં બીજાં રાજ્યો ઉપર તેની અસર કંઇક જુદીજ થઇ રહી હતી. યુરોપની બીજી પ્રજાઓ જાણે પોતે અમુક હદમાં પુરાઈ રહી હોય તેમ માનવા લાગી. તેમને આગળ વધવાનો માર્ગ રહ્યો ન હતો. ફક્ત રૂશિયાને પૂર્વ તરફ વધવાની છુટ હતી. તેથી તે સૈબિરિયામાં થઇને લગભગ જાપાન સુધી રેલ્વે લઇ ગયું અને દક્ષિણમાં ઈરાન તથા હિંદુસ્તાનની સરહદ સુધી પહોંચ્યું.

ત્રીજા નેપોલિયનનો પાત થયો અને નવું જર્મન રાજ્ય સ્થપાયું તેથી સર્વેને લાગ્યું કે જર્મનીના હાથ નીચે યુરોપની પુનઃ-ઘટના થશે. લગભગ છત્રીસ વરસ સુધી લોકો એ આશામાં રહ્યા. પણ ફ્રાન્સ જર્મનીની વિરૂદ્ધ હતું. તેણે રૂશિયા જોડે સલાહ કરી. જર્મની આસ્ટ્રિયા અને ઇટાલી સાથે જોડાયું. પ્રથમ બ્રિટન તટસ્થ રહ્યું. પણ જર્મનીએ પોતાનું નૌકાબળ વધાર્યું તેથી બ્રિટનને ફ્રાન્સ સાથે ભળવાની જરૂર પડી. જર્મનીનો પાદશાહ બીજો વિલિયમ હતો. તેણે દરિયાપાર સાહસ કરવા માંડયું તેથી એકલું બ્રિટનજ નહિં પણ જાપાન અને યુનાઈટેડ સ્ટેટસ પણ તેનાં દુશ્મન બની રહ્યાં.

સર્વેએ હવે યુદ્ધ માટે તૈયારી કરવા માંડી. દર વરસ તોપો તથા લડાઇના વહાણ વધવા લાગ્યાં. મહાવિગ્રહના ભણકારા સૌને વાગવા લાગ્યા. છેવટે સને ૧૯૧૪નો જુલાઇ માસ આવ્યો. જર્મન લશ્કર બેલ્જીયમમાં થઇને જવા લાગ્યું. બ્રિટને બેલ્જીયમનો પક્ષ લીધો. મિત્ર રાજ્ય તરીકે જાપાન બ્રિટનના પક્ષમાં આવ્યું. ટર્કી જર્મની સાથે

જોડાયું. ઈટાલી આસ્ટ્રિયાની સામે પડયું. સને ૧૯૧૬માં રોમાનિય અને સને ૧૯૧૭માં યુનાઇટેડ સ્ટેટસ અને ચીન જર્મનીની સામે લડાઇમાં ઉતર્યાં.

એ મહાવિગ્રહનો વિગતવાર હેવાલ આપવો અશક્ય છે. આધુનિક ભૌતિક વિજ્ઞાનના વિકાસથી લડાઈનાં સાધનોમાં મોટો ફેરફાર થઇ રહ્યો હતો. યુરોપનાં રાજ્યોએ બીજાનો વિનાશ કરવાને એ સાધનોનો જોઇએ તેટલો ઉપયોગ કર્યો. વિગ્રહ સર્વભક્ષી અગ્નિ બની રહ્યો. એથી જીતનારા અને જીતાયલા બંનેને નુકશાન થયું. પ્રથમ જર્મનોએ પારીસ ઉપર ધસારો કર્યો, અને રૂશિયનોએ ઈરાન ઉપર હુમલો કર્યો. યુરોપમાં ખાઇઓમાં રહીને બંને પક્ષનાં લશ્કર લડવા લાગ્યાં. લશ્કરની પાછળ લોકો રહેતા અને તેમને અન્ન વગેરે પૂરૂં પાડતા. દેશમાં અનાજ વગેરેને ઉત્પન્ન કરનાર કોઈ રહ્યું ન હતું. સર્વે દેશના યુવાનો લશ્કર અથવા નૌકાસૈન્યમાં જોડાઈ ગયા હતા. પુરૂષોને સ્થાને સ્ત્રીઓ કામ કરતી અને ઉદ્યોગ ચલાવતી. કેળવણી, સમાજ વ્યવસ્થા, સર્વ ઉથલપાથલ થઇ રહ્યું હતું. માત્ર લડાઇ તરફ જ સર્વનું લક્ષ હતું.

લડાઇમાં જોડાયલા દેશોએ હવે એકબીજાનું અનાજ આવતું અટકાવવાનું તથા હવાઇ વિમાનોથી એકબીજાના ઉપર હુમલા કરવાનું શરૂ કર્યું. ભૌતિક વિજ્ઞાન વડે કરીને તોપોનાં કદ અને શક્તિ વધ્યાં હતાં અને ઝેરી ગ્યાસની શોધ કરવામાં આવી હતી. અત્યાર સુધી જ્યાં લશ્કર હોય ત્યાંજ લડાઇ ચાલતી પણ ઝેપ્લીન અને બીજાં એવાં હવાઈ વિમાનોની શોધથી લડાઇ સર્વત્ર ચાલી રહી હતી. લડનારા સિપાઇઓ અને નહિં લડનારી નિર્દોષ પ્રજા વચ્ચે હવે કંઇ ભેદ રહ્યો ન હતો અને દરેકનો નાશ કરવામાં આવતો. અનાજ ઉગાડનારો નિર્દોષ ખેડુત, શિવનારો દરજી, કઠિયારો, કે રેલ્વેનો નોકર સર્વે આ મહાવિગ્રહના ભોગ થઇ પડતા. સુધરેલી પ્રજાઓની લડાઇમાં અત્યારસુધી જળવાઈ રહેલો સારાસારનો વિવેક અહીં જળવાતો ન હતો. છેવટે યુરોપનો ઘણોખરો મુલક બંને બાજુનાં લશ્કરોથી ઘેરાઈ

ગયો હતો. શહેરોના મહેલ્લાઓ ઉપર બૉમ્બ પડતા અને લંડન તથા પારિસ જેવાં શહેરોની વસ્તીને ઉંઘ્યા વગર રાત પસાર કરવી પડતી હતી. એની અસર લોકોનાં મન અને શરીર ઉપર ભારે થતી હતી.

સામાન્ય નિયમ એવો છે કે લડાઇ પછી મરકી ફાટી નીકળે છે. સને ૧૯૧૮ના અંત સુધી વૈદકશાસ્ત્રે તેને અટકાવી રાખી હતી. પણ છેવટે વિષમજ્વર શરૂ થયો અને તેથી લાખો માણસોનો ઘાણ વળી ગયો. દુકાળને પણ અત્યારસુધી રોકી રાખવામાં આવ્યો હતો, પણ તે પણ હવે શરૂ થયો. યુરોપના અનાજ પકવનાર ખેડુતો લડાઇમાં ગયા હતા, અને જે કંઈ પાકતું તેને દુશ્મનો અટકાવતા અથવા તેનો સમુળગો નાશ કરતા. વિગ્રહને ચોથે વર્ષે આખું યુરોપ અન્નવસ્ત્રની તાણ ભોગવવા લાગ્યું. આખા જગત ઉપર તેની અસર વ્યાપી રહી. વેપારઉદ્યોગ મંદ પડી ગયા. સૌને હવે ચિંતા થવા લાગી. સૌએ હવે અસ્વસ્થ જીવન ગાળી રહ્યાં.

ખરેખરી લડાઇ સને ૧૯૧૮ના નવેમ્બર માસમાં બંધ પડી. તે વરસમાં જર્મનો લગભગ પારિસ સુધી જઈ પહોંચ્યા હતા. ઇંગ્લાંડ અને તેનાં મિત્ર રાજ્યો ગભરાયાં હતાં. તેમનો જુસ્સો મંદ પડી ગયો હતો અને તેમની પાસે સાધનો પણ ખુટી પડયાં હતાં.



# પ્રકરણ ૬૬ મું.

## રૂશિયામાં રાજ્યવિપ્લવ અને દુકાળ.

રૂશિયા લડાઇમાં ઉતર્યું હતું પણ લગભગ સને ૧૯૧૭થી તેના રાજ્યમાં ગેરવ્યવસ્થા ચાલી રહી હતી. કેટલાંક વરસથી ઝારની રાજનીતિમાં સડો પેશી ગયો હતો. તેના દરબારમાં એક ધર્માંધ પુરૂષ રાસપુટિનની સત્તા ચાલતી હતી. રાજ્યના અમલદારો કમ-હોંશીયાર અને અનીતિવાળા હતા. છતાં પણ મહાવિગ્રહ શરૂ થયો તે વખતે રૂશિયામાં સ્વદેશાભિમાનનો જુસ્સો વ્યાપી રહ્યો હતો અને મોટું લશ્કર એકઠું કરવામાં આવ્યું હતું. તે લશ્કરને માટે પુરતાં સાધનો ન હતાં, તેમજ સારા અમલદારો પણ ન હતા. છતાં પણ તેને જર્મની અને આસ્ટ્રિયાની સરહદ તરફ મોકલી દેવામાં આવ્યું હતું.

સને ૧૯૧૪ના સપ્ટેમ્બરમાં રૂશિયાનું લશ્કર પૂર્વ પ્રુશિયામાં ઉતર્યું તેથી જર્મનો પારિસ ઉપર એકદમ હુમલો કરતા અટકયા. ત્યાં લડાઈ થઇ તેમાં રૂશિયાના લાખો ખેડુતો માર્યા ગયા પણ તેથી ફ્રાન્સ બચી ગયું. તેને લીધે આખું પશ્ચિમ યુરોપ રૂશિયાનું આભારી થયું. પણ એ લડાઈની ઘણી માઠી અસર રૂશિયાના લોકો ઉપર થઇ. લડાઈમાં તેમનો ઘાણ વળી જતો. તેમની પાસે તોપો કે દારૂગોળો બરાબર ન હતાં. અમલદારો તેમને ઢોરની માફક ગણતા. એથી હવે ઝારની રાજનીતિ સામે તેમનું હૃદય કકળી રહ્યું. તેને લીધે સને ૧૯૧૫થી રૂશિયા મિત્રરાજ્યોને ચિંતાનું પાત્ર થઈ રહ્યું. સને ૧૯૧૬ થી તે પોતાના બચાવ પુરતો જ લડાઇમાં ભાગ લેવા લાગ્યું.

સને ૧૯૧૬ના ડિસેમ્બરમાં રાસપુટિનનું ખુન કરવામાં આવ્યું. લોકો હવે ઝારની રાજ્યનીતિ સુધારવાને બહાર પડયા. પેટ્રોગ્રેડમાં અન્ન માટે બંડ ઉઠયું. પ્રતિનિધિમંડળ ડયુમાને દબાવી દેવામાં આવ્યું. નેતાઓને કેદ કરવાનો પ્રયાસ થયો. રાજકુમાર લ્વૉફને કામચલાઉ

સત્તા આપવામાં આવી, અને ઝારે રાજ્ય છોડયું. થોડોક વખત એમ લાગ્યું કે શાંતિથી બધી વ્યવસ્થા થઇ જશે, પણ પછીથી માલમ પડયું કે રૂશિયાના લોકો ઝાર, વિગ્રહ, અને મિત્રરાજ્યો, સર્વેની વિરૂદ્ધ છે. તેમને અસહ્ય દુઃખ પડતું હતું, તેમાંથી છુટવાનો તેઓ માર્ગ ખોળતા હતા. મિત્રરાજ્યો તે સમજી શકતાં ન હતાં. રૂશિયામાં નવું પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું. કેરેન્સ્કી તેનો નેતા હતો. મિત્ર-રાજ્યોના મસલતીયાઓ તેની વિરુદ્ધ હતા. ફ્રેન્ચ અને ઇંગ્રેજો રૂશિ-યનોને દુસ્મનો ઉપર હુમલો કરવાનું કહેવા લાગ્યા. એટલામાં જર્મ-નોએ રઇગા ઉપર હુમલો કર્યો. ઇંગ્રેજ એડમિરલોને ભય લાગ્યો કે બાલ્ટીક સમુદ્ર ઉપર હુમલો થશે. ઇંગ્રેજોનું નૌકાસૈન્ય જબરૂં હતું અને એડમિરલ લૉર્ડ ફિશરે ઘણાંએ ફાંફાં માર્યાં છતાં પણ બાલ્ટીક સમુદ્ર તો જર્મનોનાજ હાથમાં રહ્યો.

ગમે તેમ કરીને લડાઇનો અંત લાવવો એવો રૂશિયનોનો નિશ્ચય હતો. મજુરો અને સિપાઇઓ તરફથી સોવિએટ નામનું એક મંડળ ઉભું થયું હતું. તે સ્ટૉકહોમમાં એક પરિષદ્ ભરવાનો પોકાર કરી રહ્યું. એ વખતે બર્લીનમાં પણ અન્ન માટે બંડ થવા લાગ્યું. આસ્ટ્રિયા અને જર્મનીમાં સૌને લડાઇનો કંટાળો આવ્યો હતો. કેરેન્સ્કીએ પરિષદ્ ભરવાને મિત્રરાજ્યોને અરજ કરી. પણ આખા જગતમાં સમાજવાદ અને પ્રજાસત્તાકત્વનો ફેલાવો થશે એવો ડર લાગવાથી તેમણે ના પાડી. કોઈ પણ જાતની મદદ વગર રૂશિયન લોકોએ હવે દુસ્મનો ઉપર છેલ્લો હુમલો કર્યો. તેમાં તે હાર્યા અને ઘણાઓની કતલ થઈ.

હવે રૂશિયનોની ધીરજનો અંત આવ્યો. લશ્કરમાં બંડ ઉઠયું, કેરેન્સ્કીનો અમલ બંધ થયો, અને સત્તા સોવિએટોના હાથમાં આવી. તેમને માથે બોલ્શેવિકો હતા, અને તેમનો ઉપરી લેનિન હતો. તેઓએ સલાહશાંતિ ફેલાવવાનું વચન આપ્યું. સને ૧૯૧૮ના માર્ચમાં તેઓએ જર્મની સાથે જુદી સંધિ કરી.

એ બોલ્શેવીકો કેરેન્સ્કી અને તેના અનુયાયીઓથી જુદા પ્રકા-

રના હતા. તેઓ સમાજવાદી માર્ક્સને પગલે ચાલનારા હતા. આખા જગતમાં સામાજીક પરિવર્તન ફેલાવવાનો તેમનો વિચાર હતો, તેથી તેઓ પ્રથમ રૂશિયાની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધારવાને પ્રયાસ કરવા લાગ્યા. આ અસાધારણ પ્રયોગને યુરોપિયનો કે અમેરિકનોએ મદદ આપી નહિં. વર્તમાનપત્રો તેની કિંમત ઓછી કરવા લાગ્યાં, અને રાજાઓ તેને દાબી દેવાને મથવા લાગ્યા. તેમની સામે બંડ ઉઠાવનારાઓને ઉત્તેજન આપવામાં આવ્યું. સને ૧૯૧૯ માં બોલ્શેવિકો ઉપર ચારે તરફથી હુમલા થવા લાગ્યા. આર્કેન્જલ આગળ ઇંગ્રેજોએ હુમલો કર્યો. પૂર્વ સૈબિરિયામાં જાપાનીઝો ચ્હડી આવ્યા. દક્ષિણમાં રોમાનિયનો તથા ફ્રેન્ચ અને ગ્રીકો ચ્હડી આવ્યા. કેટલાક એડમિરલો અને જનરલો પોતાના જ દેશ ઉપર ધશી આવ્યા. ક્રોન્સ્ટાડના ખલાસીઓએ બંડ કર્યું. આટલા બધા હુમલા થવા છતાં પણ રૂશિયાની રાજ્યસત્તા લેનિનના હાથમાં ટકી રહી.

જોકે બોલ્શેવિકો પોતાના હાથમાં સત્તા રાખી રહ્યા પણ તેઓ રૂશિયામાં બરાબર સામાજીક વ્યવસ્થા કરી શકયા નહિં. રૂશિયામાં ખેડુતોની વસ્તી હતી. તે જમીન ખેડીને ગુજરાન ચલાવતા. પણ લડાઇને લીધે રેલ્વે વગેરે તુટી ગયેલાં હોવાથી અને દ્રવ્યની કિંમત ઓછી થયેલી હોવાથી તેઓ ખેતીમાં ફાવી શકતા નહિં. તેઓ માત્ર પોતાને ખાવા પુરતું જ અનાજ પકવતા. એથી મોટાં શહેરો ભૂખે મરવા લાગ્યાં. સને ૧૯૨૦માં રૂશિયાની સ્થિતિ બહુ ખરાબ થઇ રહી. રેલ્વેના પાટા ઉપર કાટ ચ્હડવા લાગ્યો, શહેરો ઉજ્જડ થવા લાગ્યાં, અને ધણા લોકો મરવા લાગ્યા. સને ૧૯૨૧માં રૂશિયામાં ભારે દુકાળ પડયો અને લાખો માણસો ભૂખે મરી ગયાં.



# પ્રકરણ ૬૭ મું

## જગતની રાજકીય અને સામાજીક પુનર્ઘટના

યુરોપના મહાવિગ્રહ પછી સંધિ માટે જે વાદવિવાદ ચાલ્યા અને વર્સેલ્સની સંધિ થઈ તેનો વિગતવાર હેવાલ અહીં આપવો અશકય છે. આપણને એ ઉપરથી એટલું તો સમજાય છે કે એ વિગ્રહ મહાભયંકર હતો. તેમાં કરોડો માણસો માર્યાં ગયાં. તેણે જગતને પાયમાલ કર્યું. તેણે આપણને સમજાવ્યું છે કે આપણે કંઇ પણ લાંબો વિચાર કર્યાં વગર સ્વાર્થી જીવન ગાળતાં હતાં; તોપણ હજી પ્રજાઓનો મમત અને રાજ્યના લોભીયોનો લોભ ટળ્યાં નથી, અને તેમનો થાક ઉતરે એટલે ફરીથી યુદ્ધે ચ્હડવાને તે તૈયાર છે. વિગ્રહો અને રાજ્યવિપ્લવોથી કંઇ સારૂં પરિણામ આવતું નથી. ખરૂં છે કે તે કેટલીક નડતર વસ્તુઓનો નાશ કરે છે. યુરોપના મહાવિગ્રહે જર્મન સત્તાના વિસ્તારનો ડર યુરોપમાંથી કહાડી નાંખ્યો. રૂશિયાની રાજશાહીનો તેણે નાશ કર્યો. કેટલાક રાજાઓને તેણે પદભ્રષ્ટ કર્યા. પણ હજી પણ યુરોપમાં પુરેપુરી શાંતિ પ્રસરી નથી. હજી પણ સરહદ ઉપર ભયના ભણકારા વાગી રહ્યા છે અને લશ્કરો નવી તૈયારી કરી રહેલાં છે.

વર્સેલ્સની સંધિ થઇ અને મહાવિગ્રહનો અંત આવ્યો. પણ એ સંધિએ માત્ર હારજીતનો યોગ્ય નિકાલ કર્યો, એથી વધારે તે કંઇ કરી શકી નહિં. તેના કામકાજમાંથી જર્મનો, આસ્ટ્રિયનો, તુર્કો, અને બલ્ગેરિયનોને બાતલ રાખવામાં આવ્યા હતા. તેમણે મુંગે મોંઢે તેના નિર્ણયોનો સ્વીકાર કરવાનો હતો. વિગ્રહની શરૂઆતમાં બંને પક્ષોએ દાખવેલી ઉદારતા પણ હવે તેમનામાંથી જતી રહી હતી. જીતનાર પ્રજાઓ પોતાનું નુકશાન ભરી લેવાની માગણી કરવા લાગી. હારનારને થયેલા નુકશાન માટે તે તદન

બેદરકાર રહી. યુરોપમાં રાષ્ટ્રવાદ ફેલાયો, તેને લીધે પ્રજાઓમાં પરસ્પર સ્પર્ધા ચાલી. લડાઇ એ સ્પર્ધાનું જ પરિણામ હતું. પ્રજાઓ સ્વતંત્ર હોય, તેમની પાસે બળવાન લશ્કર હોય, અને તે નાના ક્ષેત્રફળમાં પુરાઇ રહી હોય, તો લડાઇ જરૂર જાગે. લડાઈ માટે તૈયાર થઇ રહેલાં રાજ્યોએ લડાઈ કરી, પણ યુદ્ધમાં પોતાને થયેલા નુકશાનની જવાબદારી તેમણે હારનાર રાજ્યોને માથે ઓરાઢી. ફ્રેન્ચ અને ઇંગ્રેજો ધારતા હતા કે જર્મનો ઠપકાને પાત્ર છે, અને જર્મનો એથી ઉલટું ધારતા હતા. વર્સેલ્સની સંધિએ હારનારને સખત શિક્ષા ફરમાવી. વિજેતાઓને થયેલું નુકશાન તેમની પાસેથી તેણે ભરાવી આપ્યું. આંતર રાષ્ટ્રીય સંબંધ બાંધવાને તેણે પ્રજાસંઘની સ્થાપના કરી.

પ્રજાસંઘે કરેલી દરખાસ્તને યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ વિલ્સને અમલમાં મુકી. અમેરિકામાં તેને ખરેખરો ટેકો મળ્યો. અત્યાર સુધી અમેરિકામાં મનરોનો સિદ્ધાંત પ્રવર્તતો હતો. કોઇ પણ યુરોપીય રાજ્યની ડખલ અમેરિકન લોકોને ગમતી નહિં. તેમને યુરોપીય રાજ્યો ઉપર ભરોંસો ન હતો અને તેઓ તેમનાથી અલગ રહેવાનું ચ્હાતા હતા. એટલું છતાં પણ જગતમાં સદાને માટે સલાહશાંતિ થાય એમ તે ઇચ્છતા હતા. અત્યાર સુધી તે જગતના સવાલોમાં માથું મારતા ન હતા. પણ હવે તેમ કરવાનો સમય આવ્યો હતો. દરિયામાં જર્મન આગબોટોએ કરેલા હુમલાથી અમેરિકાને લડાઇમાં ઉતરવું પડયું. તેણે મિત્રરાજ્યોનો પક્ષ લીધો. વિલ્સનની પ્રજાસંઘની યોજના તેણે કબુલ રાખી. યુરોપમાં પણ ઘણાએ તેનો સ્વીકાર કર્યો. ઘણા હવે લડાઈથી કંટાળી ગયા હતા. વિલ્સનનાં ભાષણોને લોકોએ વધાવી લીધાં. આખું યુરોપ તેનું કહ્યું કરવાને તૈયાર થઇ રહ્યું. સર્વેને લાગ્યું કે વિલ્સન હવે ખરી સુલેહશાંતિનો માર્ગ બતાવશે. ફ્રાન્સમાં લોકો તેને પગે પડવા લાગ્યા. જર્મનો તેને અભયનું દાન દેનાર ગણવા લાગ્યા.

પ્રમુખ વિલ્સનના ઉદ્ગારોથી યુરોપિયનોએ ઘણી આશાઓ બાંધી હતી. પણ તેમાં તેઓ નાઉમેદ થયા. પ્રજાસંઘ નબળી

અને નિરર્થક યોજના છે. એનો ઇતિહાસ લાંબો અને ખેદભરેલો છે. વિલ્સન કલ્પનાઓ કરવામાં હોંશિયાર હતો પણ તે કલ્પનાઓને તે અમલમાં મુકી શકતો નહિં. અમેરિકાએજ તેના પ્રમુખના કાર્યને નાકબુલ કર્યું. તેણે પ્રજાસંઘને માન્ય કર્યું નહિં. પ્રજાસંઘની સ્થાપના જોઇએ તે કરતાં જરા વહેલી થઈ હતી. શરૂઆતથીજ તેમાં વિઘ્નો નાંખવામાં આવ્યાં હતાં. તેનું બંધારણ વિશાળ પણ અવ્યવહારૂ હતું. તેની સત્તા મર્યાદિત હતી. એથી કરીને તે આંતરરાષ્ટ્રીય સંબંધ વધારવામાં ઉલટું અંતરાયરૂપ થઇ રહ્યું છે. પ્રજાસંઘ ના હોત તો એ બાબતનો નિકાલ જલદી થયો હોત. પણ લોકોએ તેની સ્થાપના વખતે જે ઉત્સાહ અને તૈયારી બતાવ્યાં હતાં તે ઉપરથી એટલું તો સાબીત થાય છે કે લોકો આખા જગતનું ઐક્ય સ્થાપવાને અને સલાહશાંતિ પ્રસરાવવાને ઘણા જ આતુર છે.

સને ૧૯૧૮ થી ઘણી પરિષદો ભરાવા લાગી. એક પરિષદ્ વૉશિંગ્ટનમાં ભરાઇ. બીજી જીનોવામાં ભરાઇ. એ બંને ફતેહમંદ નીવડી હતી. બધી પરિષદોનો હેવાલ અહીં આપવાની જરૂર નથી. દુનિયાને જો સદાને માટે શાંતિ જોઈતી હોય તો એકલી આવી પરિષદો ભરવાથી કે પ્રજાસંઘ સ્થાપવાથી કંઇ વળવાનું નથી. જગતની સુધારણા મોટા પાયા ઉપર થવી જોઇએ, અને રાજકીય બંધારણો વિશાળ દૃષ્ટિથી બંધાવાં જોઇએ. તેમાં મનુષ્યોના પરસ્પર સંબંધો, વ્યક્તિ અને જાતિગત લાગણીઓ, અર્થશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર, સર્વેનો વિચાર થવો જોઇએ. જુના અને સંકુચિત રાજકીય વિચારોને બાજુએ મુકીને આપણે બધા એક જ પ્રભુનાં બાળકો અને ભાઇઓ છીએ એવા સાદા અને સ્પષ્ટ વિચારો સર્વેએ ધારણ કરવા જોઇએ.

એક બાજુએ નજર કરતાં આપણને લાગે છે કે પ્રાચીન સમય કરતાં અર્વાચીન સમયમાં મનુષ્યને માથે વધારે ચિંતાઓ રહેલી છે. પણ બીજી બાજુએ જોતાં સમજાય છે કે હાલના વિજ્ઞાનશાસ્ત્રવડે કરીને મનુષ્યની શક્તિઓમાં પણ વધારો થયેલો છે.

સ્વતંત્રપણે વિચાર કરવાની યોગ્ય પદ્ધતિ, કોઇ પણ બાબતનું પૃથક્કરણ કરી તેને તદ્દન સાદી અને સરળ બનાવવાની શક્તિ, સંપૂર્ણ વિવાદયુક્ત યોજનાશક્તિ, વગેરે મનુષ્યને હાલમાં પ્રાપ્ત થયેલાં છે. પણ તેની શકિતઓ નિયમમાં રહી શકતી નથી. છતાં પણ હાલના સંજોગો ઉપરથી આશા પડે છે કે મનુષ્ય તેમને નિયમમાં રાખી શકશે. મનુષ્ય હજી કુમારાવસ્થામાં છે. તેની ચિંતાઓનું કારણ એજ છે કે તે હજી ઉછરતી અવસ્થામાં છે. તેની શકિત વધે છે પણ તે હજી પોતાની શકિતને યોગ્ય માર્ગે વહેવરાવી શકયો નથી. જગતના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાંખીશું તો આપણને માલમ પડશે કે માનવજીવન ચિંતાઓ અને આશાઓમાંથી પસાર થતું સ્વનિયમન તરફ વહી રહેલું છે; તો પછી અર્વાચીન સમયને તેના પ્રમાણમાં ચિંતાઓ અને આશાઓ હોય એમાં નવાઈ શી! માનવગૌરવના ઉષઃકાળમાં પણ હજી આપણે ભાગ્યેજ પ્રવેશ કર્યો હશે! પણ સુંદર ફુલો, સૂર્યાસ્ત, અને વિશાળ ભૂમિપ્રદેશોના સુંદર દેખાવો, પ્રાણીઓનું સ્વતંત્ર અને સુખી ચલનવલન, એ સર્વ ઉપરથી આપણને જણાઈ આવે છે કે આપણું જીવન આપણને શું શું આપી શકશે! અર્વાચીન સમયના કેટલાક સુંદર અને ભવ્ય મહેલો, બાગબગીચા, કળા કૌશલ્ય, કારિગીરી, અને સંગીત, મનુષ્યની ઇચ્છાશક્તિના સુંદર પુરાવા છે. આપણે કલ્પનાઓ કરીએ છીએ અને ફાવે તેમ શકિતને વધારીએ છીએ. શું આપણી કલ્પનાઓ કોઈ દિવસ ખરી નહિં પડે! શું માનવજાતિ ઐકય અને સલાહશાંતિ પ્રાપ્ત કરી, વધારે બળ મેળવી, વધારે સાહસ અને પરાક્રમ ખેડી, જગતને વધારે રમણીય બનાવી નહિં મુકે? અત્યાર સુધી મનુષ્યે જે જે કર્યું છે, અને જગતનો જે ઇતિહાસ કહેવામાં આવ્યો છે તે તો મનુષ્યે ભવિષ્યમાં કરવાનાં કાર્યોનું માત્ર સૂચન છે.

